

શ્રી.

# તુકારામ

રચનાર અને [illegible]

કવીશ્વર રેવાશંકર

ખંભાત

આવૃત્તિ ૧ લી ]

સંવત ૧૯૬૯ ]

[illegible]નગરના શ્રીજ્ઞાન ચંદ્રપ્રકાશ સભા

તથા

વડોદરા લકડીપુરા રોડ ઉપર શા. મ

ધી વિદ્યાવિલાસ પ્રેસના પ્રેસમેન

જયશંકર ખંભાતવાળાને માટે

કિંમત રૂ. ૦



શ્રી.

# તુકારામ ચરિત્ર.

રચનાર અને પ્રકાશક.

કવીશ્વર રેવાશંકર જયશંકર.

ખંભાત.

આવૃત્તિ ૧ લી ] [ પ્રત ૫૦૦

સંવત ૧૯૬૯ ] [ ઇ. સ. ૧૯૧૩

કિંમત રૂ ૧-૦-૦

# તુકારામ ચરિત્રની અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

આ તુકારામ ચરિત્રના પ્રણેતા અને મ્હારા પિતૃવ્ય પરમ પૂજ્ય કવીશ્વર રેવાશંકરના અંતઃકરણમાં ઘણા સમયથી એ વિચાર ઘોળાયા કરતો હતો કે સ્વદેહે વૈકુંઠ પ્રાપ્તિ કરનારા પરમ સમર્થ ભગવદ્ભક્ત તુકારામજીના ચરિત્રને રાગબદ્ધ રચીને વાણીને કૃતકૃત્ય કરવી. પણ અવકાશ અને સાધનને અભાવે એ વિચાર માત્ર વિચાર રૂપેજ રહ્યા કરતો હતો. ઇશ્વરેચ્છાએ જ્યારે અનુકૂલતા પ્રાપ્ત થઇ ત્યારે દક્ષણી ભાષામા તુકારામ ચરિત્ર નામનો ગ્રંથ પ્રસિદ્ધ થએલો મંગાવીને એક તદ્દેશીય બ્રાહ્મણની પાસે એનો આશય માત્ર જાણી લીધા પછી એમણે આ ગ્રંથ લખવાનો આરંભ કર્યો. મૂળ ગ્રંથનું પ્રમાણ બહુ થોડું હતું પણ કવિએ તેને વિસ્તૃત કરીને હતું તે કરતા લગભગ તેનું ત્રણુ ઘણું પ્રમાણ વધાર્યું છે એટલે દક્ષણી ભાષામા તુકારામ ચરિત્રના લેખકે માત્ર રૂપરેખા આલેખેલી હતી તેમા તત્તત્સ્થાનોચિત રંગ પુરીને હૃદયંગમ ચિત્ર બનાવવાનું કામ કવિએ કર્યું છે તુકારામના ચરિત્રમા જે અનેક આશ્ચર્યકારક પ્રસંગો આવે છે તે પ્રસંગોમાં કવિએ પોતાની પ્રતિભાના સામર્થ્યથી રસ ભર્યો છે એટલે એમા પદે પદે સહૃદય વાચકને આનંદ થયા વિના રહે એમ નથી ગ્રંથનો વિષય આકર્ષક અને અદ્દભુત તેને કવિએ આન્તર પ્રેરણા થવાથી સ્વાભાવિક શકિતના બળવડે શોભાવવો ધાર્યો ત્યા શી ન્યૂનતા રહે ? તુકારામને વ્યાપારમાં વિપત્તિ પડયાનું વર્ણન એક તરફ શ્રોતાઓની આખમાથી શોકનાં અશ્રુ પડાવે છે ત્યારે બીજી તરફ વિઠ્ઠલનાથજી વાણોતર થઇને જે તુકારામની ઉઘરાણી વસુલ કરે છે તે પ્રસંગનું વર્ણન હાસ્ય રસમા નિમગ્ન કરી હર્ષનાં આંસુ પડાવે છે. તુકારામની સ્રી ક્રોધવાળી છતાં ઠાલું ઘર ઠેલીને પોતાના પતિ પ્રતિ જે પ્રેમ રાખે છે અને પતિવ્રતપણું પાળે છે તે પ્રસંગ પણ બહુ કુતૂહલ ઉપજાવે એવો વર્ણવ્યો છે તુકારામની ભકિતથી સંસ્કારી લોકો એમની જાતિનો વિચાર ન કરતા એમના વિષે જે પૂજ્ય ભાવ રાખે છે તે જોઇને કેટલાક ઇર્ષ્યાળુ બ્રાહ્મણોની અદેખાઇનું કવિએ જે વર્ણન કર્યું છે

તે પણ વાંચવા જેવું છે કેવળ વિશુદ્ધ ભકિતમાત્રના પ્રતાપથી તુકારામને અનાયાસે ઘણી સબલ સિદ્ધિઓ પ્રાપ્ત થઇ હતી તે છતાં એમના અ તઃક રણમાં રહેલી નિર્ગર્વતા અને સાધુતાને આજના ભકત કહેવાતા પુરૂષો-એ પોતાના આચારમા ઉતારવા જેવી છે આ ગ્ર થના એકાવનમા અધ્યાયમાં અદ્રોહ અ ંગ અને પક્ષી પ્રસ ગનું જે વર્ણન છે તે ખાસ જાણવા જેવું છે તુકારામને જોઇને પક્ષીઓ ઉડી જાય છે તે ઉપરથી તુકારામના મનમા વિચાર થાય છે કે હજુ પુરી અદ્રોહતા શી રીતે આવી ગણાય ? આ પક્ષીઓ ઉડી ગયાં તે મારા મનના કોઇ પણ ભાગમાં એમના વિશે અથવા સર્વ સામાન્ય પણ કઇક દ્રોહનુ મૂળ રહ્યુ હશે ત્યારેજ, માટે જેમ વૃક્ષ ઉપર નિર્ભયતા પૂર્વક પક્ષીઓ આન ંદ કરે છે અને બેસે છે તેમ મારા આ શરીર ઉપર પણ જ્યારે પક્ષીઓ બેસે અને આનદ કરે ત્યારેજ મારામા અદ્રોહતા આવી એમ મનાય આવો વિચાર કરીને તુકારામે તે સ્થાને ઉભા રહીને પરમાત્માની સ્તુતિ કરવા માડી, થોડા સમય પછી એમની ઇચ્છાનુરૂપ પક્ષીઓ એમના શરીર ઉપર નિ શક તાથી બેઠા એટલે એમણે પોતાનામા અદ્રોહતા આવી એમ માન્યુ, આ કેટલી દૃઢતા ? કેવી ભગવદ્ભકિત ? અને કેવો નિશ્ચય ? જેના હૃદયમા આવો પ્રેમ, આવી ભકિત અને ઇશ્વર ઉપર આવી શ્રદ્ધા હોય તેને શું ન થાય ? એવા પુરૂષને સ્વદેહે વૈકુઠ મળે એમા શુ આશ્ચર્ય ? છેવટે જ્યારે તુકારામને વૈકુઠમા લેઇ જવાને વિમાન આવ્યુ તે પ્રસગે સસારના લૌકિક બન્ધનોને તૃણવત તોડી નાખી કેવળ ઉચ્છૃખલ બની ગએલી મદમત્ત માનિની જેવા શબ્દો બોલે તેવા શબ્દોમાં તુકારામે જ પોતાની સ્થિતિનુ વર્ણન કર્યુ છે એ પ્રસગ કવિએ અત્યત ચમત્કારિક અને રસમય વર્ણવ્યો છે એકદર આ ગ્રથના સાઠય અધ્યાય કવિએ કરીને તેમા ભકિત, શૃ ગાર, હાસ્ય, કરૂણ, નાના પ્રકારના જનસ્વભાવના ચિત્ર, નિસ્વાર્થ પરોત્કર્ષ સહન ન કરી શકનારા નરાધમોના સ્વભાવનું વર્ણન, સ્ત્રીઓની પ્રકૃતિનુ વર્ણન, ભગવાનનો ભકત ઉપર અને ભકતનો ભગવાન ઉપર જે અનન્ય પ્રેમ હોવો જોઇએ તેનું વર્ણન અને એ વિના પ્રસગોપાત્ત અન્ય વર્ણનો એવી ખુબીથી કર્યા છે કે આ ગ્રથ વારવાર આદ્યન્ત વાચ્યા છતા અતૃપ્તિ રહ્યા કરે છે.

આ ગ્રંથ અત્યંત પરિશ્રમ પૂર્વક તૈયાર કર્યા પછી તેને છપાવવાને સારૂ વિચાર કરતાં પેટલાદના વતની રા. રા. શેઠ દ્વારકાંદાસ છોટાલાલે કવીશ્વરને ઘણા આગ્રહપૂર્વક પોતાને ઘેર તેડાવી આ ગ્રંથનું સાંગોપાંગ શ્રવણ કર્યું અને છપાવવામાં આશ્રય આપવાનું સ્વીકાર્યું તે ઉપરથી આ ગ્રંથ છપાવી શકાયો છે પણ દૈવયોગે સંપૂર્ણ છપાએલો ગ્રંથ જોવા સુધી શેઠજીનું શરીર ટકી શક્યું નહીં એ બહુ શોચનીય છે આમ છતાં કવીશ્વરે શેઠજીના યશઃશરીરને કાયમ કર્યું છે અને સ્થૂલ શરીરની આકૃતિને આ ગ્રંથ સાથે જોડીને કાયમ કરી છે તેથી શેઠજીના ભૌતિક શરીરનો નાશ થયા છતાં તેમની કીર્તિનું શરીર અને સ્થૂલ દેહની આકૃતિ એ બે અજર અને અમર થયાં છે એ ઓછા આનંદની વાત નથી.

આવા કેવળ બોધમય અને શ્રેયસ્કર ગ્રંથો આ લોકના શાશ્વત આનંદ અને પરલોકમાં કલ્યાણ આપનારા હોવાથી પ્રત્યેક પુરૂષે એ રાખવા જેવા છે માટે આશા છે કે ભગવદ્ભક્ત પુરૂષે આ ગ્રંથો ખરીદીને ઉભય લોક સિદ્ધ કરશે એજ વિનતિ.

| ખંભાત.<br>તા. ૮–૭–૧૯૧૩. | પંડ્યા દયાશંકર રવિશંકર. |
|---|---|

# રા. રા. શેઠ દ્વારકાદાસ છોટાલાલનું જીવન ચરિત્ર.

ગુજરાતમાં ચરોતરની ભૂમિએ ઘણા નરરત્નોને જન્મ આપ્યો છે. જેમાંના કેટલાક વિદ્વાન, કેટલાક મોટા અધિકારી, કેટલાક રાજનીતિ નિપુણ, કેટલાક વ્યાપાર કુશળ અને કેટલાક પરોપકારી પુરૂષો થયા છે. ઓછેવત્તે અંશે અન્ય દેશમાં પણ એવાં રત્નો ઉત્પન્ન થએલાં પણ તેની અપેક્ષાએ આ દેશમાની ચરોતરની ભૂમિમા એવાં રત્નોની કંઇક સંખ્યા પણ વધારે અને દીપ્તિ પણ વધારે. આવા રત્નોમાં કેટલાંક તો દુર્ભાગ્યવશાત્ ખલકમાથી ખોવાઇ ગયા પણ તેમની કૃતિરૂપી પ્રકાશ હજુ સુધી પણ અમુક ભાગને પ્રકાશિત કરી રહ્યો છે. જે હયાત છે તે પ્રકાશિત છે પણ તેમા કેટલાક રત્નો એવા છે કે જેને પ્રકાશિત કરવાને અન્યના પ્રકાશની અપેક્ષા છે એવા રત્નોમાના એક રત્નને અપેક્ષિત પ્રકાશ આપીને જાણકાર ઝવેરીઓના આગળ રજુ કરવાની અભિલાષા છે પણ તેમ કરતાં તેમાં કઇ ભુલચુક જણાય તો તે જાણઝવેરીઓ ક્ષમા કરશે એટલી વિજ્ઞપ્તિ છે

રા. રા. શેઠ દ્વારકાદાસનો જન્મ સંવત ૧૯૦૧ ની સાલમાં થયો હતો એમના પિતાનુ નામ શેઠ છોટાલાલ નરસીદાસ હતુ અને એમની માતુશ્રીનું નામ ઝવેરબાઇ હતુ. શેઠ દ્વારકદાસની ત્રણ વર્ષની ઉમર થતા એમના પિતાનો અને સાત વર્ષનું વય થતા માતાનો સ્વર્ગવાસ થયો. એટલે શેઠને એમનાં માના મા રળિયાતબાઇ કરીને હતા તેમણે ઉછેર્યા. રળિયાતબાઇને જાદવજી કરીને એક પુત્ર હતા તે ઉદ્યોગ અર્થે મુંબાઇમા રહેતા હતા ઘેર રળિયાતબાઇ રેંટીયો કાતીને દોહિત્રનુ પોષણ કરતા હતા. અને અત્યંત સંકોચપૂર્વક દિવસ ગુજારતાં હતા. શેઠ જરી મોટી ઉમરના થયા એ લે શીમમા જઇને લાકડાં છાણા વીંણી લાવીને બની આવે એટલો ઉમેરો કરવા લાગતા અને મા દીકરો મળીને ઘરનો ગમે તે રીને જેમ તેમ ગુજારો ચલાવતાં હતાં. દુઃખના દરિયામાં નામ માત્રનો આટલો આધાર હતો તે પણ દૈવને ન ગમવાથી રળિયાતબાઇ દેવલોક પામ્યા અને શેઠ નહાનપણમા છેકજ નિરાધાર થઇ ગયા. રળિયાતબાઇના જાદવજી નામના જે પુત્ર મુંબાઇમાં રહેતા હતા તે પોતાની માનો સ્વર્ગવાસ થયાના સમાચાર સાંભળીને પેટલાદ આવ્યા. તેમની ઉત્તરક્રિયા આદિ પરવારીને મુંબાઇ જતી વખતે પોતાનાં ધણીઆણી કંકુબાઇ નામના જે પેટલાદમાં રહેતાં હતાં તેમને અને તેમની સાથે શેઠને પણ ખંભાત થઇને વહાણની વાટે

સંવત ૧૯૧૨ ના આસો માસમાં મુંબાઇ તેડી ગયા. ત્યાં કામ ચલાઉ અભ્યાસ કરાવ્યો. પછી કેવળ પેટસટેજ ચાર રૂપીયાને પગારે પ્રભુ આ- શરે એક ભાટીયાની દુકાને નોકરી રહ્યા. મુંબાઇ જેવા શહેરનો ખરચ અને પગાર રૂપીયા ચાર એ નિભાવ શી રીતે થાય, જો મામાના ભેગું રહેવાનું હોય તો તો ઠીક પણ મામાએ તો નોકરી રહ્યા તેજ દીવસથી જુદા કહાડયા હતા થોડા વખત પછી આઠ રૂપીયાનો પગાર કરી આપ્યો એ રીતે સંવત ૧૯૧૮ ની સાલ સુધી નોકરીની પરતંત્રતા ભોગવી.

સેવા વૃત્તિમાં સુખ સમૃદ્ધિ મળવાની આશા મિથ્યા છે. જ્યાં નિયમિત દ્રવ્ય આવતું હોય ત્યા હાથ છૂટો શી રીતે રહે, પોતાનુ જ પૂરૂ પરાણે થઇ શકે ત્યાં પરોપકાર તે શી રીતે થાય. કાચના વાસણ જેવી નોકરી તુટી જતાં વાર ન લાગે. ઇત્યાદિ અનેક વિચાર કરીને દલાલીનો ધંધો શેઠે સ્વીકાર્યો અને વીશીમાં જમવાનું રાખ્યું એમ કરતા કરતા સવત ૧૯૨૦ ની સાલથી શેરની દલાલી અને ઘરની દલાલીનો ધધા કરવા માંડયો. અહીંથી પ્રભુની કૃપા થઇ, પૂર્વના પાપ કર્મના અતરાયનો પડદો ખશી ગયો અને સદભાગ્યના સૂર્યનાં કિરણો જણાવા લાગ્યા. પછી સવત ૧૯૨૧ ની સાલમાં પેટલાદ આવીને લગ્ન કર્યાં તે બાઇનું નામ દીવાળીબાઇ હતું દીવાળીબાઇનો હાથ ઝાલ્યા પછી દીવાળીના દિવસો જેવા દિવસો વીતવા લાગ્યા. સંવત ૧૯૨૩ ની સાલમાં તેમને મુંબાઇ તેડી ગયા. અને સવત ૧૯૨૭ ની સાલમાં કાપડની દુકાન કરી. વિદ્વાનો કહે છે કે व्यापारे वसति लक्ष्मी: લક્ષ્મી વ્યાપારમા વસે છે એ વાત ખરી છે. લાબો અનુભવ, ચઢતી જુવાની, પૂર્વનું પુણ્ય, અને પરમાત્માની કૃપા એટલે શેઠને વેપારમાં ઉત્તરોત્તર સારો લાભ થતો ગયો અને દ્રવ્યનો સકોચ દૂર થતો ગયો, જેમ જેમ ઇશ્વરની કૃપાએ સ્થિતિ સારી થતી ગઇ તેમ તેમ વૃત્તિઓ ધર્મ કર્મ તરફ વળતી ગઇ. શ્રદ્ધા, દયા વિગેરે વધતાં ગયાં. અને પરોપકારવૃતિ પ્રબળ થતી ગઇ. સંવત ૧૯૧૮ ની સાલ પછાથી દિવસે દિવસે ચઢતી કળા થવા લાગી હતી. પરમાત્માએ ઐહિક સુખ જેટલું જોઇએ તેટલું આપ્યું હતું. કાપડની દુકાન કરીને દ્રવ્ય આવવાનો પ્રવાહ કરી રાખ્યો એટલે તે માર્ગે ભંડાર ભરાયા કરતો હતો હવે પારમાર્થિક સુખ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવાનો હતો. મૂળથી શેઠનો સંસ્કારી આત્મા એટલે કોઇને કહેવું પડે એમ હતું નહીં. જેમ આ લોકમાં સુખી થવાને જે

પ્રકારે પુરૂષાર્થ કર્યો અને તેમાં પ્રારબ્ધે સહાય કરી તેમ પરલોકમાં પણ સુખી થવાને એમણે જે જે પ્રયત્ન કર્યા તે પણ જાણવા જેવા છે.

સંવત્ ૧૯૩૬ ની સાલમાં પ્રથમ સહકુટુંબ શ્રીજીબાવાની યાત્રા કરવા ગયા ત્યાંથી સુખપૂર્વક ઘેર આવ્યા પછી જેમ નદી કિનારેથી હિંદુ હો કે મુસલમાન હો પણ કોઇ તરસ્યો ન જાય તેમ સંવત્ ૧૯૪૧ ની સાલથી સદાવ્રત ચાલતુ કર્યું કે જ્યાંથી કોઇ નિર્મુખ ન જાય. જાતે ગમે તે હો પણ જે આવ્યો તેને અન્ન મળે. ત્યારપછી નિશાળમાં ભણતા છોકરાઓને પાણી પીવાનુ દુઃખ જોઇને ત્યાં એક પરબ મંડાવી વળતી આશીમયડા, કાવિઠા અને સંતોકપરા એ ત્રણ ગામના તરભેટા આગળ લોકોને અને ઢોરોને પાણીનું પરમ સંકટ જાણીને ઢોરાને માટે તલાવ કરાવ્યુ અને માણસોને માટે કુવો બંધાવ્યો તથા સંતોકપરાના તલાવનો આરો બંધાવ્યો. પોતાનુ આડતરીસ વર્ષનું વય થતા સુધી કંઇ પ્રજા ન હોવાથી સંવત ૧૯૩૯ માં ફરી લગ્ન કર્યુ તે બાઇનું નામ જમનાજી હતું. લગ્ન કર્યા પછી મોટાં દીવાળીબાઇ અને નહાંના જમનાજી એ બેયને લેઇને શેઠ મહાયાત્રા કરવા ગયા. ચારે ધામની યાત્રા કરવા ગયા ત્યાં અન્નવસ્ત્ર વાસણ વિગેરે ઘરમાં જે જે ઉપયોગની વસ્તુઓ જોઇએ તે તમામ ભરીને એક ઉત્તમ ઘર દક્ષિણા સાથે બ્રાહ્મણને શ્રી કૃષ્ણપ્રીત્યર્થ અર્પણ કર્યું. એવી રીતે ગોકુલ, મથુરા, વૃંદાવન, કાશી, જગન્નાથ હરદ્વાર ઇત્યાદિ તીર્થાની યાત્રા કરીને આવ્યા પછી સંવત ૧૯૪૮ માં વૈષ્ણવયાગ કરાવીને બ્રાહ્મણોની ચોરાશી જમાડી તેમને સારી રીતે દાન દક્ષિણાથી સંતુષ્ટ કર્યા. સંવત ૧૯૫૩ ની સાલના ફાગણ સુદી ૫ ને દિવસે શેઠનાં નવાં ધર્મપત્ની બાઇ જમનાંજીનો સ્વર્ગવાસ થયો. તે સ્ત્રીને હાથે તેની ઇચ્છા પ્રમાણે પુણ્યદાન કરાવ્યુ અને તેનો દેહાંત થયા પછી તેની પાછળ ઉત્તમ પુણ્યદાન કર્યુ અને એક ચોરાશી કરી શેઠનાં સર્વથી મોટાં પત્ની દીવાળીબાઇને સંવત ૧૯૫૫ ની સાલમાં મહા વિષમ મંદવાડ થઇ જવાથી સ્વજાતિના અને સંબંધિ વર્ગના આગ્રહથી શેઠે ફરી લગ્ન કર્યુ. તે ત્રીજી વારનાં પુણ્યશાલી બાઇ સૂરજને પગલે મોટાં શેઠાણીની પ્રકૃતિ સારી થઇ ત્યાર પછી સંવત ૧૯૬૩ ની સાલમાં પેટલાદમાં આશરે ચાળીસ હજાર રૂપિયાના ખર્ચથી શ્રી લક્ષ્મીનારાયણનું એક ભવ્ય મંદિર બંધાવી તેમાં લક્ષ્મીજી સાથે પ્રભુની પ્રતિમાની પ્ર-

ષ્ઠિા કરાવી અને શ્રી લક્ષ્મીનારાયણના ભોગને માટે આશરે પિસ્તાળીસ હજાર રૂપિયાના ખેતર લેઇ અર્પણ કર્યા સંવત ૧૯૬૪ ની સાલમા લુણાવાડા તાબાના ખારોલ્ય નામના ગામમાં મુસાફર લોકોને ઉતરવાની અગવડ દૂર થવા સારૂ એક ધર્મશાળા બધાવી અને કલ્યાણીમા ઠાકોરજીના મદિરમા એક કુવો કરાવી આપ્યો.

પેટલાદમા સરકારી વ્યાકરણ શાળા છે પણ તેમા વ્યાકરણ, કાવ્ય, કોશ ઇત્યાદિ વિષયોનો અભ્યાસ કરાવાય છે જ્યોતિષ શાસ્ત્રનો અભ્યાસ કરાવાનો નથી એવો વિચાર કરીને આશરે એકત્રીસ હજાર રૂપિયાની રકમ કહાડી સવત ૧૯૬૫ ની સાલમા પેટલાદમા એક જ્યોતિષ શાળા સ્થાપન કરી તેને અગે વિદ્યાર્થિઓને રહેવાની અને જમવાની પણ વ્યવસ્થા કરી આપી એટલે ભણનાર વિદ્યાર્થીને રહેવાની અને જમવાની ચિતા રહી નહી વિદ્યાર્થીઓને ભણાવવાને માટે એક સારા જોતિષીને માસિક રૂ. ૨૫ ] પચીસ રૂપિયાનો પગાર કરીને રાખ્યા જુનાગઢ, પ્રભાસપાટણ વિગેરે કાઠિયાવાડમા તીર્થની યાત્રા કરી આવ્યા પછી વિચાર થયો કે આ કાળમા રાજ્યભાષા તરીકે ઇગ્રેજી ભષા છે અને તે ભાષા ભણેલાને નિર્વાહને માટે વધારે વિટબણા પડતી નથી એવુ ધારીને પોતાની જ્ઞાતિના અગ્રેજી ભણવાને ઇચ્છનારા બાળકોને ફી અને પુસ્તકો પુરા પાડવાના હેતુથી સવત ૧૯૬૬ ની સાલમા રૂ. ૫૦૦૦ ] પાચ હજાર રૂપિયા તે ખાતે મુકયા કે જેના વ્યાજમા અગ્રેજી અભ્યાસ કરવાની ઇચ્છાવાળા પોતાની જ્ઞાતિના છોકરાઓને ફી અને પુસ્તકની હરકત ન પડે. તે પછી સવત ૧૯૬૭ ની સાલમા દ્વારકાનાથ માધવપુરમા શ્રી ઠાકોરજીને માટે એક ઓરડો બધાવ્યો.

ઉપર પ્રમાણે સવત ૧૯૩૬ ની સાલથી તે અદ્યાપિ સુધી ભિન્ન ભિન્ન પ્રકારના અનેક પારમાથક કાર્યો કર્યા, અને પરોપકાર ખાતે લગભગ પચાશેક હજાર રૂપિયા જેટલો ખર્ચ કરીને જીવન કેવળ ધર્મમય કરી દીધા પછી વિચાર થયો કે ગમે તે કર્યુ અને કરીશુ પણ ઉભય લોકમાં અમર રહેવાને સારૂ કોઇ સતકવિના કાવ્યમાં ગુથાયા વિના બીજો ઉપાય નથી કારણ કે એક અનુભવી પુરૂષે કહ્યુ છે કે:—

“ અમર થવાને ઔષધિ, સોધે સઉ સસાર;
બાપુ કહે બેમા જડે, કો કવિ કે કિરતાર.

પરમેશ્વરનું કે કવિનું શરણુ જો ગ્રહણુ કર્યું હોય તોજ નામ અમર રહે છે એવો વિચાર કરીને દક્ષિણમા વણિક જાતિમાં સ્વદેહે વૈકુંઠમાં ગયેલ, અને પરમાત્માના પરમ એકાંતિક ભકત શ્રી તુકારામનુ ચરિત્ર દક્ષણી ભાષામાથી ગુજરાતી ભાષામાં સુપ્રસિદ્ધ કવીશ્વર રેવાશંકર જયશંકરે રાગબદ્ધ રચેલુ જાણીને તેમને પેટલાદ તેડાવ્યા અને પોતાનાં પ્રથમનાં પત્ની દીવાળીબાઇ અને નવા પત્ની સૂરજબાઇ એ બેયની સાથે તથા અન્ય સ્નેહી સંબંધી સમૂહની સાથે એ તુકારામ ચરિત્રને આદિથી અંત સુધી કર્તાને મુખે સાંભળીને તેમનો સારો સત્કાર કર્યો.

જે વખતે તુકારામ ચરિત્ર શેઠ સાંભળતા હતા તે વખતે એમના ઘરનો વૈભવ જોઇને કવીશ્વર રેવાશંકર જયશંકરે નીચે પ્રમાણે બે ઉત્તમ કલ્પનાવાળા છંદ રચીને શેઠને સંભળાવ્યા હતા તે આ પ્રમાણે છે:-

कवित

सेवाबल स्वप्नद्वारे श्रीजीने सवाल कीनो
शोचना बिमार सुख सबी द्वार आवेगो,
नामना बढावेगो ये ज्ञाति कुल देश वामे
दानमे दधिची मान मघवा सों पावेगो,
पुण्यको प्रवाह दानी विद्या अरु अन्न पर्नी
रमारमण वाकुं ये घरमे घुसावेगो,
दास द्वारिका ये नाम धारेगो धरम स्तंभ
छोटालाल तेरो पूत देशकु दीपावेगो

આ કવિતામા એવી કલ્પના કરી છે કે જાણે શેઠના પિતા છોટાલાલ શેઠને સંકટ સમયે ભક્તિભાવાને લીધે પરમાત્માએ સ્વપ્નમાં આવીને કહ્યું કે હે છોટાલાલ! તુ શોચના શા માટે કરે છે? ફીકર ન કર, તમામ સુખ તારે ઘેર પ્રાપ્ત થશે. દાનમા દધિચિઋષિના જેવો, જ્ઞાતિમાં કુળમા અને દેશમા નામના વધારે એવો, ઇંદ્રના જેવા માનવાળો પુણ્યના પ્રવાહ રૂપ, અને પરમાત્માને ઘરમા પધરાવે એવો દ્વારિકાદાસ નામનો તારે પુત્ર થશે તે ધર્મના સ્તંભ જેવા જેવો થઇ આખા દેશને દીપાવશે.

મનહર

દેવદીવાળી આવ્યેથી શોભતુ થયુ સદન,
જમનાજી જાતરાનો પછી યોગ લહ્યો છે;

સૂરજ ઉગ્યાના જેવી શોભા સઘળે દેખાઇ,
પુણ્યનો પ્રવાહ જેનો ચાલતો એ કહ્યો છે.
દાતારતા દેવતાથી ડાખવી વિશેષ જેણે,
જગતમા જશ જેની કીરતિનો થયો છે.
રેવા એથી ઇંદિરાએ છત્ર છાયા કરે જાણે,
દ્વારકાનોધીશ દાસ દ્વારકામાં રહયો છે.

આ છંદમા શેઠની ત્રણ પત્નીઓના નામના જુદા અર્થ એવી રીતે કર્યા છે કે પ્રથમના પત્ની દીવાળી બાઇ ઘરમાં આવ્યાથી દેવ-દીવાળી આવ્યા જેવુ ઘર શોભવા લાગ્યું, પછી બીજા પત્ની જમનાજી આવ્યાં એટલે જમનાજી ગંગાજી વિગેરે જાત્રા જવાની ઉત્કંઠા થઇ ત્યાર પછી ત્રીજા પત્ની સૂરજ આવ્યાં એટલે સૂરજ ઉગ્યા જેવો પ્રકાશ થયો પુણ્યનો પ્રવાહ પણ ચાલ્યો દાતારતા પ્રગટ થઇ અને જગતમા કીર્તિ ફેલાઇ તેથી લક્ષ્મીએ જાણે શેઠની ઉપર છત્ર છાયા કરી અને દ્વારકાધીશ તે પણ આ દ્વારકાદાસ શેઠના હૃદયમાં રહ્યા.

આ પ્રમાણેના છંદો સાભળીને શેઠ બહુ પ્રસન્ન થયા અને તુકારામ ચરિત્ર છપાવીને તે દ્વારા કવિની વાણી રૂપી રસાયનના સેવનથી કીર્તિ શરીર કાયમ કરવાની ઇચ્છા દર્શાવી એવા જન્મ ધરીને જીવન પરોપકારમય કરવાની ઇચ્છાવાળા આ શેઠ શ્રી દ્વારકાદાસ છોટાલાલનો સંવત ૧૯૬૯ ના પોષ સુદી ૧૧ ને રવિવારે બપોરના બાર ઉપર ત્રણ વાગતા વૈકુંઠવાસ થયો જે જાણુવામાં આવતા સગા સંબધી અને મિત્રમંડળમા ભારે શોક થયો હતો શેઠ શ્રીએ પોતાની સાવચેતીમા કરેલા વીલમા લગભગ ત્રણ લાખ રૂપિયાને આશરે ધર્માદા વ્યય કરવા જણાવેલુ છે જેમાંના કેટલાક રૂપીઆ શેઠે પોતાના હાથે વાપર્યા છે અને બાકીના એમના ધર્મપત્ની અને વારસ બાઇ દીવાળીબા તથા બાઇ સૂરજબા અને એમના ત્રસ્ટી રા. રા. શેઠ છોટાલાલ મૂળચંદ એ ત્રણે મળીને વાપરવાનુ શેઠે પોતાના વીલમાં જણાવ્યાનુ અમે સાંભળ્યુ છે શેઠની ઉત્તર ક્રિયામા પણ ઘણો સારો ખર્ચ કરવામાં આવ્યો હતો એકંદર શેઠે હયાતીમા અને પોતાની પાછળ પણ પુણ્યનો પ્રવાહ ચાલુ રાખવાની જે યોજનાઓ કરી છે તે ઘણી પ્રશંસનીય હોવાથી શેઠનુ સ્થૂલ શરીર આ લોકમાંથી નષ્ટ થયા છતાં એમનું કીર્તિશરીર ઉભય લોકમા કાયમ રહ્યું છે એ નિઃસંશય છે પરમાત્મા એમના પવિત્ર આત્માને શાંતિ આપો એજ પ્રાર્થના છે.

# શ્રી તુકારામ ચરિત્ર.

## અધ્યાય ૧ લો.

શ્રીગણેશાયનમ ॥ અથ તુકારામ ચરિત્રની કથા
ગુજરાતી ભાષામાં શહેર ખંભાતના નીવાસી
કવિ રેવાશંકર કૃત્ય લખી છે ॥

॥ રાગ આશાવરી. ॥

વંદુ વીઘ્નવીનાશન તેને, સીદ્ધિબુદ્ધિ ગણનાથ;
મંગળ મુળમનોરથ પુરણ, લહી સેવે સુરનાથ. ૧
વાગીશ્વરી વરદાયની જે વશ, શબ્દ સીંધુની તાર;
કૃપા કટાક્ષે કવિવર કરી દે, પોતાડે ભવપાર. ૨
પુરણ બ્રહ્મ પ્રકાશક જે જગ, સઉના સરજન હાર;
વાણીપર વીભુ વ્યાપક સઉમાં, અચ્યુત અભય ઉદાર. ૩
નેતી નીગમ નીરંતર વરણે, પામે ના વીધી પાર;
તે અવીનાશીના એકાન્તીક, સંતત ગુણ ગાનાર. ૪
ભુરી ભકત થયા ભુતળમાં, સ્વાધીન કીધા શામ;
તેના ગુણ ગાવા મતી માહરી, કંઈક ધરે છે મામ. ૫
ગજુ ન ગ્રંથાદરવા મારૂં, એક ભરોંસો આવે;
વ્યાપક વીશ્વપતિ છે અંતર, વા જેમ વૃક્ષ હલાવે. ૬
તેમ મતી માહારી જડ છે પણ, પ્રેરક પરમ દયાળ;
સ્વયં અન્યથા કરતું સમૃથ, સમય કરે સંભાળ ૭

જેની ગહનગતી ન કળાયે, ક્ષણુમાં રચે વીરાટ;
પંચભુત પ્રકટાવ્યાં કે વીધ. ઘટઘટ ન્યારા ઘાટ. ૮

સુર્ય સોમ અવની ને ઉડગણુ, રહે અ ત્રીક્ષ તમામ;
આત્માથી આકાશ પ્રકાશુ, તેથી વાયુ નામ. ૯

વાયુ થકી પ્રકાશો વહ્ની, વહ્નીથી જળ કીધુ;
જળથી અવની ઉદ્દભવ કીધો, એ કરતાં વૃજ વીધુ. ૧૦

કાઢી અવના થકી ઐાષધી, ઐાષધીમાંથી અંન;
અંન થકી જે પુરૂષ પ્રકાશો, કરતા જુગજીવન. ૧૧

તેહ સનાતન સગુણ રૂપ થઇ, ભક્ત પરમ ઉદ્ધારે;
તે ભક્તાથી ધર્મ સ્થાપના, કરતા વારમવારે. ૧૨

તેવા ભક્ત અનંત થયા પણ, તુકારામે હદ વાળી;
ગયો સ્વધામ સ્વદેહ પોતે, કરીને વશ વનમાળી. ૧૩

જેનાં કારજ જગ કરતાયે. સંકટ સમયે કીધાં;
અભંગ પુસ્તક દ્વેશી પકીને, જળમાં બોળી દીધાં. ૧૪

રમાપતિયે રક્ષણ કીધાં. દ્વેશી ફળ દેખાડયાં;
દીવસ ચૌદમાં તે સરીતાથી. કોરાં પુસ્તક કાડયાં ૧૫

તેવો ભાવીક ભક્ત હરીનો, કૃપા કરી આવાર;
સ્વપ્ન દ્વારે વૃતાંત વરણી, ગ્રંથ કરાવ્યો ત્યાર ૧૬

જેમ તીમીરને ટાળે તરણી, પલટે પારસ લોહોને;
મલીન જળને ગંગા પલટે, તરે મહાજન મોહોને ૧૭

વ્યાસ વાલ્મીક આદી કવીયો, તેને કરૂં પ્રણામ;
રામકૃષ્ણ અવતરતા પેહેલાં, ગ્રંથે નીરમ્યાં નામ. ૧૮

તેજ રામકૃષ્ણાદીક રટીને, ઊધર્યા મુક્ત અપાર;
જેની સાહ્ય કરી શ્રીહરીએ, જોતાં સઉ સંસાર. ૧૯

જ્ઞાનદેવ યોગેશ્વર તેનો, ત્રીકમે રાખ્યો ટેક;
ચાંગદેવ નામે યોગીવર, વળગ્યો વાદે છેક. ૨૦

માન મદાંધ અમીતનાં ક્રોડી, સજીને સીંહ સવારી;
જ્ઞાનદેવને ગયો જીતવા, ભયદેવાને ભારી. ૨૧

ભાગોળે જૈ ખડો ભયંકર, કાહાવ્યું મળવા આવે;
ત્રાસ પુરના લોકો પામ્યા, શી ગત્ય થાશે હાવે. ૨૨

જ્ઞાનદેવ વણ વાહન પોત્યે, કયમ કરી મળવા જાય;
કાળ સરીખો સીંહે કંપે, વાહુને કેમ ટકાય. ૨૩

જ્ઞાનદેવ કે માં ગભરાશો, હરી કર સૌની બાજી;
વીશ હાથ લાંબી ષટ ઊંચી, ભીંત્ય પુરાતન ઝાજી. ૨૪

તેની ઉપર કરી સવારી, કર કરતાળો ઝાલી;
ભજન ધુન્ય પ્રકટી કે તે ક્ષણે, ભીંત્ય ભયંકર ચાલી ૨૫

જય જયકાર થયો જન પાછળ, જોવા સૌજન જાયે;
નાહું જાય નજીવું સનમુખ, માનવી પુર નામાયે. ૨૬

ચાંગદેવ દરશી તે ચમકયો, કાળ કટક દરસાયું;
સીંહ સટપટી ઉઠયો સાહામું, નવું નજીવું આયું ૨૭

ભીંત્ય ધાય છે ધાંસ કરીને, પ્રથ્વી ન પડે પગલાં;
સીંહ દેખીને ભરતો જાયે, પાછાં દસદસ ડગલાં ૨૮

ચાંગદેવ કે યુધ્ધ ન ઇચ્છું, વીધા વાદજ માગું;
માટે આપ ટકો એ સ્થાને, ડગના દેશો આહાગું. ૨૯

મત્તમહીશ મગાવ્યો ગુરૂવે, મનમાં મદના લાવ્યા;
ચાંગદેવ પાસે ચૌવેદો, પાડા પાસ વદાવ્યા. ૩૦

ગંભીર ગર્વ વછુટયો ખળનો, સીધ્ધ છતાં સપટાયો;
જ્ઞાનદેવની પદરજ વંદા, પાછો તર્ત પળાયો. ૩૧

તમ ઉદ્ધવ અવતાર લખાયો, નામદેવ જે ગાયા;
સર્વ શાસ્ત્રના અર્થાકરશી, અભંગમાં હરસાયા ૩૨
શતકોટી સમુદાય કર્યા તે, હેવા હરીજન ધારૂ;
તેવા તત્વાતીત પુરૂષને, વીધીવત વંદન માહારૂ. ૩૩
એકનાથ આરૂઢ ભક્તિમાં, જગમાં કીરતી જાણી;
જેને ઘેર ભરયુ ભવ તારણે, કાવડય લેઇને પાણી. ૩૪
કુંભાર ગોરો ગાતો હરીગુણ, દૈવે દુખમાં પાડયો;
માટીમાં મશળી મારેલો, તે સુતને જીવાડયો ૩૫
નીરધનતા નાગર નરસઇની, વીશ્વાધાર વીચારી;
હુંડી સાતસેંની સાંમળશા, થઇ હરીયે જ શકારી. ૩૬
માંહોમેરૂ તનયાનુ પુરયુ, સમો સાંકડો આવ્યો;
જાદવ જાન કરીને શેવટ, સાંમળ સુત પરણાવ્યો. ૩૭
જગધારણ જાતી ના જુવે, કષ્ટે કૈવલ્યદાની;
નણંદ થઇ સુવાવડ કીધી, *ચોખામેલ ત્રીયાની. ૩૮
ભીશ્મતણુ પણ પાળ્યું પોત્યે, અંતક પાછો વાળ્યો;
દ્રુપદ સુતાના ચીર પુરીયા, ઇજ્જતનો ભય ટાળ્યો ૩૯
એમ ભક્તની ભીડય પડી તાં, ધાંસે ધાયા જાયે;
અનંત એવાં કારજ કીધાં, ગણતાં પાર ન થાયે ૪૦
ભવીશોત્રમાં વ્યાસે વરણ્યાં, ભારી ભકત ચરીત્ર;
કામરીપુ લાવ્યા કૈલાશે, લીલા પરમ પવિત્ર ૪૧
તેનો ભાગ રહ્યો ના ભુતળ, પ્રાણી પાવન કરવા;
નાભાજી નારાયણે નીરમ્યા, આ કળીજન ઉદ્ધરવા. ૪૨
ત્રીકાળદરશી ભકતી ભાવીક, ઉત્તમ આદર ધરીયો;
ભક્તમાળ નામે અતી ઉત્તમ, ગ્રંથ અનુપમ કરીયો. ૪૩

* ચોખામેળ-એ નામનો એક નીચ જાતિનો ભકત થઇ ગયો છે એનો ઇતિહાસ ભકતમાલમા પ્રસિદ્ધ છે

થયા થવાના ભકત જકતમાં, તે સઉ વરણી ગાયા;
જેમ વાલ્મીકે રામાયણ કરી, હરીના જન્મ લખાયા. ૪૪
સીતારામ જનમતા પહેલું, ચરિત્ર કરીને ગાયુ;
તમ નાભાજી હસ્તુ પુસ્તક, લક્ષ્મીવરે લખાયું. ૪૫
તે નાભાજી કોણ હવોને, કયમ શકિતયે આવી;
એ વિસ્તાર કરીને વરણુ, શ્રવણો આદર લાવી. ૪૬
વ્યાસે વચન લખેલાં કળીમાં, યજ્ઞ યાત્ર તપ ધ્યાન;
પારંગત પ્રાણીને થાવા, નહિ હરીનામ સમાન. ૪૭
તે હરીજન વણ હરીનાં કીરતન, કેમ કરી જન ગાય;
વણ ગાયે કપરા કળીયુગમાં, કયમ પારંગત થાય. ૪૮
વીશ્વપતિના વેશે રીઝે, જે અતરનુ જાણે;
પુરણ પ્રેમ વીના સુધરેના, છાપાં તીલક તાણે. ૪૯
ત્રષ્ણાતીત વીશયપર વૃતી, આત્માવત દેહે ધારી;
રેવા રશીક તેનાપર રીજે, દરશી પરઉપકારી ૫૦
॥ વીશ્રામ ॥—પરઉપકારી પ્રેમમય, અદ્રોહીજ ઉદારરે;
પચેવીશય વીશવત ગણે, તેજ તરે સંસારરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते भक्तमहीमा वर्णनो नाम प्रथमोध्याय ॥ १ ॥

॥ રાગ મારૂ ॥

સુણો સઉ જનોરે, ભાવીક ભકત ચરિત્ર આ;
નાભાજીતણુરે, પ્રાગટ પરમ પવિત્ર આ ૧
એના શ્રવણથીરે, પાપ ચતુરવીધતે પળે;
તાપ ત્રીવિધીરે, વામેને સઉ સાધન ફળે; ૨

જશ જકતમાંરે, ભકતોના જેણે પ્રગટ કર્યા;
જેના કાર્યોમાંરે, પુરૂષોત્તમ પાછળ ફર્યા. ૩

ભકિત સગુણનીરે, જેણે પ્રગટ જગમાં કરી;
થયા અમર યેરે, અવનીમાં પોતે અવતરી. ૪

એક અવસરેરે, વારાણસીપુરીમાં હઉ;
તે ચરિત્ર આરે, પ્રેમે પુરણ તમને કઉ. ૫

રામનંદજીરે, નામે સન્યાશી સબળ હતા;
મહાસમૃથરે, શાડ ઐશ્વર્ય ઉદારતા ૬

અષ્ટ યોગનારે, આગ્રહી મહા તપના નીધી;
જ્ઞાન ભકતીનેરે, વૈરાગની કાયા કીધી ૭

તેના શીષ્યજરે, આનદાનદ સ્વામી હતા;
શીષ્ય તેમનારે, પોહરાદાસ નામે છતા ૮

તેનાશીષ્ય બેરે, અગ્રજીને, કીલજી, ભણુ;
મોટા અગ્રજીરે, ત્યાગમાં પુતળુ તપ તણુ ૯

પચવીશયથીરે, પરવૃત્તી ત્રષ્ણાવની;
યોગારૂઢનેરે, શુદ્ધ સગુણ ઉપાસની. ૧૦

ક્ષમાશાંતીનુરે, બીજને વકતા વેદના;
દયાના નીધીરે, હરીજન હરીમાં ભેદના. ૧૧

ભકતી ભાવથીરે, પોતે પ્રસન કરયા હરી;
સમદર શીનેરે, રાજી રહે સૌની સેવા કરી ૧૨

વાચા જેહનીરે વાચસ્પતી સરખી રહી;
મોહોટા મહીપતીરે, નીત્ય નમે ચરણે ગ્રહી. ૧૩

જેના બોધથીરે, પ્રાણી પતીત સમો તરે;
ઉગ્ર અસુરનારે, અંતર માંહ્ય દયા ઠરે. ૧૪

સંખ્યા સ્નાંનનેરે, ધ્યાંન ધારણા સર્વદા;
ભકતી નવ વીધીરે, અંતરથી ન ખસે કદા. ૧૫
તેવી શ્રવણુનેરે. કીરતન, સ્મરણ, કરયા કરે;
પાદસેવનરે, અરચન, વંદન, જે ઠરે. ૧૬
દાસ, સખ્યતારે, આત્મ, નીવેદન, સૌ સમી;
રાત્ય દીવસરે, રટણ કરે દેહેને દમી. ૧૭
તેવા અગ્રજીરે, જે મારગ પગલાં ભરે;
તેના રક્ષણેરે, પુરૂષોત્તમ પાછળ ફરે; ૧૮
ભુખ્યા ભાવનારે, અન્ય અપેક્ષા નથી કશી;
પોતે પુરણરે, ધાય જ્યાં પ્રેમ ત્યાંહાં ધશી. ૧૯
સેવા સમરણુરે, યજ્ઞ યાગ તપ આદરે;
જાય વ્યર્થતેરે, પ્રેમ ન જ્યાં પાકો ઠરે. ૨૦
દયાળુ પ્રભુરે, દભ થકી દુર થાય છે;
વણ ભકિતયેરે; કરમ વિના કુટાય છે. ૨૧
વણ ભાવનારે, કાવ્ય કથા કીરતન કરે;
ઘાંણી બળધનારે, જેવું ગાંણુ તેહનુ ઠરે. ૨૨
અગ્ર દાસનારે, યોગે સકળ સુધરી ગયા;
જેના ઉરમાંરે, દેવ થકી અધિકી દયા ૨૩
તેવા અવસરેરે. દૈવે દકાળ આવી પડયો;
ડોલી ગઇ દયારે, પોશાણુનો રસ્તો ખડયો. ૨૪
દીન દોહ્યલાંરે, અંન વિના અથડાય છે;
માગ્યું ના મળેરે, છોકરાં વેચીને ખાય છે. ૨૫
પિતા પુત્રનાંરે, મેળ મટી દુઃખમાં ગયો;
રાંક રડવડેરે, કાળ વીશમ વરતૈ રહ્યો. ૨૬

પશુ પક્ષીઓરે, મારીને પેટ પોશણ કરે;
કટીને કશીરે, લુખાં વદન લઇને ફરે. ૨૭

વાટચવાટમાંરે, શાખવત કંઈ સુઇ જાય છે;
ચોક ચાલમાંરે, ચાહન ચોરીયો થાય છે. ૨૮

વંશ વૃક્ષનારે, કોહોવાડે મારીને કાહાડીયા;
પેટ પોસવારે, પુત્રોને મારી પછાડીયા. ૨૯

રૂવે બાળકોરે, માતાના મુખ સામુ લહી;
અંન ના મળેરે, રોઈ ચક્ષુ રાતી થઈ. ૩૦

એક બાઇ તારે, કાલો કુવર કેડે ધરી;
આંસુ આંખ્યમાંરે, લેઇ ગંગા ઘાટે ફરી. ૩૧

માગે મા કનેરે, ભોજન પેટ બતાવતો;
રૂવે રોશમાંરે, કંટાળો તે જોઇ આવતો. ૩૨

કને કોડી નૈરે, પુત્ર પટાવીને પ્રેમદા;
સુવાડયો સુતરે, આપીને આશાએ આપદા. ૩૩

આંખ્યો મીચુ તોરે, લાવીને આપુ તને કશુ;
આશાએ કરીરે, માનું વચન મનમાં વશુ. ૩૪

ઘાટ ગોઠવીરે, સટકી સમો લહી સુદરી;
થોડીવાર થઇરે, બાળક બેઠો થયો ફરી. ૩૫

ઉઠી અરભકરે, દોહશ લાગ્યો નીહાળવા;
દીઠી માત નારે, લાગ્યો રોવા વપુ ગાળવા. ૩૬

શોચે સૌ લહીરે, જોવા તમાસો ટોળે થયાં;
કોણ જાતનારે, આ અરભક મુકી ગયાં. ૩૭

પુછે પ્રાણીયોરે, કોણ જાત તન તાહારી;
રોતો કહે સુતરે, તે જાણે માતા માહારી. ૩૮

જેમ હરણી કેરે, બાળકને તજી વન ગઇ;
તેમ પુત્રનેરે, માતા મુકી પુરમાં ધઇ. ૩૯
તેવી તક માંહીરે, અગ્રદાસ ગંગા ગયા;
રોતો બાળ લહીરે, પ્રેમ કરી પાસે વહ્યા. ૪૦
ભુખને દુખરે, બે ભેળાં થઇ બાળક રૂવે;
મળવા માતનેરે, જુવતીયો દોદશમાં જુવે. ૪૧
અગ્રદાસ તાંરે; બાળને પુછે તું કયમ રૂવે;
તારે તે વધારે, મા મુકી નાશી ગઇ કુવે. ૪૨
પાણી લાવીનેરે, ભોજન આપીશ એ કઇ;
દગો દેઇનેરે, નાખી મુને નાશી ગઇ. ૪૩
પ્રાણ માહ્યરેરે, ઝાઝેરી ભુખથી જાય છે;
ઘટ માહ્યરૂંરે, ભુખ દુખે ગભરાય છે. ૪૪
અગ્રદાસ કહેરે, આવ્ય તું મંદાર માહ્યરે;
મળશે ભોજનરે, ત્રાસ ન ધરવો તાહ્યરે. ૪૫
એમ પ્રેમથીરે, પોતે પટાવીને લાવીયા;
આપી ભોજનરે, તનના તાપ શમાવીયા ૪૬
ઉગ્ર મઠ વીશેરે, આવે અતીથી અપાર તાં;
કમી નહી કશીરે, સંસાર સાગર તારતાં. ૪૭
પુછે કોણ આરે, અગ્રદાસ કહે તે કથા;
મુકી બાળનેરે, માતા પળી ગઇ સર્વથા. ૪૮
સઉ સંતનુરે, જમતાં ઉછીષ્ટ ભેળું કરે;
પ્રાશી તેહનેરે, બાળક પેટ પુરણ ભરે. ૪૯
જાતિ જાણે નહિરે, રહેવાને ઓરડી તાં કરી;
સુવા ઓઢવારે, સર્વ સવડય દીધી ફરી. ૫૦

॥ વીશ્રાંમ—દીધી સર્વ સવસ્ત્ર ફરી, પ્રાસન પુરણ થાયરે;
રેવા રશીકની થઇ દયા સુત મનમાં મકલાયરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते नामाजी जन्मोत्पत्ती वर्णनो नाम द्वीतीयोध्यायः ॥

---

## अध्याय ३ जो.

॥ રાગ ધનાશ્રી ॥

અગ્રદાસે અનાથ જે બાળ, આંણી સરવ કરી સંભાળ. ૧
ઝેની જાતી શી જાણી ન જાય, તેને મઠમાંહ્યે કયમ રખાય. ૨
એથી સ્થાન અગર કરી આ યું, સુવા બેસવાનું સઊ ચાલ્યું. ૩
સ ત સાધુ ઝારે જમી રેહે છે, વીણી બાળ ઊચીષ્ટ તે લે છે. ૪
પાંણી પીવાને પાત્ર તે આપ્યું, કષ્ટ ાળનું સૌવીધ કાપ્યું. ૫
કરે દરસન દેવનાં દાહાડી, કથા સાંભળે લક્ષ લગાડી. ૬
નીત્ય સંત સમાગમ થાય, નાહાવા ગંગામાં સંતત જાય. ૭
મળે મહંત પ્રસાદી સુવાસ, થયો તે થકી જ્ઞાન પ્રકાશ. ૮
થયું થાય થવાનું જે ટાંણે, પ્રાંણી માત્રના મનનું તે જાણે. ૯
ન પ્રકાશ કરે કશીવાત, થઇ ઉત્તમ બુધ્ધી અવાત ૧૦
પાર સીંધુની થાય તે જાણે, પણ કોઇને કાંને ન આંણે. ૧૧
શબ્દ સ્વર્ગમાં છાંનો જે થાય, તે એ અરભક જાંણીને જાય. ૧૨
એકવાર તે દૈવનું ભાની, વાત ... વા ભેળા આવી. ૧૩
અગ્રદાસ તે ગંગામાં નાહાઇ, બેઠા પોતાના સ્થાનમાં જાઇ. ૧૪

માથે કાંમળો ઘુંઘટી વાળી બધ બારણાં કીધાં સંભાળી. ૧૫
પેલા બાળને કહેલું હમેશ, કે ને પેસવા માંડી ન દેશ. ૧૬
એમ કહી પદમાસન વાળી, બેઠા ધ્યાનમાં સમય નીહાળી. ૧૭
પ્રાણાયામનો આદર કીધો, સમેશ્વાસ આકરશણ કીધો. ૧૮
ધ્યાન સગુણ સ્વરૂપનુ કરીયું, રૂપ અંતરમાં ન ઊતરીયું. ૧૯
ઘણી રીત્યે મથામણ લાવે, પણ ધ્યાનમાં મુરતી ન આવે. ૨૦
અગ્રદાસતાં શોચે અશેષ, ગયા દીનઅંધુ કીયે દેશ. ૨૧
વોના દરશન શો નડે બાધ, મહારો કીયો પડયો અપરાધ. ૨૨
ગમના પડે થૈ ઘણોવાર, થાકયા પ્રેમી કરીને પોકાર. ૨૩
પરીબ્રહ્મ તે પડદો ન મેલ્યો, તારે બારણ ની બાળક બોલ્યો. ૨૪
ઝાજો શ્રમ ન કરશોરે સ્વામી પેઠા સીંધુમાં અંતરયામી. ૨૫
કોઈ વેહેપારી છે તે માહાનું ભાત્ર તેનું બુડવા બેઠું છે નાવ. ૨૬
બાધા તેમણે કષ્ટમાં ધારી, માહારો સાથમાં ધાજો મોરારી. ૨૭
માહારા માલમાં નૈઅડે ડાગ, તો હું અરપીશ પાંચમો ભાગ ૨૮.
થાવા સતનુ પોશણ એક, અગ્રદાસને અરપીશ તેહ ૨૯
હેવું વાકય વેહેપારીનું જાણી, પાંહાંક્યા ધાયાતાં પુરૂષપુરાણી. ૩૦
નાવ નીચે પેશી કરે જોર, તાણી લાવ્યા છે સીંધુની કોર. ૩૧
અહીં આવતાં જગદાધાર, પળ પાંચની લાગશે વાર ૩૨
અગ્રદાસે ઉઘાડીને ચક્ષ, જોયો યંત્ર ઘડીનો સમક્ષ. ૩૩
પળ પાંચવટી કર્યું ધ્યાન, ભાળ્યા માંત્ર મુરતીમાન. ૩૪
અગ્રદાસ તાં ભેટીયા જાઈ; મળ્યા હરીવર તાં હરખાઈ. ૩૫
કહ્યું બાળનું જોવાને નાંણી, ડાબી કાઢયું પીતાંબર પાણી. ૩૬

ખારૂં લાગ્યું થઈ ખરી વાત, અગ્રદાસ થયા રળીયાત. ૩૭
વાત નાભીની વરણી તમામ, ત્યાંથી નાભાજી ધારીયું નામ ૩૮
દીઠુ દૈવત ઠાઠન ઠાલો, લાગ્યો પુત્ર તે પ્રાણથી વહાલો ૩૯
અગ્રદાસે તેડી સુત પાસ, નામ નાભાજી નીરમ્યું ખાસ ૪૦
પુછયું શાથી જાણી થતી વાત, તે સવીસ્તર કે મુને ભ્રાત. ૪૧
નમી બાળ બોલ્યો તેણી વારે, માથે તમ સરખા ગુરૂ માહારે. ૪૨
મળે માહાજનોની સૌ પ્રસાદા, એથી ઉગ્ર શું સાધન આદી ૪૩
સ્નાન ગંગાનું થાય સદાય, કથા કીરતન કર્ણમાં જાય. ૪૪
થાય નીત્ય હરી દરશન, રહ્યું તેથી નીરાવર્ણુ મંન. ૪૫
સુઝે બ્રહ્મ સદન સુધી વાત, કૃપા આપની થાતાં અઘાત. ૪૬
એવું સાંભળી તાં અગ્રદાસ, પુછી વારતા જૈ પ્રભુ પાસ. ૪૭
હરીયે વરણ્યુ વૃતાંત તે જેમ, કહ્યું નાભાયે પ્હેલુ તેમ. ૪૮
વાહાણ ડુબતાં માંનતા ધારી, આપ્યો સૌ તેનો માલ ઊગારી. ૪૯
ભાગ પાંચમો મળશે એકાહાડે, હુંડી આવશે સાતમે દાહાડે ૫૦
ખર્ચના ખડે આપદે ભારી, તેથી ધાયોતો વેળા વીચારી ૫૧
પછી હુંડી આવી દીન સાતે, પુજ્યો નાભાને તેડી પ્રભાતે ૫૨
વ્યાસ સાદશ વરતી વીવેક, કીધો તે જોઇ વક્તાભીશેક. ૫૩
રામ કૃષ્ણાદી ગુણ પવીત્ર, વ્યાસ વાલ્મીકે વરણ્યાં ચરીત્ર ૫૪
જે સગુણ સ્વરૂપને ધ્યાયા, તેના ગુણ નથી કોઇયે લખાયા. ૫૫
ભક્ત થઇ ગયા ને થશે જેહ, નથી તમને અજાંણ્યા તેહ. ૫૬
મુને સમળાવો થઇને દયાળ, ધારૂ કંઠમાં ભકતની માળ. ૫૭
ચારે યુગમાં થયાને જે થાશે, તે પ્રકાશ કરો માહારી પાસે. ૫૮
સુણી નાભાજી બોલ્યા વીચારી, ભલે આજ્ઞા ગુરૂજી તમારી. ૫૯

ઊગ્ર આસને બેસાડી પાસ, સુણે ભક્તોના સૌ ઇતીહાસ. ૧૦

॥ વિશ્રાંમ ॥ ઇતિહાસો સઉ ભક્તનારે, ત્રીયુગ વરણી આયરે;
રેવા પછી કળયુગતણા, ભુરિ ભક્ત લખાયરે, ૧

॥ इतिश्री भक्त लीलामृत परमपवीत्र तुकाराम चरित्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते नाभाजी ज्ञानमाली वर्णके नाम त्रतीयोध्यायः ॥

---

અધ્યાય ૪ થો.

॥ રાગ આશાવરી. ॥

નાભાજી કહે અગ્રદાસને, ભકતો ત્રીયુગનારે જેહ;
જેણે ગોવીંદ તણા ગુણ ગાયા, સાંભળો સૌ મળી તેહ. ૧
વ્યાસ વાલમીક આદી મુનીવર, તે સૌના જસ ગાયા;
ત્યાર પછી અનુક્રમથી કહેતાં, કળીના ભક્ત લખાયા. ૨
તે કળીયુગમાં પરમ પ્રતાપી, ભક્ત શીરોમણ કહાવે;
તુકારામની તુલના કરતાં, બીજો નજરે ના આવે. ૩
વરીષ્ટ વંશજ તેના તેવા, પુર્વજ પરમ પ્રતાપી;
વણીક વૈશ જાતીમાં જેણે, યુગાંત કીર્તી સ્થાપી. ૪
અગ્ર અષ્ટ પેઢીમાં પ્રગટયા, વીશ્વંભર જે નામ;
લક્ષ્મીવરને લાવ્યા તેડી, રાખ્યા નીજને ગામ. ૫
જે બોડાણા સરખો બળીયો, કુળ્યો ન કોઇએ જાય;
દક્ષીણ દેશ વીશે જન્મ્યો જે, તેની કહુ કથાય. ૬
ભુરી ભક્ત ચરીત્રો સુણતાં, પ્રાણી પાવન થાય;
ભવાટવી ભટકારો ભાંગે, આવાગમન પળાય. ૭

શ્રોતા સાવધ થઇને બેસો, બાતલ બોલ ન જાય;
કાચ પાત્ર કરથી ટુટયુ તે, પુનહાં નવ સંધાય. ૮

દક્ષીણમાં પંઢરપુર પાસે, દેહુ-કરીને ગામ;
તાંહાં વર્ણીક જાતીમાં જન્મ્યા, વીશ્વંભરશાહ નામ. ૯

ધરમ ધુરીંધર દયા ક્ષમા ગુણ, સત્ય શીળવૃત ધારી;
અસત્ય અક્ષર એક ન ઉચરે, પત્રીત્ર પરઉપકારી. ૧૦

વરીષ્ટ સૌ વ્યાપાર વીશે પણ, ધારણ ધરમની તોલે;
થાય લાભ સંતુષ્ટ રહેને, કોનો દામ ન બોળે. ૧૧

પર જુવતીજનીતાવત ઝેને, પરધન પથ્થર ધારે;
લાલચ લાંચે ના લપટાયે, કોપ કરે નહીં કયારે. ૧૨

પંચ વીશયને વીશ સમ સમજે, સત સમાગમ ભાવે;
ભાગોળેથી બ્રાહ્મણ સાધુ, પોતાને ઘેર લાવે. ૧૩

આદર આણી આસન અરપે ચરણ તળાસે જાઇ;
શીતળ જળ સનમુખ લાવીદે, હેત કરે હરખાઈ. ૧૪

ઇચ્છા પુર્વક અરપે ભોજન, પુજન પાછળ્ય કરતાં;
ચદન અક્ષત ધુપ ધરીને, પગ સેવા અનુસરતા. ૧૫

હરતાં ફરતાં હરી હરી સમૃણ, નીશીયે જાગ્રણ થાયે;
વૈષ્ણવ વૃંદ મળીને નાચે, ગીરીવરધર ગુણ ગાયે. ૧૬

તાલવીણા કરતાળાં કરમાં, મૃદંગ મધુરી વાજે;
નાદ બ્રંહ બ્રહ્માંડ લગીતે, ઘણા પ્રેમનો ગાજે. ૧૭

નીત્ય નીમ એ રીત્યે ચાલે, પ્રીય પ્રાણવત પ્રાણી,
અંનવસ્ર વાસણ દે દીનને, મધુર કોમળ વાણી. ૧૮

પરમારથમાં પ્રાણા રોપે, હેવો નીમજ લીધો;
એક દીવસ તેની માતાયે, બોધ કુંવરને કીધો. ૧૯

વીરા તાત તમારો જાતે, આ રીતી અનુસરતો;
યાત્રા પુંઢરીનાથ તણીતે, માસે માસે કરતો ૨૦
તેમ તમો જાઓ તો સારૂ, જન્મ સફળ આ થાયે;
વીઠુલ વાંસે રાખે વેલો, જીવ ગત્યે આ જાયે ૨૧
વીશ્વંભરને વાત રૂચી યે હૈયું સુણી હરખાયે;
ભાવ હુતોને વૈદે કીધું, તે તાબડતો થાયે. ૨૨
જેમ માતનું વાયક ધ્રુવજી પાળી વન વીચરીયા;
વીશ્વપતીને વશ કરી પોતે, અચળ પદે જઇ ઠરીયા ૨૩
તમ વીશ્વંભર નમન કરી મા, પંથે તર્ત પળાયા;
કર કરતાળાં હરીગુણ ગાતા, પંઢરપુર ત્યાં આયા. ૨૪
ભાગા ચંદ્રનદી ભાગોળે, સ્નાંન પ્રેમથી કાધું;
પરમ હર્ષથી પંઢરીનાથનું, દોડી દરસન લીધુ ૨૫
પછી પરકમા કરી ક્ષેત્રની. ધ્યાન વીશે હરી ધારી;
આળોટયા અવીનાશી દ્વારે, ભાવ ધરીને ભારી ૨૬
ગરૂડ મારૂતી બેને વંદી, કીરતની મંડળે જાઈ;
સૌ વૈષ્ણવને કરી વંદના, તાં બેઠા હરખાઈ. ૨૭
ઈશ્વરની મુરતી અવલોકી, મોહ થયો મન ભારી;
નાશા અગ્ર ઉપરંુ બે દ્દષ્ટી, બે કટીયે કર ધારી. ૨૮
ઉભા ઈંટય ઉપર અવીનાશી, વપુ સુગંધી વાળુ;
તે જોઈ તનમય રૂપ થયો તે, ભેટયો જઈ દયાળુ. ૨૯
શાંત હૃદય પાંમ્યુ તે સમયે, સાયુજ મુકતી જેવી;
વીધીએના સુખ વરણ્યું જાયે, શી ઉપમા ત્યાં દેવી. ૩૦
પંચરાત્રીએ રીત્યે ગાળી, વીદાય વળતી માગી;
દેહુ ગ્રામ વીશે જઈ બેઠો, માને ચરણે લાગી. ૩૧

પછી કરી પરક્રમા માની, વરણી પુરીની વાત;
મહા ક્ષેત્ર મહીમાન વદાયેં, ઝાં ઉભા જગતાત. ૩૨

દીવ્ય દીગાંબર મુરતી ઉભી, ભીમાતીરની વાસી;
મુરતી મોરલીધરની દરસે, છુટે લખચોરાસી. ૩૩

અરે માત આનંદ ન માયે, શું સુખ વરણી ગાઉં;
ભાગા ચંદ્ર એ ભગીની માહારી, દરશી શીતળ થાઉં. ૩૪

સખા માહારા મુની પુંઢરીક, સત્યભામા મા માહારી;
પીતા પુંઢરીનાથ હમારા, પ્રાણપતી ઉપકારી; ૩૫

ભાવ કરી મા મુને ભેટીયા, એ સુખ કહ્યું ન જાયે;
કેહેતાં એમ ભરાયાં આંસુ, ધારા ચોસર ધાયેં. ૩૬

જેમ સુતા સાસરીએ જાયે, પ્રેમ રહે મા પાસે;
વચ્છ વેગળું સુરભીથી પણ, પ્રાણ જનેતા વાંસે. ૩૭

વીશ્વંભરનું એમ થયું ચીત, ફરે ગમેતમ જ્યાંયે;
પ્રાણ પુઢરી નાથ વીશે છે, ચીત ન ગોઠે ક્યાંહયે. ૩૮

એક દીવસ નવમીને દીવસે; ઉઠી પ્રાતસકાળ;
પંઢરપુરને મારગ વળીયો, જપતો દીનદયાળ. ૩૯

અહરનીશા એમ ચાલ્યો, ચાલ્યો તે પંઢરપુર આયો;
ભાગા ચંદ્ર વીશે પોતે નહી, જાયે દરશને ધાયો. ૪૦

ભુજ ભેટી માધવને મળીયો, બેઠો ધ્યાનજ ધારી;
વીદેહ ભાન થયું તે વેળા, આવી બ્રહ્મ ખુમારી. ૪૧

પ્રાતસકાળ થયો દશમી દીન, એક ભુક્ત લે આહાર;
નીરાહાર એકાદશીમાં રહે, જપતો જગદાધાર. ૪૨

નીશીએ જાગણ કીરતન કરવું, દ્વાદશીનો દીન થાયે;
સંત મંડળી સાથ્ય પારણાં, પોતે કરવા જાયે. ૪૩

ત્રૈણ્ય રાત્રી એ રીત્ય રહીને, વીદાય હરીથી માગે;
વાટયે વળતાં વીયોગ કષ્ટે, પાછળ જોવા લાગે. ૪૪

અશ્રુપાત કરે આક્રંદે, આગળ પગ ના ચાલે;
પાછા પ્રભુ મંદીરમાં પેશી, ઝડપી જામો ઝાલે. ૪૫

વરણે વિશ્વાધાર તમારો, વીયોગ ના વેઠાયે;
ગદગદ કંઠ ગીરા અટકે છે, કષ્ટ કહ્યું ના જાયે. ૪૬

॥ વીશ્રાંમ ॥ ॥ કષ્ટન જાયે જ્યાં કહ્યું રે, ચાલે ચક્ષુ ચોધારરે;
રેવા રસીકમાં મન મળ્યું રે, સુખના લહે સંસારરે.

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते वीश्वंभर भक्तीनीरुपणो नाम चतुर्थोध्याय ॥ ४ ॥

---

अध्याय ५ मो.

॥ રાગ મેવાડો ॥

અગ્રજી ઉચર્યા તે પછી, કહોને કયમ થયું રે;
વદો વીશ્વંભરની રે વાત, મન અટકી રહ્યું રે. ૧

નાભાજી કહે સુણો નાથજી, બીજું ના ગમે રે;
મન વીશ્વંભરનું તેહ, ભુધરમાં ભમે રે ૨

ખાવું પીવુંને બેસવું, ન ગમે કશું રે;
ચીદાનંદના ચર્ણમાં લક્ષ, એ અંતર વશ્યું રે ૩

સહજ સમાધી ત્યાં થઈ, સ્થીર મન થયુ રે;
ધરણીધરે ધ્યાનની માંહ્ય, એક વચન કહ્યું રે. ૪

વ્યાપક હું સઉ વીશ્વમાં, અળગો નથીરે;
વ્યોમ પેઠે સદા નીરલેપ, રાગને ત્યાગથીરે. ૫

વાયુ વીરાટમાં જ્યમ રહ્યો, હીમ ઘાટમાંરે;
તાંણ્યાં વાંણ્યો એ જુદો ના જાણ્ય, પટના પાટમાંરે. ૬

માટે મુંઝાઇશ ના જરી, સભરે ભર્યો રે;
ઠાલો હું વીના છે નહી ઠામ, નામ રૂપે નર્યોરે, ૭

વીશ્વંભર વળતી વદે, સુણો શ્રીપતીરે;
રૂચે એ ના મુને કશી વાત, રંગ ન રહે રતીરે. ૮

દરસાય ના કશું દ્રષ્ટીયે, જોયામાં જરીરે;
મુઢ વેદાંતીયો મકલાય, વાતે વડાં કરીરે. ૯

અવયવ આવે ન દ્રષ્ટિયે, ધ્યાન શુધરે રે;
ફરે દંભ વૃથા કરી ડોળ, કયમ અંતર ઠરે રે. ૧૦

કરપદ ઉર દ્રષ્ટી વનો, કયમ જગ કરે રે;
નીરાકારનું લેશો ન નામ, વાતો વૃથા ઠરે રે. ૧૧

કાંને ભાળું ભેટુ કયાં જઈ, પડુ સંકટેરે;
કોણ સંભાર્યે લે સંભાળ, કષ્ટ કયારે મટેરે. ૧૨

જીવું છું રૂપ સગુણ વડે, બીજે ના બનેરે;
નીરાકારે ન ભાગે ભુખ, કષ્ટ રહે કનેરે. ૧૩

વર્ણ વીના વેદાંતીયો, તે કરે ઠશોરે;
ચાવે વ્યર્થ મલોખાં મુઢ, રસ નાવે કશોરે. ૧૪

વીઠ્ઠલ વાયક એ સુણી, ત્યાં ઘણું હશ્યારે;
મીઠા વીશ્વંભર ના બોલ, અંતરમાં વશ્યારે. ૧૫

વીઠ્ઠલ કેહેતાહારા વેણનાં, લેઉ વારણાં રે;
મુને સંભારૂ દેખીશ તાંહ્ય, બંધન બારણાંરે. ૧૬

પ્રીતી સગુણમાં તાહ્યરી, ઝાં સ્મરણ કરૂરે;
ત્યાંજ દેખીશ ચક્ષુ પાસ, હું પાછળ ફરૂં રે. ૧૭

તે સુણી નાથજીને નમી, ઘેર આવીયોરે;
પ્રતી એકાદશી એમ જાય, ભુધર ભાવીયોરે, ૧૮

કારતીક માસથી કામ તે, કરતો રહ્યોરે;
જેષ્ટ માસ પુરણ સુધી ઠેઠ, સોળ ફેરા ગયોરે. ૧૯

પંઢરીનાથ પ્રસન કર્યા, માહા કાયા કશીરે;
ભાળી વીસ્મય પામીને લોક, તોલ કરે હશીરે. ૨૦

કો કેછે ધંધો ધીકાવીયો, આ ફેરા ફરેરે;
વીના ઉધમ ના મળે અંન, આશ વ્રથા ધરેરે. ૨૧

કાંતાથી કો કહે કંટાળીયો, ભટકયા કરેરે;
વળી કો કહે ફુલી છે દુકાન, ગોઠે નહીં ઘરેરે. ૨૨

કો કહેછે સાધુ સરીખડો, ધરમે ધસેરે;
વૃથા પારકુ ધોવું ન પાપ, સદ સાધન ખસેરે. ૨૩

જેમ જેના મનમાં ગમે, તેવું તે કહેરે
માસ નવમો બેઠો જતાં જાત્ર, ગાત્ર શીથીળ રહેરે ૨૪

વીઠ્ઠલ નાથે વીચારીયું, કષ્ટ બૌ સહ્યુંરે;
આવા અષ્ટમી સ્પપ્નની માંહ્ય કર્ણ વીશે કહ્યુંરે. ૨૫

વીશ્વંભર મુને વશ કર્યો, તેં ફેરા ફરીરે;
તારા રણથી લ્યા મેં નહી છુટાય, ખેપ કરી ખરીરે. ૨૬

ગામ તાહારે હાવે હું પળુ, રાખું ત્યાં રહુરે;
આવું વતન તજી તાહારે વાસ, સાચું તુને કહુંરે ૨૭

ફોગટ ફેરી ન ખાસ તું, થકવ્યો મ્હનેરે;
ઉપકાર કર્યો તે અનંત, ધન્ય વીરા તનેરે. ૨૮

વીઠ્ઠલ એમ કહી ગયા, વગડે વહ્યારે;
હતુ આંબાંનુ વંન અનુપ, ત્યાંજ સમૈ ગયારે. ૨૯

વીશ્વંભરે સ્વપ્ના વીશે, દરશા હરીરે,
પરીબ્રહ્મ પધાર્યાની વાત, સૌ પુરમાં કરીરે. ૩૦

હર્શ થયો સઉને સુણી જાણી વારતારે;
પરીબ્રંહ્મ પધારશે આંહ્ય, સૌ એમ ધારતારે. ૩૧

ટોળે ટોળાં મળી તારૂણી, મકલાય છેરે;
હર્શઘેલી થઇને કોઇક, પુછવા જાય છેરે. ૩૨

સરસ સમય હવો આપણું. દુખ સૌ ટળ્યાંરે;
વૃત વીશ્વંભરે કર્યાં તેહ, સૌ જનને ફળ્યાંરે. ૩૩

તાકડે સૌ ટોળે થઇ, નર નારીયોરે;
વાજાં વીવીધ પ્રકારનાં વાય, હર્શ વધારીયોરે. ૩૪

શરણી સરોદો સતારને, સારંગી મળીરે;
શંખ શ્રૃંગનાળ સુરથાર, સુંદરી સ્વર ભળીરે. ૩૫

મુરચંગ મુરલી મૃદંગને, મોહર મંજીરારે;
માંહી મદન ભેરી ગુણગાય, સ્વર ધીરા ધીરારે. ૩૬

ઝાલરી ઝાંઝને જળ તરંગ, વાજાં વાય છેરે;
ભેર ભુંગળને કરણાટ, સ્વર સોહાય છેરે. ૩૭

કરતાળ કુંડળી કાંશીનો, ઝમકાર છેરે;
તાળ તુબરૂ વાજે તુરાઇ, શોભા અપાર છેરે. ૩૮

ડફ ડુગડુગી ડમરૂ તણા, નાદ થાય છેરે;
માંહી નરઘાં નફેરી પીનાક દુંદુભી વાય છેરે. ૩૯

રણશીંગાં ઘંટ વાજે ઘણાં, શોભા શી કહું રે;
થાય તેમાં નગારાંના નાદ, બે પડખે બહુરે. ૪૦

છત્રીસ વાજાં છટા ભર્યાં, નાદ થાય છેરે;
ધ્વજા તેવી પતાકાયો સાહી, સૌજન જાય છેરે. ૪૧

ઉચ્છવ થાય આનંદમાં, પુર સૌ પળેરે;
ઉડે ચોમગા ગરદી ગુલાલ, જન ઝાઝામળેરે. ૪૨

મંડળીયો કીરતન કરે, શોભા શી કહું રે;
જોવા વ્યોમે રહે સુરનાં વીમાંન, હર્ષ ધરી બહુરે, ૪૩

જય જયકાર કરે જનો, ત્યાંથી ચાલીયારે;
જગદીશને જોવા કાજ, આદર ધાલીયારે. ૪૪

વીશ્વંભર વાંસે સઉ, પુર તે પળેરે;
કરે ચાડીયા ચેષ્ટા અપાર, આમ હરી મળેરે. ૪૫

ધાંસે આ હોંસમાં ધાય છે, લાજ ના કશીરે,
ફીકે મોઢે એ ફરશે જરૂર, થાશે જગે હશીરે ૪૬

એમ અધમ વાંસે વદે, કો મુખે કહેરે;
પ્રભુ વેલા પધારજો લેઈ, માપ સઉ રહેરે. ૪૭

વીશ્વંભર કહે વીઠુલો, તે કૃપા કરેરે;
માહારો પુર્ણ મનોરથ થાય, તો સ્વારથ સરેરે. ૪૮

કંઈક વીવેકી વદે મહી, આ કળાયનીરે;
ઝાઝી ઝંખનાયે થયું સ્વપ્ન, એમ મળાયનીરે. ૪૯

સ્વપ્નમાં ભુખ્યો ભોજન કરે, કુંવારો વરેરે;
જાગે તારે જણાય ના કાંઈ, અર્થ એ ના સરેરે. ૫૦

બીજો કે શોચ શાંને ધરો, લાંબી વારશીરે;
હાથ કાંકણ નીરખો હાલ, અરીસો છે આરસી રે. ૫૧

એમ અનેક વીચારતા, ટોળે થૈ ગયારે;
આવ્યું આંબાનું વંન તે માંહી, જાઈ ઉભા રહયા રે. ૫૨

ઝાડે ઝાડે જાઈને જુવે, કંઈ જણાયનારે;
ખોળા ખોળ કરે ખળ લોક, બોલ્યું જણાયનારે. ૫૩

થાકી બેઠા કોઈ હામ લે, હોય તો મળેરે;
મૂકી પંઢરપુર પરીબ્રંહ્મ, કાંટામાં કળેરે ૫૪
મીથ્યા મલોખાં મીઠાં કરી, શીદ ખાઓછોરે;
સોંઘાં પટ કરવાને થઈ શાહ, શુ અથડાઓછોરે. ૫૫
બોહોતેર વર્ષ સેવા કરી, બોડાણે ફરીરે;
તારે પોતે થઇને પ્રસંન, હાથ લાગ્યા હરીરે. ૫૬
વર્શ તમારે વીત્યુ નથી, વેશ કાઢીયોરે;
ગાવા ગોવીંદ આવીયો ગીત, લાજશે લાડીયોરે. ૫૭
માટે સોધી કાઢો શાંમને, ફજેતી શમેરે;
બેઠા વીશ્વંભર લેઈ તાળ, તે હરીને ગમેરે ૫૮
દીનબંધુ વેળા દોહ્યલી કયાં માહારી કરીરે,
કીધો ફોગટ મુજને ફજેત, કહીને ગયા ફરીરે. ૫૯
રાખી ભરાંસો રમેશનો, કો માર્યો જશેરે;
પછી સંસાર છોડીને કોણ, શર્ણમાં આવશેરે ૬૦
દેવેશ મુજને દગો કરી, ભુલો પાડીયોરે;
આખે દેશે થશે ઉપહાસ ડાવ લગાડીયોરે. ૬૧
જીવ્યું થયું માહારૂ ઝેર આ, તમો નાવીયારે;
મુને વ્યર્થ દલાસો દેઈ વેશ કઢાવીયારે ૬૨
એ રીત્યે શોચ સબળ થતાં, પીડા થઇ ઘણીરે;
આવી ફુલાંની ફરતી સુવાસ, સરસ સોહયામણીરે. ૬૩
તે મગા મન સઉનાં વળ્યાં, ઉભા જન થયારે;
કરી વીશ્વંભરને અગ્ર સૌ પાછળ ગયારે ૬૪
જમ જમ જાય છે તે ભણી, વાસ બૌ વધીરે;
ભાળી તુળસીને પુષ્પોની માળ, એક જગા બધીરે. ૬૫

અબીલ ગુલાલને અરગજા, ત્યાં પડયાં ઘણું રે;
બોલ્યો કો કહે સાચુ છે સ્વપ્ન, ભાગ્ય ન આપણુંરે. ૬૬
જીવન તેથી જણાયના, એ સાચું થયું રે;
સુણી વીશ્વંભરે તે વાત, એક વચન કહ્યું રે. ૬૭
અવનીમાંએ ઉતરયા હશે, માટે એ ખણોરે;
થઈ આકાશ વાંણી એ વાર સુણતાં સૌ જણોરે. ૬૮
મળવા વીશ્વંભરને મીશે, પ્રેમ લાવીયારે;
પોતે વૈકુંઠવાસી દયાળ અવનીમાં આવીયારે. ૬૯
અણુશસ્ત્રે અવની ખણો, હાથ આવશેરે;
થાશે વીશ્વંભરનો વંશ, દેશ દીપાવશેરે. ૭૦
કીરતન ભકતી કરી જનો, ઘણા તારશેરે,
જાશે પોતે સ્વદેહે સ્વધાંમ, કુળ ઉદ્ધારશેરે. ૭૧
એ સુણી હરી કીરતન સઉ, ગાવા લાગીયારે;
ધર્યો વીશ્વંભરે ધરા હાથ, આનંદ જાગીયારે. ૭૨
ગરકેલી તુળસીને પુષ્પમાં, મુરતી લહીરે;
શાંમ રંગની તે સુકુમાર રૂકમણીજી સહીરે ૭૩

॥ વીશ્રામ ॥ રૂકમણીજી સંયુકત તાંરે, દરશ્યા દેવ દયાળરે;
રેવારસીક થઇને રહેરે, ભકતોના પ્રતીપાળરે ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवासंकर वीरचीत वीश्वंभर वीश्वात्मा दरशनो नाम पंचमोध्याय ॥ ५ ॥



## અધ્યાય ૬ ઠ્ઠો.

॥ રાગ માલકોશ અકળકળા શ્રી અવીનાશનીરે—એ રાગે વાંચવું.

નાભાજી કહે નજરે નટવર લથારે, અતી ગંભીર ના ઉંચકાય,
વીશ્વંભરે વીનયે વીનતી કરીરે, માહારૂ કોણુ ગજુ મેં ધરાય;
પુરણુબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૧

બ્રહ્માંડ કોટી ઉડે એના રોમમાં રે, કાળે ગાત્ર કળ્યું નવ જાય
ક્ષણુ માંહે ખલક અનંત ઉદે કરેરે, તેનો ભાર મેં કેમ ઝીલાય;
પુરણુબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૨

ગ્રેહેવાને ગોવીંદ મારૂં ગજુ નથીરે, શકે વરણી ન શારદ શેષ;
દીવ્ય આ દીપ્તિ મે દેખી શકાયના રે, પડે જે જોતાં ઝાંખો દીનેશ;
પુરણુબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૩

સુંદીર શામ મનોહર મુરતીરે, મોર મુકુટ છે માથે જડાવ,
વેઢ વીંટી કડાં સાંકળાં કરવીશેરે, હીરા કંઠી હૈયે ગરકાવ;
પુરણુબ્રહ્મ પધારીયે પુરભણીરે ૪

કુંડળ છે મકરાકૃત કર્ણમાંરે, તોરો કલગી છે મુકુટની અગ્ર
ઝાંઝર ચર્ણમાં છે જડયાં શાંમનેરે, જેમાં સૃષ્ટીની શોભા સમગ્ર;
પુરણુબ્રહ્મ પધારીયે પુરભણીરે ૫

પીત પીતાંબર પેહેર્યું કૃપા કરેરે, ધાર્યો કંદોરો કટીયે જડાવ,
કૌસ્તુભ રાજી રહ્યો જેના કંઠમાંરે. ભારે ભેટવા થાય છે ભાવ;
પુરણુબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૬

વૃંદાના હાર ગ્રીવા ગરકી રહ્યારે, બેહેકે મૃગમદ સંગે સુવાસ,
બ્રહ્માદી દેવ ભ્રમર થઇને ભમેરે, પાસે પદમાતે આવે ન પાસ;
પુરણુ બ્રહ્મ પધારીયે પુર ભણીરે. ૭

લોચન પ્રેમ પુરણ રસનાં ભર્યાંરે, ભાળ્યાં તેનો વછુટે ન ભાવ,
મુરતી મુકીને ખસાય ન માહાજનેરે, ઇછે પલપલ દરસન દાવ;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે, ૮

તે લેવા લક્ષ વીધી કરવા મચ્યારે, તલ માત્ર ન તાણી શકાય,
થાકીને બૈ જણ બેઠા બળીષ્ટ ત્યાં રે, સૌચે સૌ હાવે શી ગત્ય થાય;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૯

આશા મુકીને ઉઠયા સઉ તે તકેરે, લાવ્યા બળદની જોડીઓ બાર,
લોહની સાંકળો તાંણયે તુટી ગઇ રે, ખશી મુરતી ના તલભાર;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૧૦

વળતી વીચાર કર્યો મળી મંડળેરે, કરો મંદીર આ સ્થળમાંહ્ય,
એકે ઉપાય નથી હવે આપણેરે, લેઇ ત્રીકમ જાઇએ ત્યાંહ્ય;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૧૧

વીનય કર્યો કને જાઈ વીશભરે રે, આંખે આંસુ ન હૈયુરે હાથ,
પુરમાં પધારવું શ્રી મુખ બોલીયારે, રેહેવું અધવચ નવ ઘટે નાથ;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૧૨

તે સુણી હરીવર મુરતી હસી પડીરે, જોઇ સરવ રહ્યા હર ખાઇ,
ઉછળી તાંથી વેગે વળગી પડીરે, વપુ વીશ્વભરને જાઇ;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૧૩

તે તકે સુમનની વૃષ્ટી સુરે કરીરે, ગરજ્યાં દેવનાં દુંદુભી ત્યાંહ્ય
સરીતાનાં સલીલ તે અભ્રમાં ઉછળ્યાં રે, જેજેકાર હવો જગમાંહ્ય;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે, ૧૪

એ જોઈ આનંદ વાધીયો સર્વનેરે, વળ્યો પુરભણી સૌ જન સાથ,
આગળ વીશ્વંભર લેઈ ચાલીયારે, લોક ભાળતાં લક્ષ્મીનાથ;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૧૫

અબીલ ગુલાલની ગરદી ઉડે ઘણીરે, પુઠે માનુની મંગળ ગાય,
વાજીંત્ર વાગે વીવાધ પ્રકારનાંરે, ઉભી મંડળી ઉચ્છવ થાય;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૧૬

એ રીત્યે ભાવથી ભાગોગે લાવીયારે, મુકયા ઇંદ્રાયણી નદી તીર,
વેદોકત મંત્રે બોલાવાને વેદીયારે, કયા સ્થાપન તાં બળવીર;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૧૭

બ્રહ્મભોજન કરી પ્રભુ પધરાવીયારે, નીશા પ્રગટ થઈ જેણી વાર,
વીશ્વંભર વૃજરાજ કને જઇરે, વધ્યા વીનય કરીને અપાર.
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૧૮

શંભુને ઇષ્ટા કરે સેવા જેહનીરે, દેવ દાસત્વમાંરે સહાય,
હું મતીમંદ સેવા સમજુ નહીંરે, કેમ ઇષ્ટને રાજી રખાય;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૧૯

મેહેર કરી પ્રભુ આ મુજ કારણેરે, આવ્યા વતન વીસારીને શામ,
ઈંદ્રાયણી તીરે નાથ નીવાશીયારે, કીધું પાવન આ સ્થળ ગામ;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે ૨૦

પ્રથમ આવાહન શું ન અજાંણુ છુ રે, તેવો અરચને છુંજ અજાણ
વળતી વીસરજન ને સમજુ નહીરે, સ્તુતી પાઠ તે આળખે કોણ;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે, ૨૧

દીનબંધુ નીજ નામ નીભાવવારે, રાખી લક્ષ્મીપતી માહારી લાજ
કીધો કૃતારથ લહી કંગાલનેરે, રાખો શરણમાં કરશો ન તાજ;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે ૨૨

તે સુણી વીઠ્ઠલવર પછી બોલીયારે માગ્ય મનવાંછીત મુજ પાસ,
ઇચ્છા પુરણ કરૂં આ તકે તાહરીરે, મુને માંનજે પોતાનો ખાસ;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે ૨૩

વીનય કરીને વીશંભર તાં વદેરે, ઇચ્છું સ્મરણ તમારૂં સહાય,
પર ઉપકારમાં પ્રીતી સદા રહેરે, બીજે કોસ્થળે ચીત્ત ન જાય;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે ૨૪

વૈષ્ણવતા રહે વંશ પરંપરારે, થાય સંતોની સેવા હમેશ,
વસ્તી વધારો આ થાય પુરી વાસેરે, તરે દર દીન પ્રાણી અશેશ;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૨૫

તે દીનથી દેહુ ગામે દયા નીધીરે, આપ્યુ વીશ્વભરને વચંન,
ને કહ્યું તેજ રીત્યે વરતીશ હું રે, તેમાં નૈ નડે કાંઈ વીઘન;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૨૬

એ રીત્યે આનંદમાં દીન જાય છેરે, પ્રેમ પુરવાસીને નવ માય,
જનીતા વીશંભરની જાઇને નમેરે, ત્યા પુડળ ભોજન થાય;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૨૭

છે પરીબ્રહ્મને બંધન પ્રેમનુરે, રાજી તે વીના કલ્પે ન થાય,
જાતીને ભાતી જુવે જગદીશ નારે, રેવાશંકર તે ગુણ ગાય;
પુરણબ્રહ્મ પધારીયે પુરભણીરે. ૨૮

॥ વીશ્રાંમ ॥ જાત્ય ભાત્ય જોતા નથી, પોતે પરમ દયાળરે;
રેવા કરે સંતત રહો શરણાગત સંભાળરે.

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरित्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते वीठलमुरती बर्णनो नाम शष्ठमोध्यायः ॥



## અધ્યાય ૭ મો.

॥ રાગ ધનાશ્રી. ॥

વદે નાભાજી સાંભળો સ્વામી, વરણ્યા એ રીત્યે અંતરયામી ૧
ઇંદ્રાયણી તીરે કીધો નીવાસ, થયું દેહુ ગ્રામ પ્રકાશ. ૨
વાત વીસ્તરી જગતમાં તેહ, સુણી નરનારીને થયો નેહ. ૩
ગામેગામના યાત્રીયો આવે, માહા મોહથી મંડળી લાવે. ૪
એમ કરતાં ઘણા દીન જાય, તેમ યાત્રીયો વૃધીમાં થાય. ૫
નીત્ય આનંદ ઉચ્છવ ચાલે, તેમ વસ્તી વધારી છે વહાલે. ૬
હુતાં વીશ્વંભરની જે માત, થયાં સહગતી પોતે પ્રભાત. ૭
ક્રીયા કરમ કરી રૂડી પેર, જેણે ગોવીંદ આણીયા ઘેર. ૮
ગયાં કંઇક વરસ એમ વીતી, ખસી સંસારમાં થકી પ્રીતી. ૯
કહ્યું કમળ નયન કને જાઇ, હસી બોલીયા ત્યાં હરખાઇ. ૧૦
નથી ગોઠતું ભુતળ હમને, સુતો સુંદરી સાંપુ છુતમને. ૧૧
એમ કહી ભજનમાં બેઠા, પરીબ્રહ્મના ધ્યાનમાં પેઠા. ૧૨
સુદી દ્વાદશી ઉગતાં ભાંણુ, આવ્યું વૈમાન કે તજ્યા પ્રાણ ૧૩
થયો સંઘ સકળ રઘવાયો, હીરો ભુતળનો હડતાયો. ૧૪
વીશ્વંભરની છે સુંદરી જેહ, અમાબાઈ છે નામની તેહ ૧૫
ભુરી ભક્તીને પરમ ઉદાર, તેને પેટે છે યુગ્મ કુમાર. ૧૬
મોટો હરી કરી પાટવી ઠાંમ, નાંહાંનો તેનું મુકુંદ છે નામ ૧૭
હવા પ્રાંણપતી તે પ્રવાસી, સુતો બે છતાં થઇ તે ઉદાસી.૧૮
રૂવે ક્યાં આવી આપને ભેટુ, કરજ્યો તાકીદથી મુને તેડુ.૧૯
મયા ટાંકણે કયાં મુને ટાળી, મુકી જન્મ થવા ઓશીયાળી.૨૦

પુત્રો પરણી તેના થશે બેલી, મુને કાંહાંને ભરાંસે મેલી. ૨૧
સુતી શોક આક્રંદમાં ઝારે, આપ્યુ શ્રીજીએ સ્વપ્ન તાહારે.૨૨
તારી સ્વામી સેવા વડે બાઇ, થયો હું વશ કયમ ધભરાઈ. ૨૩
મુખે માગુ તે હું તને આપુ, કે તે પાંતીનું સંકટ કાપુ. ૨૪
અમાબાઈ કે અશરણ શરણ, રહે ચીત્વનમાં તવ ચરણ.૨૫
મારી વૃત્તી બીજામાં ન જાય, સેવા સંતની ઈછુ સહાય. ૨૬
શીળ વ્રત આ માહારૂ ખંડે ના, પર પુરૂશની છાયા પડે ના.૨૭
સુખ સર્વનું તે નાવે આધુ, એ વીના બીજું અંન્ય ન માગુ. ૨૮
એ સુણી હરશ્યા હરી તેણીવાર, ધન્ય તાહારો ટેક ઉદાર. ૨૯
એમ કહી મુકયો મુસ્તકે હાથ, ડાબી સુંદરી હૈયાની સાથ.૩૦
સાંપી સીદ્ધીયો નાપડે ખોટે, સ્વપ્ને મળવું થશે શરચોટે. ૩૧
એમ કહી ખશ્યા ગોવીંદ ઝારે, આંખો અબળાની ઉઘડી તારે.૩૨
આવી હીંમત હૈયાની સાથ, વાહાર માહારી વીઠ્ઠલનાથ. ૩૩
એમ ધારી હરી ગુણ ગાય, તાહાર પુઠયેની શી ગતી થાય.૩૪
પુત્રો બે હુતા ભક્તી રહીત, મોજશોકમાં જનમનાં ચીત ૩૫
છત્ર માથેથી તે ગયું ઝારે, બેઠા બે જૈ એકાંત્યમાં તારે. ૩૬
વાત કરવા લાગ્યા બેહુ વીર, શકતીવંત છે જોઆ શરીર. ૩૭
વૃત્તી વણીકની ચુંટવો પાલો, ઉગ્ર અધીપનો આશ્રય ઝાલો.૩૮
હાથી ઘોડા ખેલાવીએ જાઇ, કરીયે નોકરી શસ્ત્રોને સાહી. ૩૯
સુખ સાંપડે અપરમપાર, શોચ્યે દરીયો કે દરબાર. ૪૦
એ વીચાર કરી બેઉ ભ્રાત, મળી માતને વરણી તે વાત ૪૧
આ વીચાર છે કરવા હમારો, માડી શો મત હેમાં તમારો.૪૨

અમા બાઈ કે સા મળે ઘેર, કમો નઇ કશી લક્ષ્મીની લેહેર ૪૩
પીડ્યા પરમ પરાધીન રેહેવુ, સમે સાંકડે સંકટ સેહેવું. ૪૪
વાંકી વૃત્તી થતી વીરા વારો, નથી એમ થવા મત મારો.૪૫
સુણી કુવર કે મોટુ ઉતારો, જાઓ હ્નાંનાએ બુદ્ધી તમારી.૪૬
હમે ધાર્યું તે કરવાના જાઇ, માટે આપો રજા હરખાઈ ૪૭
માયે જાણ્યું કહયું નહી માંને, રજા આપી ધરી કર કાંને.૪૮
થયા રાજી પડ્યા માને પાયે, સાંપી સુંદરી બે છડા જાય ૪૯
કહયું પત્ર લખુ હમો ઝારે, વળજ્યો બે વધુ લેઇ તમો તારે ૫૦
કર્મ યોગે પડ્યા ગ્રહો આડા, ચાલ્યા ખોળતા બે રજવાડા.૫૧
મીરકો મળ્યો દૈવનુ ભાવ્યુ, તેણે રહેવાનું સ્થાન બતાવ્યું.૫૨
ભાવસીંહ કરી કોઈ ભુપ, કરે સેનાની ભરતી અનુપ. ૫૩
તાંહાં મોકલ્યા તે બેઉ વીર, વીર બાહુને વજ્ર શરીર. ૫૪
આંખ કરડીને આકૃતી ભારી, મળ્યા મહીપતીને બે વીચારી.૫૫
બીજા પરદેશી તાં હુતા ટાંણે, એકેએકની શકતી વખાણે.૫૬
તાંહાં હરીયે કરી મન કોપ, ત્રીશ મણની ઉપાડીને તોપ. ૫૭
ધરી સ્કંધે ને તાંથી ચાલ્યો, દશ માણુસે જાય ન ઝાલ્યો.૫૮
ઉગ્ર ઇલકાબ ભુપતે આપ્યા, બેને સેનાપતી કરી સ્થાપ્યા.૫૯
અશ્વ ઉત્તમ બેસવા દીધા, પેટ પુરતા પગાર તાં કીધા ૬૦
બળ બેઉનાં મહીપતે માપ્યાં, ભવ્ય રહેવાને સ્થાનક આપ્યાં ૬૧
આપી અધીપતે આગન્યા ભારી, કરે મનગમતી બેસવારી.૬૨
ઠર્યા ઠામે તે સ્થાનમાં જાઇ, માને પત્ર લખ્યો હરખાઈ. ૬૩
ગાડી મોકલી શેવક સાથે, વળજ્યો સુંદરીયો બે સંગાથે.૬૪
પત્ર લેઇને વેગથી વળીયો, અમાબાઇને તે આવી મળીયો ૬૫

પત્ર વાંચીને માતા વીચારે, થયા વીઠલ વેગળા માહારે. ૬૬
મળવા મંદોરમાં ગઈ જારે, આંસુ આંખે વહે ચોધારે. ૬૭
નાથ ન ઘટે તમારો વીયોગ, ભુંડા કરમના મળીયા ભોગ ૬૮
એમ કહી નમી નાથને ચાલી, વાટ વીરા વશા છે તે ઝાલી ૬૯
થોડા દીવસમાં ગઈ સુતો પાસ, બેઉ કાંતાઓ સંગમાં ખાસ ૭૦
નમ્યા પુત્રો બે માતાને જાઇ, રહ્યાં આનંદમાં હરખાઈ. ૭૧
એમ કરતાં ગયા કઈ માસ, વસે પાંચે જણાં તે નીત્રાસ. ૭૨
કરે રાજની ચાકરી બાળ, ખાનપાન મળે છે રસાળ ૭૩
એમ કરતાં તે દૈવને ભાવ્યું, નીશા માતાને સ્વપ્ન આ આવ્યું ૭૪
એમાં દરસન દીધું દયાળે, કહ્યુ આ રીત્યમાં તેણે કાળે. ૭૫
તારા પતીયે જે વતન તજાવી, દેહુ ગ્રામમાં મુકયો છે લાવી. ૭૬
આવ્યાં વઇભવ માણવા કાજે, માહારૂ શરણ કરીને તાજે ૭૭
હાવે સુત લેઈ વતનમાં ચાલો, જીવ્યુ ઇચ્છો તો મારગ ઝાલો ૭૮
જાગી માયે કે પુત્રોને વાત, હસ્યા પેટ ભરી બેઉ ભ્રાત ૭૯
સાચાં સ્વપ્નમા માનશો માડી, બોલો દેવને દોશ લગાડી ૮૦
રાજ સેવામાં સુખને વીસારી. નવ ઇછીએ વતન હમારી ૮૧
કહ્યું માતાનું પુત્રે ન ધાર્યું, કરી ચેષ્ટાને માપ ઉતારયું. ૮૨

॥ વીશ્રાંમ ॥ માપ ઉતાર્યું માતનું રે, ઘેલી ગણી તે વારરે;
રેવા રશીક દુભ્યા થકીરે, સંકટ મય સંસારરે.

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते अमात्राइ आक्रंद वर्णनो नाम सप्तमोऽध्यायः ॥

## અધ્યાય ૮ મો.

॥ રાગ આશાવરી. ॥

નાભાજી કહે શ્રવણે સ્વામી, માની વાત ન માંની;
ચેષ્ટામાં ચલવી તે સરવે, હરીયે કીધી છાંની ૧
તાર પછી દીન ચાર ગયા કે, બોલ્યા બંને બાળ;
આજ કશું સ્વપ્નું આવ્યું કે, બોલ્યા દીન દયાળ. ૨
મુખ પાડીને માતા બોલી, ચેષ્ટા ન કરો ઠાલી;
વ્યર્થ વહુ હેવી હું થું ના, કયેમ જવાયે ચાલી. ૩
જીવન મુળ તમો તન માહારા, જીવું તમને જોઇ,
તાત ગયો પરવારી હાવે, ન મળે બેસી કોઇ. ૪
માટે વાયક વીઠલજીનું, કહ્યું હતું તે કીધું;
લેશ તમે લેખે ના લીધું, સૌ ચેષ્ટામાં દીધુ ૫
ત્યાર પછી દીન ચાર વીતીયા, સ્વપનું હાત્રું આવ્યું;
તાહારા પુત્રે મારૂ વાયક, તોલ વિશે ના ઘાલ્યું. ૬
હાવે કહે જે ઉભય કુંવરને, સંપતી સઉ લુંટાશે;
ઉભય પોહોરમાં મેલી મીલકત, પલમાં પાધર થાશે ૭
પુત્રો બે બળવંત ફરે થઇ, મર્ણ પામશે સાથે;
દર્ભ પાથરી કોઇ સુવે ના, મૃત્યુપર દળ હાથે. ૮
એમ સુણીને અમાબાઇને, રડત્રું સ્વપ્ને આયું;
બંને પુત્રો પ્રાણ તજે તો, મારૂં કર્મ કવાયું. ૯
સહગતી સુત વણ કાંણ કરે કો, એ મુઝણ ઉર થાયે;
તુજ વીઠલ કેમે રણ કાઢયું, એ કરતાં છુટાયે. ૧૦
તે તેવડય કરવાની માહારે, સ્વામી સાંપણી કીધી;
રણ તાહારૂ આપીને છુટીશ, એ આખડી મે લીધી ૧૧

ક્રીયા કરીશ પછેવી તાહારી, સૌ વીધી સાથે બાઈ;
રડતી દેખી બે સુત બોલ્યા, જનીતા પાસે જાઈ ૧૨

અમાબાઈ તવ ઝબકી જાગી, સુતને કેવા લાગી,
હાવું સ્વપ્ન વધા વીઠલ તે, જોયું મેં તો જાગી ૧૩

પુત્રો મરશે ઘર લુટાશે, સંપતી સરવે જાશે;
ઉભય પોહોરમાં બનાવ બનશે, તે નજરે જોવાશે. ૧૪

કુંવરે વાત હશામાં કાઢી, વાણી વ્યર્થ જણાયે;
વૃદ્ધાવસ્થા થઈ માતને, જીવ ભ્રમગુતા થાયે ૧૫

અરે માત મરવાના પુત્રો, છે તવ હાથ જમાડો;
વીયોગ પાછળ ન પડે માટે, કરી લે તું કર ટાહાડો. ૧૬

માતા વડીલ વધુને કે છે, ટાટ પીરશી બે લાવો;
ઘ્રત સાકર પય સાથે ભેળી, માહારો તાપ સમાવો. ૧૭

તેમ કર્યું વધુવે તે ટાંણે, માયે પુત્ર જમાડયા;
બીડાં પાન તણાંતાં અરપી, સુતને શાંતી પાડયા. ૧૮

તેજ તકે સરકાર તરફથી, જાસુત કાગળ લાવી;
ઉભય પુત્રના કરમાં આપ્યા, વેળા વસમી આવી ૧૯

વધો મુખે કે મહીપતી તેડે, પરદળ આવી પડીયું;
સાવધ થઈ સંગ્રામ સધારો, સેન્ય તમો વણ ખડીયુ. ૨૦

રાજ લુંટવા એ આવ્યું છે, શીઘ્રેસ વર થાઓ;
કુંવર કહે સ્વપ્નનું આ સાચા, સરખો કરે ભરાઓ. ૨૧

નીમીત નબળે સુઝ પડે ના, પાછળથી પસ્તાયે;
મંદોદરીનું કહ્યુ ન માન્યું. જયમ કે રાવણ રાયે ૨૨

તેમ ન અંધે વાયક માન્યું, વીદુર તણું રાણ ટાંણે;
નીકર સો સુત નાશ ન પામે; મરે ન માચો ધાંગે ૨૩

તેમ કહ્યું માનું નવ માન્યું, અવળા આદર ઝાલ્યા;
હરીમુંકુંદ સજી સેના બે, શત્રુ સનમુખ ચાલ્યા ૨૪
કવચ ટોપટાટરને બકતર, અસ્ત્ર શસ્ત્ર સઉ લેઈ;
સુરવીર સંગ્રામે ધાયા, ડંકા નીશાન દેઇ. ૨૫
આડવાહાડ હથીયારે પડીયા, ચળકે ચોમગ ભાલા;
તરકશ તીર વછુટે ચોમગ, કૈક કપાયે ડાલા ૨૬
બંધુક બરછી ગોળા ગરજે, ચીસ ભયંકર થાયે;
શક્તી વિદ્યુત સરખી ચમકે, કોનાં શીશ કપાયે. ૨૭
પગ સાથળ કોના કર તુટે. કોના અશ્વ કપાયે;
વૃષ્ટી રૂધીર તણી વરસેને, ભુમરાણ બહુ થાયે ૨૮
ભલું ઇચ્છવા ભુપત કેરૂં, શત્રુ સનમુખ ધાયા;
હરીમુકુંદ બે કપટવ્યુહમાં, સાથે સુર કપાયા ૨૯
હાહાકાર હવો સેનામાં, નાઠું નગરી માયે;
પરદળે આવી લુટ કરી બઉ, ટેક રહયો નઇ તોયે. ૩૦
હરીમુકુંદનું ઘર લુટાયું, કર સાહાવા નહી કોડી;
રોળ વળ્યો સઉ રાજ્ય તરફનો, વ્યર્થ મુવા સઉ દોડી ૩૧
વહુવો કહે સ્વપ્નું મા સાચું, મતીયાંયે ના માન્યું;
ચેષ્ટા કરીને માહામત ઝાલી, મુખથી મૃત્યુ બાંન્યું. ૩૨
અમાબાઇયે શ્રીજી સમરી, પતીની કહી કથાયે;
ભાળવણી તમને કીધી તે, અગતી પુત્ર ન જાયે ૩૩
વીમાન હરીયે તર્ત મગાવી, મોકલીયા નીજ વાસે;
પ્રેમ ભરેલા બેઠા જાઈ, તર્ત પીતાની પાસે ૩૪
જયમ સુતનો સંહાર વળ્યાથી, ગંધારી દુખ પામી;
અમાબાઇ આક્રંદ કરે છે, ટેક તજી તે દામી ૩૫

શાંત કરી સાસુને બોલી, ત્યાં મુકુંદની નારી;
સ્વામી સાથ સંચારૂ છું હું, સેવાની અધીકારી. ૩૬
સતી થઈ સ્વામીનું શબ લેઈ, તે પોતી પરલોક;
હરી તણી તરૂણી હાંસ કરે પણ, સબળો અંતર શોક ૩૭
સ્વયં સગભો માટે નબળી, ન પળી પતીની પાસે;
ધન સંપતી લુંટયામાં ગઇ સૌ, તેથી અંતર ત્રાસે. ૩૮
અમાબાઈ સુતની વહુ સાથે, વળી વતનની વાટે;
રત્ન સરીખા પુત્ર ગમાતાં, રોતી રૂદયા ફાટે. ૩૯
અંન વીના અડબડીયાં ખાયે, સાથે વહુ તે ઝાલે;
ચર્ણ ગળગળી જાતાં બેસે, થાક ખઇને ચાલે ૪૦
અપાર કષ્ટે આવ્યાં દેહુ, મુખ મેલીને રોતાં;
દેખી પુર પછાડયો ખાયે, ચાલે આંસુ લોહોતાં. ૪૧

॥ વીશ્રામ ॥ લોહોતી બે આંસુ સ્રીઓરે, હરી મંદીરમાં ધાઇરે;
રેવા રસીકના પદ સહી, દે ગાળો ઘભરાઇરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते हरीमुकुंद वध वीधी वर्णनो नाम अष्टमोध्याय ॥ ८ ॥

---

## अध्याय ९ मो.

॥ રાગ નટ ॥ રાતલડી કાંની સંગે જાગ્યા એ દેશી છે.

અમાબાઇ સુત શોકે ઘભરાઇ, રૂવે પરીબ્રહ્મનો પાલવ સાહાઈ,
શેવા ફળ આ તકે આ વેળા આઈ, ભજ્યા તેનુ ભુધરા ભડ બેસાડયુ
મારૂ ઘર ખડતાળે ખોદીને કાહાડયું, ભજ્યા તેનું ભુધરા ભડ
બેસાડયું. ટેક. ૧

ધાતો ધાર્ણી ધાંસમાં ધ ધાને છોડી, રહ્યો તારી સાથ સમંધને જોડી,
તારે તેની કુંપળ્યા કુળી બે નાડી, ભજ્યા તેનું. ૨
હુતી આખા ભવની તે એજ કમાણી,લીધી તેને રાનમાંરોરાવી તાંણી
બેઠો મારો મનખો કરી ધુળધાંણી,ભજ્યા તેનું ૩
ઉગ્યો તાંથી કામ કર્યાં જાડિ આડુ, બાળી ખરાહેતુનાં મુળ ઉખાડુ,
હયાનીધી નાંમને એબ લગાડુ, ભજ્યા તેનું ૪
આવી પય પાવાને પુતના જાણી, લીધો બાળે અંતર ઉલટ આણી
તેના લીધા પલકમાં પ્રાણ તે તાંણી, ભજ્યા તેનું ૫
સજાતીસમંધમાં મામાને મા્યા, લીધું લુંટીબળીનું નકાંઈ વીચાર્યો
મુકી પગ ઉરમાં પાતાળે ઉતાર્યા, ભજ્યા તેનું ૬
સદાશીવે સંતત સાધન કીધુ. તેને પટ પેહેર્યાનું રહેવાના દીધું,
થાકી પ્રાણ તજવા તેણે વીશ પીધુ, ભજ્યા તેનુ ૭
વીધી સુતો જે સનકાદીક સીધા, તેને તલ્યા વયમાં ન વધવા દાધા,
રામાઓના રક્ષણે ત્યાં તાણી લીધા, ભજ્યા તેનું ૮
સહી તાહારો નારદે પાલવ લીધો, તેને ઉંધો ઉપદેશ શોહેવો દીધો;
ભુંડા તેને ભવમાં ભટકતો કીધો, ભજ્યા તેનું, ૯
વીભીશણ શર્ણમાં રહેતા ધારી, નાખ્યો તેના વીર વડીલને મારી,
આપ્યુ રાજ ધન્ય દાતારી તાહારી, ભજ્યા તેનુ ૧૦
પુરો પ્રેમ પ્રલ્હાદના ભલે ભાળ્યો, કુડુ તેને કરતાં રહ્યો નહી ખાળ્યો
તોયે તેના બાપના રોળ તે વાળ્યો, ભજ્યા તેનું ૧૧
સેવામાં સદા રહેતી દ્રૌપદા રાણી, પુજે પરીબ્રહ્મ પોતાના જાણી,
તેને થવા દાસી વેળા હેવી આંણી, ભજ્યા તેનું. ૧૨
હરીશ્ચંદ્રે બળવંત બાંનું તે ઝાલ્યુ, તેનુ સત્ય ચુકાવા કંઈનવ ચાલ્યું
તોયે તેને અંત્યજનુ પદ આલ્યું, ભજ્યા તેનુ. ૧૩

મારૂતી તે અર્થ અનેકમાં આવ્યો, ઉપાડીને પરવતો લાહ્યમાં લાવ્યો
તારે તેને ભુતાંના ભેળો ભમાવ્યો, ભજ્યા તેનું. ૧૪
મથી મરનારે સમંધ આ જોડયા, કાઢી દુર પ્રેમના પાસને તોડયા,
ડોળા મ્હારા દેખાડીને શીદ ફોડયા, ભજ્યા તેનું ૧૫
ગયો ધણીરાન રઝળતી મેહેલી, વાટ અણાવેડવા હું રહી છેલી,
મુવા તકે મ્હારૂ નથી કોઈ બેલી, ભજ્યા તેનુ ૧૬
દાસી તારા દાસની છેવટ જાણી, ટુંકી કરી દોરીને લે મુને તાણી
પીડાઉ છું તેડીલે કરવા પટરાણી, ભજ્યા તેનુ. ૧૭
ગયા સુત મોહો મમતાના ભરેલા, રહ્યા નહીં પાછળ વંશના વેલા;
રહી છુટી પડવાને માનખા છેલા, ભજ્યા તેનું ૧૮
રહ્યું નથી આગળ પાછળ કોઈ, સમંધીમાં બેઠીછું સર્વને ખોઈ;
જણૈશની જીવતી છું હું કે મોઈ ભજ્યા તેનુ ૧૯
અમાબાઈ આક્રંદ આ વીધી થાય, દયા સીંધુ સાંભળે મન દુભાય;
રચી રેવાશંકર તે ગુણ ગાય, ભજ્યા તેનું. ૨૦

॥ વીશ્રાંમ ॥ ગાયે ગુણ આક્રંદના, શ્રવણી જગદાધારરે;
રેવા રસીક વળતી વદે, કરીને વીનય અપારરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पाख्या-
ने कवि श्री रेवासंकर वीरचीते अमावाइ आक्रंद वर्णनो नाम
नवमोध्याय ॥

## अध्याय १० मो.

॥ રાગ કેદારો. ॥

ઉચરે અચ્યજીરે, વરણો નાભાજીએ વાત;
વળતી શું થયુ રે, ભાવ ધરીને વરણો ભ્રાત. ૧

બળતાના ભર્થીરે, સાંભળી પરમ સતીના બોલ;
ત્રીકમ તે સુણીરે, બોલ્યા તનમાં કરીને તોલ. ૨

મા મુન્જાશમારે, નીરમ્યુ એમ નીમીત થનાર;
લેશ મટે નહીરે, ન રંહુ વસ્તુ જેહ જનાર ૩

તુજ સેવા તકેરે, સંતત પાસે હુંજ રહીશ;
તમો જમ્યા પછીરે, પાંણી તુજને કહીને પીશ. ૪

મહીયેર આ વધુરે, તેને વીદાય કરીદે બાઈ,
અડચણ ના પડેરે, સતી સગર્ભા રેહે મુઝાઈ. ૫

વાયક તે સુણીરે, કીધી વીદાય સોધી સાથ;
મેંહેર મોકલીરે, વદીયા વાયક વીઠ્ઠલ નાથ ૬

અમાબાઈ ત્યાંરે, વળતી વશિયાં મ હીર માંહ્ય;
સુતના શોકર્થીરે, ચક્ષુ તેજ ઘટે છે ત્યાંહ્ય. ૭

પુત્રો પ્રાણર્થીરે, વલ્લભ વનીતાને કહેવાય;
વાળ્યું ના વળેરે, સંતત મન મુઝાતુ જાય. ૮

અંતર શોકર્થીરે, ભીતર ભડકા વેઠે બાઈ,
તેની જ્વાળર્થીરે, બાહ્યર ઝાડ ગયાં સુકાઈ. ૯

તે જોઇ ત્રીકમેરે, ધીરજ દીધી બેશી પાસ;
હું સાનીધ્યમાંરે, તારે ધરવો નામ ન ત્રાસ ૧૦

ઇચ્છા હોય તોરે, તારા સુત જીવાડુ હાલ;
એમ કર્યા થકીરે, ન મળે મુક્તી મારગે માલ ૧૧

કૃષ્ણ થયા તકેરે, સાંપ્યો સંદીપ ગુરૂને બાળ;
કપરો કાળનોરે, તોડી પાકો પાશ વીશાળ. ૧૨

સુણીને ત્યાં સતીરે, બોલી વીઠ્ઠલ વરની સંગ;
મેં તમને કહ્યુંરે, ઇચ્છું હું નવ માઇક રંગ. ૧૩

જનમ્યુ તે જશેરે, આખર કોઇ નથી રેહેનાર;
મન માહારૂ સદારે, રાખો આપ ચરણ આધાર. ૧૪
ઇચ્છું ના કશું રે, જીવું જીવન તમને જોઈ;
પીડામાં પડીરે, બોલી દોશ ન ગણશો કોઈ ૧૫
તવ હરજી વદેરે, મુજને ગણજે તાહારો તંન;
આ તાહારી વધુરે, રૂકમણી કરી બોલે સૌ જંન ૧૬
એ સુણી બૈ વદીરે, તું તો ત્રીકમ જગનો તાત;
કયમ સુત હું કહું રે, વદને અણ સંભવતી વાત. ૧૭
વીઠ્ઠલ તાં વદેરે, મેં કહી જશોદાજીને માત;
તુને તે વીશેરે, લેશ ન અંતર મન સંગાત ૧૮
તે સુણીને સતીરે, વીઠ્ઠલ ચરણે મુકયુ શીશ;
તમ આધાર છું રે, જમ તમ નભવી લ્યો જુગદીશ. ૧૯
હરી માયા કરીરે, પીડા સર્વ ટળી તે વાર;
શોક સમૈ ગયોરે, લાગી જપવા જગદાધાર. ૨૦
જ્યાં સુતની વધુરે, તેને પોચ્યા પુરણ માસ;
વીઠ્ઠલ નામનોરે, પ્રગટયો પુત્ર થયો હુલ્લાસ ૨૧
રૂપે ગુણે ભર્યોરે, દીન દીન વૃદ્ધી થાતો જાય;
અમાબાઇનેરે, તે સઉ વરણી કહી કથાય ૨૨
એમ કરતાં ગયાંરે, વીતાં દશ વરસો તે ધાર;
અમાબાઇનેરે, આંખ્યે ઝાંખ પડી તે વાર. ૨૩
ત્રીકમે તે તકેરે, લાધુ હરીના સુત સમરૂપ;
રૂકમણી થઈ વધુરે. સેવા આચરે ઉભય અનુપ ૨૪
જન બીજા લહેરે, આવી હરી સુત કેરા દાર;
સેવા સાસુનીરે, કરવા લાગી વાનય અપાર. ૨૫

ભોજન ભાવતુરે, નીત્ય તકો તક સમયે થાય;
થઈ સુતની વધુરે પ્રીતે સેવા કરવા જાય. ૨૬
જળ ઇચ્છા થતાંરે, હાજર લાવા મુકે હાથ;
સુતના સુત થૈરે, બા બા બોલે લક્ષ્મીનાથ. ૨૭
શીવ બ્રહ્મા તણારે, જીવન ધ્યાન વીશે ના જાય,
અમ્માબાઇનોરે, કર ઝાલીને આગળ થાય. ૨૮
આંખ્ય અપંગ લઇરે, પલ ના વીહીલાં મુકે માત,
પગચંપી કરેરે, આદી માયા તે દીનરાત ૨૯
પુરણ બ્રહ્મનેરે, ભોજન અરપે બેશી પાસ;
ઇચ્છા અતરેરે, ટાંકણે માંગે કરી તલાસ. ૩૦
તવ ડોશી વદેરે, પ્રેમે લાડકડાને સાહાઈ;
ભેગો થાળમાંરે, બેશી ભોજન કરતુ ભાઈ. ૩૧
સનકાદીકનારે, સ્વપનામે જીવનના જાય,
ભક્તી ભાવથીરે, ઉછીષ્ટ અબલાનું તે ખાય. ૩૨
એમ જમાડીનેરે, માધવ મુખ ધુવે છે માત,
દેઈ મુખવાસનેરે, ચાલે કરઝાલી જગતાત. ૩૩
શ્વાસ ભરાયનીરે, શ્રમ પડે નૈ દોરી જાય;
પાસ પલંગનીરે, જાઈ સુવાડી સુખીયા થાય ૩૪
એમ વરત્યા કરેરે, કોઇ કશી ના જાણે પેર;
રૂકિમણીને લહેરે, પુત્ર વધુ આવી છે ઘેર ૩૫
ઉત્તમ ગુણનીરે, આ વહુ જાતે પરમ સુજાણ;
નીહીતો આવી ઘેરે, સેવા સાસુની કરે કાંણ ૩૬
અમ્માબાઈનીરે, વય પોતી ગઈ આવ્યો કાળ;
વીપ્રો તેડીયારે, જાતે જઇને દીન દયાળ. ૩૭

દાંન અમાંનનેરે, ભાંણુ ભરીયુ જળનું પાત્ર;
સાતે ધાનનેરે, ઘેન સવત્છી વસ્તુ માત્ર. ૩૮
વસ્ત્ર વીવીધનાંરે, અરપાવ્યાં નીજ માતા હાથ;
તમ ગૌ દાંન તેરે, અરપો એ આવે તમ સાથ. ૩૯
સૌ સંસારનીરે, લૌકીક રીત્ય રચાવી ઇશ;
અવની આંણીયાંરે, બેઠા ખોળામાં લઇ શીશ. ૪૦
શ્રાવણ માસનીરે, સુદી એકાદશીનો દીન તેહ;
હરી ખોળે ધરીરે, મુસ્તક માયે તજીયો દેહ ૪૧
ત્રીકમે તે તકેરે, વેગે તેડાવ્યું વઇમાન;
દીવ્ય તનુ કરીરે, પોચાડી પોતે સ્વસ્થાન ૪૨
ચંદન કાષ્ટનીરે, ચીતા રચાવી તેણીવાર;
સૌ જોતાં કર્યોરે, સુત રૂપે અગ્ની સસ્કાર ૪૩
ત્યાર પછી થકીરે, સામગ્રી સૌ લાવે જાય;
દશ દીન વીતીયારે, જ્ઞાતી ભોજન પાછળ થાય. ૪૪
પત્રીયો લખીરે, સમીપ જ્ઞાતી આવી ત્યાંહ્ય;
ભોજન ભાવતાંરે, થયાં નહોયે હેવાં ક્યાંય ૪૫
તમ દીન સાતનોરે, લીધો લહાવો સુદીર શ્યાંમ;
બે દીન તે પછીરે, ત્રપ્તી કીધુ દેહુ ગ્રામ ૪૬
લહાંણું તે પછીરે, દરશી આપ્યું-માનુશ માત્ર;
ચાંદી ટાટનેરે, તે મધ્યે મુકી જળ પાત્ર ૪૭
કર્યું ન કોઇયેરે, ને પાછળ કોયે ના થાય;
તમ ધન વાવર્યુંરે, નામ લખી લહાંણાં અરપાય, ૪૮
વાધી વારતારે, ફીરતી ચાલી ગામો ગામ;
જશ જગતી થયોરે, ધન્ય વીઠોબા હરીયે નામ ૪૯

દીન વીત્યા પછીરે, ત્રીજે દીવસ થઈ આ પેહેર;
પત્રી તે પળીરે, છેટ નવ લાખાને ઘેહેર. ૫૦

તનયા તેહનીરે. જેનુ શાત્રા હેવું નામ;
તે હરીની વધુરે, પત્રી વાંચી રોઇ તે ઠામ. ૫૧

પુત્રે પુછીયુરે, કેમ રૂવે છે માતા ફોક,
તવ તે ઉચરીરે, માહારી સામુ પળી પરલોક. ૫૨

સ્નાંન ઉભે કરીરે, ત્યાર થયાં વર વાહન લેઇ;
દીન ખરચ્યા ઓહીરે, ધાયાં ધાંસે આદર દેઇ. ૫૩

દાન દશ દોડતાંરે, આવી પુર ભાગોળે ત્યાંહ્ય;
શીર ઉર કુટતીરે, ચાલી ચરણે રોતી ત્યાંહ્ય. ૫૪

જન જોવા મળ્યારે, કયમ પાછી આવી આ દ્વાર;
ઘરે ઉઘાડીનેરે, બેઠી રોતી અપરમ પાર, ૫૫

મળીને માનુનીરે, છાની રાખી પાયુ નીર,
મુખ ઢાંક્યા કરીરે, બોલી ગોરી ગુણ ગંભીર. ૫૬

કુળશી કુટુંબમાંરે, કોઇએ પત્ર લખ્યો ના છેક;
શોધા ટાંકણેરે, પાસે પાશેરનું નહી એક ૫૭

મરવા ટાંકણેરે, માનવી કેમ ન તે મુઝાય;
હું છેટે પડીરે, ભાડુત રાખે ભુખ ન જાય. ૫૮

॥ વિશ્રાંમ ॥ ભુખ ન જાયે ભાડુતેરે, કરમે કથળ્યું કામરે;
એમ સુણીદે અંગના, ઠબકો ડામોડામરે ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते अमाबाइ अंत वीधी वर्णनो नाम दशमोध्यायः ॥

---

## अध्याय ११ मो.

॥ રાગ ધના ॥. ॥

બોલ્યા અગ્રજ એ પછી વાંણી, વદો વળતી થયુ શું પુસાંણી ૧
નાભાજી કહે સાંભળો સ્વામી, કૃપા સીધુને કરવ્યે નખામી ૨
સુણી સુંદરીયો વદી વાંણી. કોહોને કહું છું તું રાગડા તાણી ૩
પાસે ચોટીને ચાકરી કરતી, હાથ ઝાલીને સાસુનો ફરતી. ૪
કરતી ભાવતુ ભોજન દાહાડી, ન્હૂવરાવતાં બંને ઉપાડી. ૫
બીજી અડકે ના દુઃખમાં દીલે, તું જેવી કોના ઝાકલા ઝીલે. ૬
નથી કષ્ટે ગઈ કંટાળી, ઘરે ધરણુ નકો ધણીવાળી ૭
કર્યો ખર્ચ કયાંથી ધન કાહાડી, તેં તો સાસુને સ્વર્ગ પોતાડી ૮
રાધા કે નથી તાલ્યાનો આરો, મુવે માણસે મહેણાં ન મારો. ૯
પડી છેટે ન જાણી મેં વાત નીહીતો આ કેવું તમને ન થાત. ૧૦
બાઇ બોલશો ના ચઢે રીસ, મળે તેવો હું દીવસ કરીશ. ૧૧
કાળા ચોરનું કાઢીશ દેણું, રાખુ નૈ મરનારીને મ્હેણું ૧૨
બોલી વૃદ્ધ સુણી આવી ચાલી અલી રાધા શુ ઘેલછા હાલી. ૧૩
નાત્ય સાત દીવસ કરી ટાંણે, તારા જેવું થશે બીજે કોણે. ૧૪
લાહાણું ખર્ચ ગયુ કોણ કરી, જે આ વાંચ્ય વિઠોબાને હરી ૧૫
રાધા લહાણું લઈ પડી ટાહાડી, પછી વીચાર્યું લક્ષ લગાડી. ૧૬
જાણ્યું કીધું કૃપાળુ વે કામ, સમો સમજીને સુખ ધામ. ૧૭
નગ્ર લોક વદે જોઇ એમ, પાછા આવ્યા વીઠોબા કેમ. ૧૮
ગોઠયુ મોસાળે જાઈ ના મંન, ખુબ વાવર્યું બા કેડે ધંન. ૧૯
પુત્ર માતને કે થઇ અજાણ. મયું દીવસ કરીને આ કોણ. ૨૦

કોણ ચાકરી આકરી ચાલે, જશ આપણુને સૌ આલે. ૨૧
ઝાઝો મેળાપ મહાવરો જેમ, મુને બોલાવે પુરજન તેમ. ૨૨
આખુ આયુશ મોસાળે ખોયું, મે તો જનમીને ગામ આ જોયું ૨૩
માંડી રાધાએ કહી થઇ વાત, તાહારો દાદો લાવ્યો જગતાત. ૨૪
તેને સ્વાધીન હુતા એ શાંમ, કરે અંત્ય અદયે તવ કામ. ૨૫
શેવા ચાકરી ખર્ચે આભારી, કરતાં તું હુ જેવાં વપુધારી. ૨૬
લીધો માથાનો ખર્ચ યે તાહારો. બેઠો મંદીરમાં કરનારો. ૨૭
તારા દાદાએ તપ કરી તાંણ્યા, પ્રભુ પંઢર પુરમાંથી આણ્યા. ૨૮
કહ્યું અત્ય સમે પ્રભુ સાથ્ય, મારા વંશની લજ્જા તું હાથ ૨૯
પાળી વચન કરે પ્રભુ કાંમ, સમે સાંકડે સુંદીર શાંમ ૩૦
બાપ કાકો તાહારા મતી મંદ, તેણે ઓળખ્યા એ ના મુકંદ. ૩૧
રાજ સેવા મુકી પ્રભુ ધાયા, તાહારે, તે બેહુ રણમાં મરાયા. ૩૨
પછી સાસુ હું પુરમાંહે આવી, તુ પેટ હું પીહેર વળાવી. ૩૩
સુણી માતાનું વચન કુમાર, ધાયો કરમાં ધરીને કટાર ૩૪
પ્રાણ ત્યાગવા પોતાનો ત્યાંહી, પેઠો ભાગોળે મંદીર માંહી. ૩૫
પેટ ચીરવા જાય છે જેવો, હાથ હરીવરે ઝાલીયો તેવો. ૩૬
બોલ્યો કુંવર હું ઓળખું તુજને, મુક હાથ દે મરવા તું મુજને ૩૭
તેંહ્યા માર્યો તો અંગદ તાત, મારા બાપની રણ કરી ઘાત ૩૮
માટે છુટો કરી દેને મુજને, મરી હત્યા હું આપીશ તુજને ૩૯
જાંણી તેને ન બાપો અનાથ. ચાંપ્યો હરીવરે હૈયાની સાથ. ૪૦
કહ્યું તાહારા વડીલ મુને લાવ્યા, રહ્યા સેવામાં સંતત ભાવ્યા. ૪૧
કામ કહે તે કરૂં તેજ વાર તારા વ્રદ્ધોનો છું રણદાર. ૪૨
માટે મેં સેવા દીવસ કીધો, જશ લોકમાં તમને મેં દીધો ૪૩

કને પુત્ર બેસાડીને કાળે, ભકતી નવધા બતાવી હયાળે. ૪૪
પુત્ર માતાયે ટેક તે ઝાલ્યો, વેલો વ શનો ત્યાં થકી ચાલ્યો. ૪૫
પ્રભુ પુજન યાત્રાયે જાય, મળી મંડળી કીરતન ગાય. ૪૬
વીઠોબા તણા વંશનોઃકામે, થયો પુત્ર પદાજી તે નામે. ૪૭
તે પણ ભકતી વીશે ભરપુર, જેવા સ્વર્ગનો ભાવીક સુર. ૪૮
તેણે વીઠલ વર વશ કરીયો, તેનો વ શ પછી વીસ્તરીયો. ૪૯
તે પદાજીનો શ કર સુત, કર્યા ભક્તાએ વશ અચ્યુત. ૫૦
સુત શંકરનો તન કાંહાનો, તે છે પુર્ણ પ્રતાપી ન છાંનો. ૫૧
કાંહાનાનો બોહોબા કરી બાળ, તીવ્ર તેજને બાહુ ત્રીશાળ. ૫૨
ભવ્ય ભકિતને તેવા પ્રતાપા, જેણે સેવાની સેતુઓ સ્થાપી. ૫૩
તેનો તન તે તુકારામ ભકત, જેણે જન્મીને દીપાવ્યું જકત. ૫૪
બોહોબા કરે ભકિત સકામી, ક્ષણુ એક ન જાય નકામી. ૫૫
પળે પંઢરપુર પ્રતી પક્ષ, દેવા દાનમાં બીજો ન દક્ષ. ૫૬
અંન ભુખ્યાને તરશાને પાંણી, શીત કષ્ટીને દે પટ તાંણી. ૫૭
સત્ય વચન સેવા પ્રતી જંન, સમ દરશીને કોમળ મંન. ૫૮
સ્તુતી હરીની હમેશ ઉચારે, તેમાં કેવળ કાંમના ધારે. ૫૯
તમો ભકતોની ભીડય હરો છો, પુર્ણ કામના પોતે કરો છો. ૬૦
ઉપમંન્યું કરી દ્વીજ બાળ, પ્રીતી પયમાં છે તેની વીશાળ. ૬૧
પુરો તે નોહોતો માતને ધાવ્યો, અંત જન્મતાં માતનો આવ્યો. ૬૨
માયા હરીનીયે તેહ ઉપાડયો, કાંઠે દુધને દરીયે બેસાડયો. ૬૩
ધ્રુને તમ અવીચળ પદ દીધું, લેખે બાળ તણું તપ લીધું. ૬૪
સુર્ય સપ્ત ઋષી જે ઠરે છે, ધ્રુની નીત્ય પ્રકમા કરે છે. ૬૫

નથી ઉદારતામે અધુરો, માહારો એક મનોરથ પુરો. ૬૬
યેમ ટેકમાં યાત્રાયે ઝાલી, ગયાં ચાળીસ વર્શ તે ચાલી. ૬૭
ગયા દંપતી થાકીને ઝારે, ત્રણે દેવ તાં રીઝીયા ત્યાહારે. ૬૮
દીધાં સ્વપ્ન વીશે દરસંન, માગો પોતે થઇને પ્રસંન ૬૯
બોલ્યા દંપતી સાનીદ્ય સુરો તમો પુત્રોની કામના પુરો. ૭૦
તારે શીવ વીધી કે સુત થાશે, તારી કામના પુર્ણ ભરાશે. ૭૧
વીષ્ણુ કે કેવો સુત આપુ તમને, તેની રીતી બતાવ્ય તું આમને. ૭૨
બોલ્યા બોહોબા સુણી તેણી વારે, આખા વીશ્વને જેહ ઓદ્ધારે. ૭૩
બીજું ઇછુ ન હુ વૃજરાય, નામદેવ જેવો સુત થાય. ૭૪
હરી કે કરયો તેં વશ મુજને, તેવો સુત સમરપીશ તુજને. ૭૫

॥ વિશ્રાંમ ।—સુત સમરપીશ તે સમેરે, એથી પણ બળવાંનરે;
રેવા રસીક વર દેઇનેરે, પાંમ્યા અંતર ધ્યાંનરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरित्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते वीश्वंभर वंश वर्णनो नाम एकादशोध्याय: ॥

---

अध्याय १२ मो.

॥ રાગ આશાવરી ॥

નાભાજી કહે વીઠુલવર દેઇ, પાંમીયા અંતર ધ્યાન;
બોહોબા જાગી કાંતાને કહે, કૃપા કરી ભગવાન. ૧
પ્રસંનતા પત્ની પાંમીને, વરને વંદી જાઇ;
ચઢતા દીવસ લાગે મુજને, હઇયું રહે હરખાઇ. ૨

પુરણ માસે પુત્ર પ્રગટીયો, વીશ્વંભર વરદે જેહ;
નામ સાવજી નીરમ્યું, તેનું પાંમ્યો વૃધ્ધી તેહ. ૩
ત્યાર પછી અવીનાશીને ઉર, ચીંતા મનમાં થાય;
વર દીધો ત્યાં દેહ ધારવા, મુક્ત થાયો તે જાય. ૪
વીચ્યાર કરીને ત્યાં વૈકુંઠે, ભકત સભા સૌ કીધી;
તપાસ કરીને તત્વ તપાસી, હરીયે હાજરી લીધી. ૫
સનકાદીક શુકદેવને સેનો, નારદને પ્રહ્લાદ;
અંબરીશ અક્રુરને ઉધ્ધવ, તુંબરૂ દાધો સાદ. ૬
મેહેતો મીરાં મુકતાબાઈ, કબીરને એકનાથ;
જ્ઞાનદેવ રૂકમાંગદ, ધ્રુવજી નામદેવ છે સાથ. ૭
પાસે પરીક્ષીત પુંડરીકને, ભીશમ કુંભારજ ગોરો;
એ આદિ સૌ મુક્ત મંડળી, સૌ શીર તપમો તોરો. ૮
જેમ શશી તારાગમંડળમાં, તેમ શોભે જગદીશ;
કોઈને મોકલવા તે સ્થાને, ધારે અંતર ઈશ ૯
વીચ્યાર કરીને વીશ્વાધારે, નામદેવ કર ઝાલ્યો;
જન્મ જાઈ લે બોહોલાને ઘેર, મે તેહને વર આલ્યો. ૧૦
ધર્મ સ્થાપવા હું જનમું છું, યુગ યુગ પ્રત્યે જાઈ;
તેજ કામ કરવાનું તાહારે, જા અવની હરખાઈ. ૧૧
ભક્તિ ભજન કરાવી અરપો, પંચવીશાયક્ષી પ્યારી;
ચો વીધ મુકતી દેવા શકતી, તુજ અંતરમાં ધારી. ૧૨
જે સાલોકય તથા સામીપ્ય, સારૂપ્યને સાયુજ;
ચતુર વીધ મુકતીયે અરપી, ગણેશ તું જગ પુજ્ય. ૧૩
સગુણ ઉપાસન કરાવ્યું સૌને, બોધ કરી આ ઠાંણે;
પાખંડતા પ્રાંચુર્ય થાયેને, કેક કરે કેકાંણે. ૧૪

તેં શત કોટી અભંગ કરવા, નીમ કરયાતા પુરા;
ઉતાવળ્યથી આ સ્થળ આવ્યો, તેમાં રહ્યા અધુરા ૧૫
જન્મ લેઇને જગતી સ્થળમાં, પુરા કરય તે ભાઇ;
ચો વીધ મુકતી મેળવ્ય સૌને, થૈ સૌનો સુખદાઇ ૧૬
રીદ્ધી સીધ્ધીએ ભકતી પાછળ, અણુતેડી સૌ આવે,
ભકતી પર્વના પાણી જેવી, લે જેને જમ ભાવે. ૧૭
માટયે મૃત્યુલોક વીશે જઇ, કરય કીરતન વીસ્તાર;
આશીર્વાદ કરયો અવીનાશે, સુખ દેવા સંસાર ૧૮
નમન કરીને નામદેવ કહે, કળી કઠણ યુગ આવ્યો;
ઘોર પાપીનું ગંભીર બળતાં, બોધ ન જાય બતાવ્યો ૧૯
બોધરૂપ લેઇ બેઠા પોતે, સંકટે સાહ્યે ન થાયે;
તો માહારા મળતી અવીનાશી, આપની ઇજ્જત્ય જાયે ૨૦
તેહ સુણી ત્રીવીક્રમ બોલ્યા, તું સંકટે સપટાયો;
તેજ તકે તારા મુખ આગે, ધાંસે આવીશ ધાયો. ૨૧
એમ કહીને માધવ મળીઆ, તત્વ હૃદયમાં ધરીયું;
તુકારાંમમાં તેજ સમરપી, જન્મે તેમજ કરીયું. ૨૨
શડૈશ્વર્ય શકતી સંપુરણ, નામદેવમાં ધારી,
તે બોલ્યો કયાં જન્મ લેઉ હું, તવ બોલ્યા સુખકારી. ૨૩
વીશ્વપતી કહે આ વીશ્વંભર, જેણે વશ મુજ કીધો;
પંઢરપુરથી પ્રેમે બાંધી, પોતાને પુર લીધો ૨૪
તેહના કુળમાં બોહોબા નામે; તેને મેં વર આલ્યો;
પુત્ર જકત ઓધ્ધારણ થાયે, સ્વદેહ આવે ચાલ્યો. ૨૫
નવાં સગુણનાં કીરતન કરવા, ભકતી નવધા સારી;
માટે ત્યાંહા મોકલવા તુજને, મનસા થઇ છે માહારી. ૨૬

નામદેવ નારાયણને નમી, અવનીપર ઉતરીયો;
સોમ સુર્યવત પ્રકાશ પ્રૌઢો, દીશદશે વીસ્તરીયો ૨૭
કે વીદ્યુત વસુધા તળ વધવા, ઉતરી આંણી વારે;
બોહોબાના અંતરમાં ઉતરયું, તેજ મનોમય તાહારે ૨૮
ત્યાંથી અબળાના ઉદરમાં, પ્રવેશ કીધો જાઈ;
તેજ પુંજ તરૂણી થઈ તાહારે, હઇયામાં હરખાઈ ૨૯
સીંધુ છીપમાં સ્વાતી બીંદુ, પડતાં મોતી જા મે;
કનકા બાઈની કુખ દીપાવા, ગર્ભ રહ્યો તે ઠાંમે ૩૦
પુરણ માસે થયો પ્રસવતે, અરૂણ ઉગતી વારે;
પ્રકાશ પામ્યું સર્વ સદનતે, બોહોબા ઝબકયા તાહારે. ૩૧
કુંવર લહ્યો કનકાઇયે કહેવો, જે નીજ ઉદરે વાશો;
ધર્મ જ્ઞાન વૈરાગ્ય ને ભક્તી, મીશ્ર હોય તમ ભાશો. ૩૨
જડીભુત જનીતા થઈ ગઈ છે અવીનાશી ત્યાં આવી;
બોધ કરે છે તે બાળ્યકને, માથે હાથ ધરાવી. ૩૩
જ્ઞાન ગુપ્ત કરય માયામયથી, તવ સુત ચેષ્ટા ઝાલી;
રૂદન સરીખો શબ્દ થયો કે, પછી પડોશણ ચાલી. ૩૪
કહ્યું કુંવરનો જન્મ થયો તું, જો જાગી કનકાઈ;
હર્શ થયો બોહોબાને શ્રવણી, કૃપા કરી સુખદાઈ ૩૫
વેંહેચી સરકરા પુર બાધામાં, મંદીર ઉછવ કીધો;
એમ થતાં દીન બાર વીતીયા, નહી માતા સુત લીધો ૩૬
પુત્ર લેઇ ગઈ પ્રભુને મંદીર, ચરણ સમીપે ધરીયો;
કહ્યું તમારો દાસ ખાસ છે, ઘટે અનુગ્રહ કરીયો ૩૭
ભાવ કરી ભુધરજી ભેટા, તવ બોલ્યા જગદીશ;
કહ્યું રૂક્ષમણીને લે બાળક, રમાડય ધર કર શીશ. ૩૮

કેહેતાં કુંવર ઉપાડી લીધો, રમાડીયો હરખાઈ;
ત્યાર પછી કનકાઇની કેડયે, ઝટ બેસાડયો જાઈ. ૩૯
હાથ ફેરવ્યો હેને મુસ્તક, કેહે કનકાઈ તે વારે;
માતા નામ ધરો બાળ્યકનું, નીજ ઇચ્છા અનુસારે. ૪૦
ઇશ્વરીની ઈચ્છા થાતામાં, સર્વ સીદ્ધીઓ આવી;
સ્વરૂપ ઉત્તમ યુવતીના લેઈ, સંસારી ગતી લાવી. ૪૧
સુવાશીર્ણીયો ચ્યાર મળીને, પાલવમાં સુત ઘાલ્યો,
હીદોળ્યે હૈયામાં હરખી, નામ નીવેડો ચાલ્યો. ૪૨
કંકુ હળદર કરી કપાળે, નામ વીચ્યારે ધારી;
જે અવ્યકત જણાય ન કોયે, ઉચરી સૌ અધિકારી ૪૩
તે રૂક્ષમણી કેછે કનકાઇને જે વ્યાપક સઉ ઠામ;
નીરમ્યુ મે તાહારા તન કેરૂ, તુકારાંમ એ નામ. ૪૪
ઝેના નામ થકી જડ જંતુ, પાંમે સઉ ઉદ્ધાર;
શ્રીફળ ફોફળ લેઈ સઉ શાંમા, વીદાય થઈ તે વાર. ૪૫
કનકાઇ નીજ મંદીરમાં ગઇ, બાળ્યક સુખમાં રેહે છે;
કંઈકે માસે ઘુંટણથી ચાલે, જોઇને હર્શ વધે છે. ૪૬
જમે રમે ઉચરે અક્ષર કંઈ, પોહોઢી રહે કોઇ વાર,
રૈરોમંમો વદવા લાગે, ચંચળ અપરમપાર. ૪૭
કોક સમે રડવામાં આવે, બોધ ન માંને કાંહાંનો;
કીરતન શબ્દ સુણીને રેછે, તર્ત તુકો ત્યાં છાંનો. ૪૮
એમ માસ અષ્ટાદશ વીતે, બાળ્યક ચરણે ચાલે;
રમત્ય રમે કાંશી કરતાળા, દેખે ત્યાં કર ઝાલે. ૪૯
પછી વીધી વરદાંનેજ નમ્યો, ત્રીજો તન તે વારે;
નાંમ કાંહાંનયો નીરમ્યું તેનું, નીજ ઇચ્છા અનુસારે. ૫૦

ત્રૈણ્ય પુત્રને ધન સંપત્તી, ઉભય નીરોગી કાયા;
દયા દાંન ને માંન મનુષમાં, પુરણ હરીની માયા. ૫૧
સુરથી સુખ વરણ્યું ના જાયે, ભકતી ભાવમાં પુરા;
પરમારથમાં પ્રાણ સમરપે, વીદ્યા ગુણ ન અધુરા. ૫૨
સુર સેવા ફળના સુત ત્રૈણ્યે, દીન દીન વૃદ્ધી થાયે;
સુત સંપતી લહી માગાં આવે, બ્રાહ્મણ પાછા જાયે. ૫૩
વળી વીચ્યારી કુળ કન્યા લહી, પુત્ર સઉ પરણાવ્યા;
વીઠ્ઠલનું વંદન કરવાને, કન્યાયો ઘેર લાવ્યા. ૫૪
શાંણા સુત ભણી સઉ ચુકયા, દીન આનંદે જાયે;
સફળ થાય છે ઉદ્યમ સઘળા, માંને હરી ઇછાયે. ૫૫
હું કરતાનો લેશ ન રાખે, નીરમ્યું હરીનું થાયે;
જો જીવનું ધારયું થાયે તો, દુખમાં કોન ડખાયે. ૫૬
થનાર કોનાથી ન મટે, ન થનારૂ નવ થાયે;
નીરધનતા દેહેનું દુખ નવ રેહ, કોની વંશ ન જાયે. ૫૭
॥ વીશ્રાંમ ॥ વંશ ન જાયે કોઇનીરે, તેમ મરે ના કોઇરે;
રેવા રસીકના કર વીશે, બાજી જગની જોઇરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते भक्त जन्मवीधी वर्णनो नाम द्वादशोध्याय ॥

---

## अध्याय १३ मो.

॥ રાગ મારૂ. ॥

વદે નાભાજીરે, સદગુરૂ સાંભળો કહુ કથા;
જે સુણ્યા થકીરે, જન્મ મરણની ટળે વ્યથા ૧

પુત્ર ત્રૈણ્યનેરે, શોભા સહીત પરણાવીયા;
નીજ મંદીરરે, લાડ્યકડીયોને લાવીયા ૨
પુજા પાત્રીનુરે, સાહીત્ય થાળે ભરયું ઘણું;
દેવા જાય છેરે, વીઠ્ઠલને ત્યાં વધામણું. ૩
વાજે ગાજનેરે, ગોરીયો ગીત ગાયે ઘણી;
નમ્યાં દંપતીરે, શોભા શી વરણું તે તણી ૪
તુકારાંમનેરે, ભાળીને મોદ મને ધર્યો;
નમતાં શીરરે, લક્ષ્મીયે કર લાંબો કર્યો ૫
દેખી દ્રષ્ટીયેરે, સગબગ થઈ સઉ સુંદરી;
આશુ અચરજરે, ઇશ્વરીયે કરૂણા કરી. ૬
પુંજી ત્યાં થકીરે, પોતાને મંદીર આવીયાં;
વેહચ્યાં ફોફળરે, ઘરમાં વધાવીને લાવીયાં ૭
સૌ રમે જમેરે, આનંદમાં દીન જાય છે;
વૃદ્ધ વય થઇરે, તાતનુ મન ગુંચાય છે ૮
પુત્ર પાટવીરે, સાવજી પાસે બેસાડીયો;
લેણા દેણાનોરે, હર હીસાબ દેખાડીયો ૯
કહ્યું માહ્યરીરે, વૃદ્ધાવસ્થા હાવે થઈ;
તું તપાશી લેરે, લેણદેણ કર્ય તું જઈ ૧૦
ધારી હું થક્યારે, હડીયો કઢાતી નથી જરી;
માહારા માથાનોરે, તાંણી લે ભાર દયા કરી. ૧૧
સુણી સાવજીરે, વળતી પીતાજીને પગ પડયો;
મે એ નહી બનેરે. ઝાઝો પ્રપંચ જેમાં જડયો. ૧૨
તપ તીર્થમાંરે, વૃતીયો માહ્યરી જાય છે;
લેણું દેણું આરે, તે જાણે ખાવા ધાય છે; ૧૩

ક્ષણ ના ટકુરે, પણ તમો વૃદ્ધ ઉભય થયાં;
મુકી જાઉંતોરે, પાણીમાં વર્ષ મારાં ગયાં. ૧૪

હું છું આપણોરે, રણદાતાર જનમ ધરી;
માયા જાળમાંરે, મેં ની પડાય હાવે ફરી. ૧૫

સુણી સુતનુંરે, વાયક મન મુંઝઈ ગયું.
મરતા લગીરે, તાંણવુ આ તરીકું રહ્યું. ૧૬

એમ શોચતાંરે, સ્વપ્નની વારતા સાંભળી;
સુત શંભુનોરે, આપેલો શું અરપે રળી ૧૭

રાખ ચોળીનેરે, રાન વીશે જઈ રડવડે;
જગ જાણ્યરેરે, વૃક્ષ જેવાં ફળ નીવડે. ૧૮

શોચી શેવટરે, તેડયો તુકારામ તે સમે;
લેણા દેવાનીરે, ગુંચણે મન માહારૂ ભમે. ૧૯

થયો વૃદ્ધહુંરે, સ્મર્તિ નથી રહેતી મને;
તાણી ભારલેરે, જો દયા મહારી આવે તને ૨૦

બોલ બાપનારે, સાંભળી પોતે બોલ્યા હશી;
માહારે શીશયેરે, ચીંતા ન કરશો હવે કશી. ૨૧

લેણા દેવામાંરે. કે વધ વસ્તુ લાવ્યા તણી;
નથી શોચનારે, સાચવનાર સબળ ધણી ૨૨

ત્યાર પુંઠળરે, કામ સપાટામાં થાય છે;
ઉઘરાણીનુંરે, આથડયા વણ અટપાય છે. ૨૩

જોઈ જન કહે રે, બોહોબા નચીંત રહો તમે;
તુકારામનીરે, ચચળી લહી ચોગમ હમે. ૨૪

નામા ઠામામાંરે, નીપુણ ચતુર ગણા વીશે;
ચુકે ના કશુરે, ચંચળી રાખે દશે દીશ. ૨૫

તેના જેવીજરે, સુંદરી સદગુણની ભરી;
સતી સાધ્વીરે, સાસુની રેહે સેવા કરી ૨૬
દેવ સરખો તેરે, દીકરો તવ પેટે પડ્યો;
તેવી તારૂણીરે, કુંદનમાં હીરો જડ્યો. ૨૭
વડો સાવજીરે, ભાવે તમ ભટકયા કરે;
જટ જોગડારે, તે જેવાંની પાછળ ફરે ૨૮
શાણા સૌ પખેરે, તે તુકારામ ગાયાય છેઃ
કહે લોકનેરે, આપને શાંતી થાય છે ૨૯
શાણા શચીવથીરે, ભુપનુ જ્યમ અંતર ઠરે;
તેવો સુત લહીરે, મોદ પીતા મનમાં ધરે ૩૦
તુકારામનેરે, ગોરી છે રૂપ ગુણે ભરી;
વ્યાધી દમ તણીરે, માટે પુનર પત્ની કરી. ૩૧
નામેજી જાઇરે, પુને પીહેર છે તહ્યનું;
માહા ધનાઢય તેરે, નામ આપાજી જેહ્યનું. ૩૨
શાહાવટ ખરેરે, વેહેપાર ગોળ તણો કરે;
તેની તનયાએરે; પરણી તે સાસરે સંચરે. ૩૩
બેહુ કાંતાઓરે, સ્વામીની સેવા અનુસરે;
અણ આગન્યારે, પ્રાણ ગયે ના પગભરે. ૩૪
ધન ધાન્યનીરે, કોઇ વાતે નથી કમી;
વધ્યો વહેપારરે, મંદી તેજીમાં ગતી સમી, ૩૫
એમ ચાલતાંરે, કાળ ચક્ર વીપરીત ફર્યું;
સુખની પછીરે, અણચીત્યું દુખ આવે નર્યું ૩૬
ભોગ પાછળરે, રોગની ભીતી ખરે હવી
ટળે તીમરકેરે રાત્ય વટી કે ઉગે રવી. ૩૭

હર્ષ પાછળરે, શોક સબળ આવી પડે,
વારા ફરતીયેરે, કાળ ચક્ર સૌને નડે. ૩૮
પ્રીતી પરમતાંરે, વાર નૈ વેર થતાં કશી;
તુકારામનેરે, અણધાર્યું કષ્ટ આવ્યું ધશી ૩૯
પક્ષ વર્ષનીરે, વય થતાં માત પીતા ગયાં;
કર્યા દીવસ તાંરે, વહેપારે કંઈ વાંકા થયાં. ૪૦
ભાઈ ભોજાઇરે, રાત્ય દાદો ઘરમાં રડે;
કકળાટમાંરે, વિષ્ણુ ભજને વાંધા પડે. ૪૧
દુઃખમાં દુઃખરે. વાંકી વેળામાં વીપત્ય થઈ;
વડા વીરનીરે, માનુની તેમાં મરી ગઈ. ૪૨
તેથી સાવજીરે, ક્લેશના કષ્ટે કળી ગયો;
ઉઠી રાત્યમાંરે કાશીની વાટ્ય વીશે વહયો. ૪૩
અંગ યોગનુંરે, જન્મથી વૈભવ ના ગમે;
મોહ માંનુનીરે, બંધન છુટીયા તે સમે ૪૪
ચાલ્યો ચાંપથીરે, ચ્યારે ધાંમ ફરી વળ્યો;
સાત પુરીયોરે, ભાળવા તે પંથે પળ્યો. ૪૫
માયાપર થઇરે, અંતર શત્રુ જીતી રહયો,
તીર્થ સૌ ફરીરે, વાણારસી પુરમાં વહયો ૪૬
આત્મ સાધનરે, અહરનીશા તે કર્યા કરે;
તુકારામનીરે, ભાઇની જોડ મટી ઠરે ૪૭
વાત વીસામોરે, કરવા જગા કશી ના રહી;
નારી હોતતોરે, આવત પાછો પુરી મહી. ૪૮
એમ શોચનારે, અંતરમાંહી થયા કરે;
લેણા દેણામાંરે, પોતે ન કંઇ પગલું ભરે. ૪૯

દાઢા દુઃખનારે, કંટાળી કાઢવા જાય છે;
ઉધરાણી તેરે, તમ તમ રાણી થાય છે ૫૦

જેમ શીતમાંરે, લીલાં તરણ દીશે સઉ;
ઉષ્ણ કાળમાંરે, એધાંણી તે ના દીસે બહુ ૫૧

ધનુ ઇંદ્રનુંરે, લહેવાઇને લય થાય છે;
વીત્ત વેપારેરે, દેખાઈ તેમાં સમાય છે. ૫૨

તુકારામનેરે, ઉદ્દવેગ અંતરમાં ઘણો;
ઘટી આવ્યકરે, ખર્ચ વધ્યો ખાવા તણો. ૫૩

ઘાલ્ય નાંણાનીરે, ચોમગમાં અટકી પડી,
લેણદારનીરે, ચીડીઓ આવે ઘોડે ચ્હડી ૫૪

વાંકા વાયદારે, લોકની પેઠે કરાય ના,
કોની પાસ જૈરે, કરગરી હાથ ધરાય ના ૫૫

દાવા દુખ દઇરે, કોઇની ઉપર ના કરે;
લેણદાર તેરે, લાજ લેવા ફેરા ફરે ૫૬

દીવ્ય દાગીનારે વેચીને માગતું આપીયું;
રણ મુકત થઇરે, કષ્ટ પલે પલ કાપીયું. ૫૭

હુંડી લખવાનુંરે, હાથમાંથી તે ખશી ગયું;
પેટ ભરવાનુ રે, કષ્ટ પરમ પીડે રહ્યુ. ૫૮

થાકી શેવટરે, માંડી દુકાન પછી ફરી;
દાંણા ભરવાનીરે, શકતી નથી બેઠા ડરી. ૫૯

લોક આવીનેરે જોઇને પાછા જાય છે;
માલ ના મળેરે, બેઠા હરી ગુણ ગાય છે ૬૦

વાહલી વસ્તુ કૈરે, વેચીને અંન આણી ભરે,
લાવે તમ આપેરે, ભાવ બીજો નવ તે કરે. ૬૧

જુઠું બોલવુંરે, પોતાને પંડયે ન આવડે;
દેવું દીનનેરે, તે તો કહાપીયે ના ખડે. ૬૨

તે વેહેપારમાંરે, ખેવટ ખોટય આવી ગઇ;
લાભ લાંચીયોરે, જે જે કરયું તેમાં જઇ. ૬૩

તજી તે કાંમરે, વેપાર ઢોરાં તણો કરયો;
ભેંસો બળધનોરે, ગાયોનો વાડ લાવી ભરંયો. ૬૪

ચારય ખતરાવીરે, થાકવા આવે છે જાયરે;
લાવ્યા તે મુલેરે, આપે છે ઉછેરી તાંહ્યરે. ૬૫

ભેશ પોઠીયાંરે, પાંચ રાખી બીજા આપીયાં;
થયું માગતુંરે, સામટાં સ કટ વાપીયાં. ૬૬

પરદેશથીરે, પોઠાયે અંન લાવે ભરી;
જુઠય નાવડેરે, ખોટય જાયે તેમાં ખરી. ૬૭

તેમ કરતાંતાંરે, ચૌટામાં ધીર્ય મટી ગઈ;
કોડી ના મળેરે, દોહ્યલી ઝારે દશા થઇ. ૬૮

ડાટયા માતનારે, દાગીના વેચવા ધારીયા;
કશી કીંમત્યરે, કરવાને તોલ વીચ્ચારીયા ૬૯

તક તેવીમાંરે, માગતા સૌ મળી આવીયા;
કશી કાખમાંરે, ચાલતા ચોપડા લાવીયા ૭૦

દેખી દાગીનારે, વીશ્વાસ આખો ઉઠી ગયો;
તુકો ટુટીયોરે, લાહ્ય લેવા તતપર થયો ૭૧

તેમ ધારીનેરે, સરવે તજાગરો ત્યાં કરે;
ભાળી ભકતનિરે, આંખ્યમાંથી આંસુ ખરે ૭૨

॥ વિશ્રાંમ ॥ આંસુ ખરે છે આંખ્યથીરે, ધ્રુજ્યો ધાડુ જોઈરે;
રેવા રસીક વણુતે તકેરે, સાહ્યે સગો ન કોઇરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर नीरचीते व्यापार वीपत्ती वर्णनो नाम त्रयोदशोध्यायः ॥

---

## अध्याय १४ मो.

॥ રાગ ધનાશ્રી. ॥

બોલ્યા નાભાજી સાંભળો સ્વામી, બેઠા ભક્ત તે આ દશા પામી.૧
પુરે પક્ષે ન કાઢે કો તોડ, દેવુ દારૂણ ઔડમો કોહોડ. ૨
તુકારાંમે સગાં દીન લઇને, ધન ધીરાવેલું ધણીં થઇને. ૩
તેવા માગતા તે તકે આવ્યા, જાંણી આ ક્રીયા કરમે બોલાવ્યા.૪
વ્યાજ સહીત અપાવ્યા તે લાવો, નીતો કરીયે જઈ આપલે દાવો.૫
આજ સુધી રહ્યા તે વીચ્ચારી, હાવે શરમની ભરીયે તમારી. ૬
લેણદારને લાગ તાં ફાવ્યો, સગો સંકટે હું કો ન આવ્યો. ૭
તકે માતુળ આવીયો મળવા, બોલ્યો આખડ઼ લાગી ઉછળવા ૮
તુકારાંમનો ત્યાં કર ઝાલી, આવ્યો છેટેથી પાસમાં ચાલી. ૯
બોલ્યો શો રોળ વેહેપારે વાળ્યો, દાઢેદાઢે મેં ડુબતો ભાળ્યો ૧૦
ઘર જોતા નથી જાતે જઇને બેઠો દાતાનો દીકરો થઇને ૧૧
કાંણે ભોળવી ભક્તી ઝલાવી, તેમાં જો તારી આ દશા આવી.૧૨
કેહેતા વૃધ્ધો જે ભકતીના ભોગી, થયા દેહે દુખી કોઈ યોગી.૧૩
મુંવા ભટકીને કંઈક ઠેકાંણે. નથી ભાખરી કો મળ્યા ભાણે. ૧૪
પેટ વસ્તાર પડીયો છે ભાઈ, કાંણ આવશે કરવા સગાઇ. ૧૫
જાત્ય જોતા તે ગઈ હડતાઈ, ગુંજુ ઘાઘરીયે ગયું ભાઈ ૧૬

લેહેરી ચેહેરી જેને ઘેર લાડી, માગાં આવે તેને ઘેર દાહાડી. ૧૭
કડાં સાંકળાં હીરાના હાર, તેનો પોસાય છે પરીવાર. ૧૮
માટે ધંધે ધા મુકીને માળા, વછુટે જેથી માગતાવાળા. ૧૯
કહયું લોકને જાઓ વેરાઇ, દુધે ધોઇને આપશે ભાઈ. ૨૦
નથીએ કુળે કોઇના ધાલ્યા, કાળી રાત્યે જે કાઢીને આલ્યા. ૨૧
સુણી સરવે ગયા નીજ દ્વાર, થયો કાંતાને કોપ અપાર. ૨૨
બેઠી ઓઢીને ઘરમાં તે આહાગી, માથુ માંનુની કુટવા લાગી.૨૩
રૂવે છોકરાં છાસને દાહાડે, બાવા બારણે લાવી બેસાડે. ૨૪
આ કયાં કથ મળ્યો માહારે કરમે, અંન ઓરવા નાજડે ઘરમે.૨૫
જન્મ દારૂણ દુ ખમાં ચાલ્યો, નથી મુકતો જે મત ઝાહાલ્યો.૨૬
એમ કાંતાથી કંટાળી આપ, થયો પાર વનો પરીતાપ ૨૭
જાઉ વણજે કને નથી કોડી. થાકયો દોદશ પુર માંહયે દોડી ૨૮
પરીબ્રમે તે શ્રવણી પોકાર, ભાળ્યો સુતો ત્યાંહી-મનોહર. ૨૯
પડયો પીઢીયાંમાં થકી જેમ, બાકુ ઉપર દરસાયું તેમ. ૩૦
કરી વીક્રે વસુલ લેઇ હાથ્યે, ચાલ્યો વેહેપારી વર્ગની સાથ્યે ૩૧
પોઠી લેઇ પળીયો હરીજંન, દુર દેશમાં લેવાને અંન ૩૨
માલ દેશાવરે થકી લીધો, દેશ વળવાનો આદર કીધો ૩૩
વાટયે નાંખે છે જાં ત્યાં પડાવ, સોધે વેહેપારી નાસવા દાવ. ૩૪
તુકારાંમની તાળીયો જોઇ, ગયા કંટાળી ત્યાં સઉ કોઇ ૩૫
પેહેલી પોહોર નીશાજતાં જાગ્યા, પોઠી સાવધ કરવાને લાગ્યા. ૩૬
ગુંણ્યો ગોઠવી પોઠીયે સરવ, ચાલ્યા સાથમાં અંતર ગરવ. ૩૭
સૌવે સંપીને આગળ કાહાડી, તુકારાંમને પાછળ પાડી. ૩૮

દડ મજલ તે દોડતા જાય, છેટું તમ તમ સંગીનું થાય ૩૯
વાટય વીકટ આવી તેણ્યે ઠાંમ, પડી ગરબડી ગુંણ્યો તમાંમ ૪૦
સાથી સરવમાં કો નથી પાસ, તુકારાંમ થયા તાં ઉદાસ ૪૧
રાત્ય અંધારી તે જોઈ ત્રાસે, આડાં અવળાં ત્યાં આખલાં નાસે.૪૨
જાળાં ઝાંખરાં કાંટા ભરાય. એક આણુતાં બે ખશી જાય. ૪૩
જેઠ માસનો જોગ તાં આવ્યો, મેઘ વાયુને વીજળી લાવ્યો. ૪૪
ઘને ઘેરી લીધા સઉ તારા, ચાલે વીજળીના ચમકારા. ૪૫
છે ભયાંનક ભુમી તે સ્થાંન, દશા દીશ ન સુઝે બેરાંન ૪૬
બોલે પક્ષી ભયાંનક ઝાડી, ગુણ્યો કોતરે કરમે ત્યાં પાડી. ૪૭
પાડયા દઇવે વનેખા તે હાવા, નથી સોબતી કો સમ ખાવા. ૪૮
નથી માનવી કો મુખ આગે, ગુણા કોણ ઉપાડવા લાગે. ૪૯
જીવ કષ્ટે ન રહે કોનો નાભ,માથે ઝાં પડયો ટુટીને આભ. ૫૦
પુરી ઉમર હોતી ન માહારી, ગયાં માત પીતા પરવારી. ૫૧
માથે ભાર નાંખીને અશેશે, વળ્યો બંધુ વડીલ વીદેશે. ૫૨
કષ્ટ પાંમવા કરમે ઉછેરયો, દાવાનળરૂપી દેવાયે ઘેર્યો. ૫૩
પ્રાણ ત્યાગવા આ તકે ધારૂ, નથી તમ વીના આ તકે માહારૂ.૫૪
એકે વાતે નથી જે ઉગારો, થયો વેપાર વાંઝીયો માહારો. ૫૫
પીડે વગડામાં કરમ કઠોર, ઘેર ત્રણ્ય મરી ગયાં ઢોર ૫૬
કાપે કાળજુ કાંતા એ ધરમે, શેર દાંણા ધીરેની કો શરમે. ૫૭
મા વીનાનો જે બાળ અનાથ, તેને ફેરવે કો શીર હાથ. ૫૮
તેમ હું વનેખામાં વીંધાયો, નથી ભક્તીનો પાકટ પાયો. ૫૯
દીન બંધુએ અર્થ વીચ્યારી, હાટે મ ભાળ લેવી આ માહારી ૬૦

માહારી દુરદશા હઇ થાશે, બળવંત બાંનુ લજવાશે. ૬૧
જાણી આખર વસ્તા તે આવી, બેઠા બે ભુજ ભાળે લગાવી. ૬૨
તે તકે એની માયા અનુંપ, પ્રભુએ ધરયુ પથીનું રૂપ. ૬૩
કશી કાછડો કંમર વાળી, ડાંગકરમાં ધરી કડીયાળી. ૬૪
માથે ફાળીયું વીંટયુ વીશાળ, આવ્યો તે તકે મારતો ફાળ. ૬૫
બોલ્યો કુંણઆ બેઠો તે ટોકી, રાજ મારગ પાધરો રોકી ૬૬
જાવા આવાનો મારગ ભાઈ, પડે અધારે કો અથડાઈ. ૬૭
સુણી બોલ્યા તુકારામ તાહારે, ભારી ભીડય ભરાઇ છે મ્હારે ૬૮
ગુણા ગોધલાપર થકી પડીઆ, માઠા માન શુકન મુંને નડીયા. ૬૯
છું વણીક જાતી આ દુખ આરા ગયા સોબતી મુંકીને માહારા. ૭૦
ગુંણા ગોધલાપર ન ધરાય, માટે ભાગીને બેઠો છું પાય. ૭૧
બોલ્યો પથી શું કામ છે હાગુ, લે ઉપાડવા હું તુને લાગુ. ૭૨
એમ કૈ મુકી પોત્યે ઉપાડી, ગુણ્યો કોતરમાં થકી કાહાડી. ૭૩
માહારૂ આવેલું ટાળ્યું તે મર્ણ, તુકારામ નમ્યા જાઈ ચર્ણ. ૭૪
બોલ્યા ચોમગ અંધારૂ ઝુજે, દીશા દેશ ન જાવાની સુઝે. ૭૫
બોલ્યો પંથી હુ ભોમીયો ભારો, ન અજાણી દીશા કોઇ મ્હારી. ૭૬
માહારી પાછળ પોઠીયા લાવો, જાઉ તે પખે પાધરા આવો. ૭૭
થોડી વારમાં લેઈ બળવીર, આવ્યા ઇંદ્રાયણી નદી તીર. ૭૮
સકે ઉતરી ન સમે સુર, ચાલ્યું બે કાંઠે પાણીનું પુર ૭૯
તુકારામ વીમાશી તે વાર, બેઠા હેઠા નાખી હથીયાર. ૮૦
પોઠી ગુણા લેઈ કયમ તરશે, માલ માંઘો આ કયેમ ઉતરશે. ૮૧
નથી નૌકા જે બેશી જવાય, સમે સુઝે ન એકે ઉપાય. ૮૨

બોલ્યો પથી ન હીંમત્ય હારો. હેમાં ભેળવો કે મત માહારો ૮૩
મુકયું તર્ત સુદરશન લાવી, ગુણ્યો તે પર સર્વ ધરાવી ૮૪
તર્ત ઉપાડયું તે તેણી વારયે, મુંકી પલકમાં તે પેલી પારયે ૮૫
નટ વીદ્યા નારાયણ લાવ્યો, પછી પાણીમાં પાર બતાવ્યો ૮૬
આપે અગ્ર થયા તેણે કાળે, દોર્યા બળદીના ત્યારે દયાળે. ૮૭
શાહા પોઠીના પુચ્છને સાહાઓ, મ્હારી પાછળ ચાલતા આવો.૮૮
તુકારામ જપે જગદીશ, નમે પંથીને પોતાનુ શીશ ૮૯
પારય ઉતારી કરીયો પ્રકાશ, લાગ્યો ચાલવા પથીકો પાસ ૯૦
તુકારામે જોયો તેણે ઠાંમ, દીઠા ચત્રુભુજ ઘનશામ. ૯૧
મોર મુકુટ પીતાંબર ધારી, ભકતે ઓળખ્યા કે ભવહારી. ૯૨
તુકારામ કે પંથીજી આઓ, મારી ગોધલે ગુંણ્યો ચડાઓ. ૯૩
નદી ઉતારી કયાં જાઉ થાકી ભવ પારય ઉતારવો બાકી. ૯૪
ગુંણ્યો ગોદલે હરીએ ચદાવી, મુકી ભકતને ભોવીન લાવી. ૯૫
બળદ બાંધવા લાગીયા ઝારે, થયા ઇશ અદરશન તાહારે ૯૬

॥ વિશ્રામ ॥ થયા અદરશ ઇશ ત્યાંરે, પ્રકટયો પ્રાતસ કાળરે,
રેવા રસીકની જો કૃપારે, ભકતોના પ્રતિપાળરે ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते परमात्मा पंथी स्वरुप साहाय वर्णनो नाम चतुरदशोध्याय, ——

## अध्याय १५ मो

॥ રાગ આશાવરી ॥

નાભાજી કહે સ્વામી શ્રવણો, પ્રકટયો પ્રાતસકાળ;
પુરમાં વાત પ્રકટ થઈ આવ્યા, કરી વેહેપાર વીશાળ. ૧

તેજ તકે ધાયા જન ધાંસે, બેઠા ઘેરી બાર;
કરો હીસાબ હમારાં આપો નાંણાં કરી વીચ્યાર. ૨
બીજો બોલ્યો વ્યર્થ વાયદા, હાવે નહી રહે લાજ;
લાભ તમોને લાગે મીઠો, હમે આવીયે વાજ. ૩
ગેરત્ય તમને લેશન લાગે, દેવળ દોડો દાહાડી;
બગલો ઉંચી કરીને બેઠા. સૌને ખાડે પાડી ૪
બેઠા ઘર ઘેરી ચોપાસે, દુનીયાંમે જે ડાહ્યા;
ચાંદાવાળા પશુની કેડે, જમ વાયશ વીંટાયા. ૫
ભકત જકતને વૈર જનમનું, ધરમીને ના ધીરે;
જેમ બોરડી કદળી પાસે, પલપલ પત્રો ચીરે. ૬
તુકારામ કે સૌને આર્પીશ, વંચી માહારો માલ;
માગનાર કે આપો હમને, તોળી થાય નીકાલ. ૭
લેણદારને બીજું બાળક; પકડી હઠ્ય ના છોડે;
તુકારામ કે લ્યો તોળી સૌ કહીને બે કર જોડે. ૮
જમ જેને વાયે આવે તમ, હાથ્યે તોળી લેછે;
કરજ કપાતુ જાયે છે ને, તમ તમ માલ વધે છે. ૯
કરૂણા સાગર કેરી માયા, કોથી કરી ન જાયે;
કરયાં બરાબર ખાતાં સૌવે. પાછળ ના પુછાયે. ૧૦
પળ્યા લોક મંદીર પોત્યે, પાછળ ઘરમાં આવી;
તપાસ કીધો અન તણો ત્યાં, માયા હરી બતાવી. ૧૧
જેમ ઝરામાંનું જળ જાતું તેનો તોલ ન થાય,
તેમ અન આણ્યુ તે સૌ છે. આપ્યું શું ન કળાય. ૧૨
ગોવીંદે ગુણો ઉપાડી, અખુટ કીધું અંન;
તુકારામ કે ઝાળ ઝપ લૈ મનવ્યું મેહેળા મંન ૧૩

કીયો વણુઝ કરવો મન ધારે, ઉપન્યો એક વીચાર;
પાસે પૈસો સમખાવા નહી, ન મળે અંગ ઉધાર. ૧૪
એમ લહીને વાસણુ વસ્તુ, વેચી બઝંબ્યો દાંમ;
ગુણ્યો ત્રૈણુ ભરી મરચાંની, હૈયે નાખી હામ ૧૫
વંદન કરી વીઠલને વળીયો, પળીયો કુંકણુ દેશ;
ઘણે દુર સાગરને કાંઠે ચાલે રટે રમેશ ૧૬
સુંદરી નગર તણી ભાગોળે, હન્શુ શંકર ધાંમ;
દુકાન તંબુ તાંણી કીધી, કીધો ત્યાંજ મુકામ. ૧૭
વટ પીપ્પળનાં વૃક્ષો પાસે, બેઠા હરી ગુણુગાય;
જતા આવતા જન પુછે સૌ કેહે મરચાં વેચાય ૧૮
ભાવ ચાર પુરથી પાશેરો, અધીકો હઈ દેવાયે;
સાંભળી લેવા લોક મળે છે, શી ગત્ય હાવે થાયે ૧૯
ત્યાં મરચાની ગુણો નાખી, બળદ બાંધીયા જાઇ;
છાયા વૃક્ષતણી ભાળી તાં, સૌ રીતી સુખદાઈ ૨૦
ત્રીકમ નામ જપી તાબુડી, પોતે કરમાં ઝાલી;
એટલે વૃદ્ધા એક વનીતા, આવી ઘરથી ચાલી. ૨૧
તીલક છાપ માળાયો તેણે, ભકત શરીરે ભાળી;
જાણ્યો હરીજન છે વેપારી, મુખ જપતો વનમાળી. ૨૨
ચોખા શેર લપેટી લુગડે, બોલ્યા હાંનાં આલો
પૈસા પાસ નથી માહારો હું, જીવું વેચી પાલો ૨૩
તુકારામ કે તે ચીંતા નહી, સઉનું મુલ ગણાયે;
ચોખા સાટે મરચાં આપ્યાં, ડોશી રાજી થાયે. ૨૪
સ્વભાવ સુંદરોઓનો લોભી, બોલી ઉપર આલો;
તુકારામ કે લ્યો તમ હાથ્યે, આ ગુંણે કર ઘાલો. ૨૫

કેહેતાં પટનો પડદો દીધો, ભરી બાચકો લીધો;
જોનારા જાણ્યુ શાહા ભોળો, ખોટય ખજાનો કીધો ૨૬
બીજાં બે બઇરાં આવીને, બોલ્યાં ઉધાર આપો;
પઇશા લાવી દઇશું તમને, કે અનાજનો માપો ૨૭
શાહ તણી બુધ્ધી સમદરશી, કહે સુખે લઇ જાઓ;
કરજ્યો વાત ન જાંણે તેને, માલ મળે નહી હાવો ૨૮
એમ લોક ઉધારે અરપે, સુણીને ધાયા આવે;
ઉપર માગે તેહને હાથ્યે, ઝેવા ગુણ્ય બતાવે ૨૯
પડદો કરીને ભરે બાચકા, મન ગમતાં લે તાંણી;
તુકારાંમ તે સાંમું ન જુવે, વદે મધુર મુખ વાંણી. ૩૦
કપરો કળીયુગ દુનીયાં દુરીજન, પાપે પેટ ભરે છે;
ઇશ્વરનો અંતર ડર ન મળે, કપટે કર્મ કરે છે. ૩૧
ડોશી દોડી વાત બધે કહી, દે ઉધારે માપે;
અંન ગમે તે લેઇ જાઓ, પણ મરચાં સાટે આપે. ૩૨
કોઇ કોદરા બાજરી બટી, સળ્યુડળ્યુ લેઈ જાએ;
તેને તોળી સાટે આપે, બીજો ભાવ ન થાએ ૩૩
અંન અવર જે વેચાતું કહી, બાજો પાછુ લાવે;
કરે વાયદો પૈસા કેરો, થાપેથાપ બતાવે. ૩૪
ઉપરા ઉપરી ધાડાં ધાયાં, શેઠ થયા રવ્રવાયા;
તુકારાંમ કે હાથે તોળો, કપે માહારી કાયા. ૩૫
લોકો લાગ તપાસી રહ્યલા, દાંણે દોપટ લે છે;
ઉપર માગે ગુણ્ય બતાવે, નાંમુ કોણ લખે છે. ૩૬
પુછે નાંમ બતાવે બીજું, અણવીશ્વાસ ન આંણે;
કો પામણ કો અડધો પાંણો, વા આવે તમ તાંણે. ૩૭

તેત્રે કો ઠગ ઠાગો કરવા, વસ્ત્ર વડેરાં ધારી;
ચ્યાર મંડળી સાથે આવી, બોલ્યા સમય વીચ્યારી. ૩૮
સુણો શેઠજી વડીલ માહારા, પરલોકે પરવરીયા;
તેની પાછળ સમુહ જ્ઞાતી, આઠ વરા આદરીયા. ૩૯
આખી ગુણ્ય અમારે લેવી, ભાવ કરી . આલો;
પઈસા પરમ દીને દેવાશે, ગેલો કરીને ડાલો ૪૦
તુકારાંમ કે પુર ભાવથી, દશ તોલા વધુ દેવાં;
ઠગ બોલ્યા કે ગુણ્ય બતાવો, હાલ હમારે લેવાં. ૪૧
નાંમ ઠાંમ દરસાવ્યું ન્યારૂ, ગુણ્ય ઉપાડી ચાલ્યો
માલ મફતનો મળીયો માંની, હાંસે જાયે હાલ્યો ૪૨
હીંણું કાંમ હરાંમી કીધુ, પોતે ઘર વીસારી;
બીજા ઘરમાં ગુણ્ય ગોઠવી, જડે ન જોતાં ધારી. ૪૩
પીપીલીકા પડવાનો પરજન, જાંણી ઈંડ ઉથાપે;
તમ પાપીયે સ્થાંન પલટાયુ, કપટ કરીને આપે ૪૪
ઠગના મનમાં માલ મફતનો, પઈ પરખાવું શાંની;
ગુણ્ય ગળી જાઉ નાપુ પાછી, નામ નથી કે કોની. ૪૫
તુકારાંમ કેહ ટળ્યો કુટારો, થોડે થાકજ આવ્યો;
વહેલું ઘેર વળાશે હઈથી, સારા શુકં . લાવ્યો ૪૬
તપાસ કીધો તે વકરામાં, ચોખા શાર પડેલા;
પાસે પઈસો એક ન આવ્યો, સઉ ઉધાર જડેલા. ૪૭
અવર અંન ઉધારે અરપ્યું, તે પણ પઈસા બાકી;
હશે થશે હરીનુ ધારેલું, પતીત અંતર પાકી. ૪૮
તુકારાંમ કે પ્રસાદ પ્રભુને, કરીને આજ જમાડુ;
તાંદુળ ધોઈ તપેલી મુકી, અતર પડવા ટાહાડું. ૪૯

વીશ્વાધાર વીચારે પડીયા, ન મળે નાંમુ પાંને;
કોણુ કેટલું લેઇ ગયો છે, લંપટ કોઇની માંને ૫૦
હીણા એકે તો હદ વાળી, ચંચળતા દેખાડી;
કોરે કાગળે મતુ કરીને, ગુણ્ય ગયો ઉપાડી. ૫૧
માટયે પરથમ પકડુ તેને, કરમ કરે નઇ હાલું;
લાજ લોકમાં જઇ લુંટાવું, ધુળાવી ધન લાવું ૫૨
ગાંમ અજાંણ્યું ઠાંમ ન જાંણે, નામ ન વહીયા સાચું;
હાથે તોલ કરી લીધેલાં, કાંમ બધેથી કાચું ૫૩
॥ વિશ્રાંમ ॥ કાચું કાંમ બધે થકીરે, જે તે મુજ પર માંમરે;
રેવા રશીક કમર કશી, કરવા જનનુ કાંમરે.

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते व्यापार वीक्षेप वर्णनो नाम पंचदशोध्यायः ॥

---

## अध्याय १६ मो.

॥ રાગ કાંનડો. ॥

નાભાજી કે સુણો સ્વામી તેવી તકે, વીઠ્ઠલે કીધો વીચાર,
સાડય સોના થવા આ વેળા આવી, લંપટ લોક અપાર;
અજાંણ્યો દેશ અનાડી, કુટુ ઘરમાંથી કાહાડી. ૧
વેશ ધરયો વીકરાળ હરીએ, કંપે જેને જોઈ કાળ,
ચઠી ભ્રગુટી ભયાંનક ચક્ષુવો, હાથમાં ધોકો વીશાળ;
કળયો ના કોઇથી જાયે, બોલ્યે ના કોથી બંધાયે. ૨
કાછડો વાળી કશી લીધી કંમર, સીંધુર લેપીયું ભાળ,

કેશ છુટાને કૃતાંત સરીખો, દીર્ઘ ને બાહુ વીશાળ;
મીંણે પાયું દોરડું નાંખ્યુ, ફુલાવીને ફાળીયું બાંધ્યું. ૩

કાગળનો કટકો ધર્યો કાંખે, પેઠા પછી પુરમાંહ્ય,
શેરી વચે જઈ સાદ કરે છે, બાઈ ભાઈ મળ્યાં તાંહ્ય;
આપો ઉધરાંણી આયો, લાવ્યાં ભલે માલ સવાયો. ૪

જાવું ઉતાવળે દેશ હમારે, વેચાયો મરચીનો માલ,
નખાવી નાંમે ઉધાર ગયાં તે, લાવી ધો નાંણાં હાલ;
બોલ્યો એક તાં હરખાઈ, કોની કને માગો ભાઈ ૫

કાગળમાં કરૂણાકર ભાળી, બોલ્યો તે શેરીનાં નાંમ,
પાસે હુતા તેન પારખી લીધા, કે પેલું આપનું ધાંમ;
વાચારમાં સઉ પડ્યા ટાંણે, તકે નહતો કયમ જાણે. ૬

બીજો બોલ્યો કોણ લીધું ઉધારે, તુ કોણ કયાં રેહેનાર,
આપનારો કોણ શો સગો તેનો, જો કરી કંઈક વીચાર;
અજાણ્યાને કયમ અપાય, વાશાશણ સર્વને થાયે. ૭

કેશવ કેહે મારા શેઠ તુકારાંમ, હું તેનો શેવક ઠાંમ,
વીઠલ નામ વેચાંણુ છું હેનો, આ ઉધરાંણીનું કાંમ;
નાંમુ સઉ નોંધનું ઝાલું, શલીક તપાસીને આલું. ૮

સરવ સુણીને વીચારમાં પડીયા, બોલ્યો બળીષ્ટ તે વાર,
ગુણ આખાનો ઘરાક તે આ પેલો, ધાયા તેહેને દ્વાર;
પાસે જઇ પાલવ ઝાલ્યો, બોલ્યા કેહે જાય કયાં હાલ્યો. ૯

તે બોલ્યો કોણ તું લીધાં છે કોણે, મુળ કયાં માલ બતાવ્ય,
ઓળખ્યા વીના કરૂ ઉધરાંણી પુછીને પાસે આવ્ય.
છોડી દે પાલવ સાહારો, ફજેતો થાશે તાહારો. ૧૦

વીઠુલ કે તુને વારૂછું વીરા, જુદ્ધમાં લાંચશે લાજ,

ફેર ફજેતીના ચાલશે તાહારી, વેડાશ આવીશવાજ;
ઢાંકયું નો રહે પાપ હડકાયું, ઘણા દીનનું ગભરાયું. ૧૧

એમ થતામાં ત્યાં લોકનાં ટ્હારાં, ટોળે થયાં તેવાર,
માધવ કહે મરૂ ખાઇને ફાંસો લેઈ કરે તકરાર,
કહી ગળે ઘાલાયો ફાંસો, થયો ભાગ આંખ્યનો ત્રાંસો. ૧૨

પોલીસ તે તકે આવ્યો પુરીમાં, ભાળ્યો સુલેનો ભંગ,
સાથે સીપાઇ તે શેઠને ઝાલ્યો, ઉડી ગયો મુખરંગ;
જબાંની તે તકે લીધી, નકારની સેવટ કીધી. ૧૩

પાશ કશેલો તપાસીને કાઢો પુછી ધીમે રહી પેરય,
કે આંણી ગુણ્ય ઉપાડીને આખી, ગોઠવી બેઠો ઘેર;
નાણું નથી આપતો ન્યાયે, સાહામો નામુકર જાયે. ૧૪

પોલીસ કે હાના બેમત ચાલે, દાખવો મુદ્દા માલ,
તે પછી જુઠાને થાય સજા સૌ, આવે નીવેડો હાલ,
વદે શા જુવો ઘર માહારૂ, પછી કહો તે શીર ધારૂ. ૧૫

પંચાતી પંચ જોવા ઘર પેઠા, ના લહ્યો મુદ્દા માલ,
હીણાને હીંમત્ય અંતર આવી, કે પડયે કયાંગળે હાલ;
સજા કરો સાહેબ હાવે, નીંઘામાં આપની આવે. ૧૬

વીઠલ કે કાઢો સાહ્યબ સોધી, જુઠો ન જાત્યે ઝલાય,
માર ખાધા વીના માનશે ના એ, ચોરીતો ચાહન થાય;
વખાર તપાસો એની પતીત પડે હું એ બેની. ૧૭

એવું સુણીને મુખ લેવાયું, આવીયા ચૌટા માંહ્ય,
અંન્નની ગુણ્યોમાં ગોપવી ઘાલી, કોને જડે નહી કયાંહ્ય;
તપાસો હાજર હાવે પુછો હેનો માલ બતાવે. ૧૮

પોલીસ કે આ વખારકે બીજી, મુદ્દા માલ બતાવ્ય,

વીઠ્ઠૅલ કે જુવો વાડ્ય ખુણામાં, આડ તળેની ઉઠાવ્ય;
નીશાની તર્ત જણાશે, કોનુ કહ્યું સાબુત થાશે ૧૯

તાકીદે ઉપલી તાંણીને પાડી, નીસરયું શેઠનું નામ,
મુદ્દા માલ ઝલાયો ઝપાટે, તોલની સાથ તમામ;
જુવે સઉ વીઠ્ઠૅલ સહામું, તપાસો તોલનું નામું. ૨૦

કાખથી કાગળ કાઢીને કોગ, વાંચીયો તેણી વાર,
પાંચ સાદ્ધાને સવા શેર ઉપર, તોળી મળ્યો એક તાર;
હીણે ભુંડી હીંમત્ય ઘાલી, પછાડયો પોલીસે ઝાલી ૨૧

ત્રાસ પડયો પુરમાં તે ટાંણે, ધ્રુજી ઉઠયું સઉ ગાંમ,
ત્યાંજ બે..ા તે આપી જાય, સૌ ઉઘરાણી તમામ;
કહે સૌ શેઠ તો રૂડો, હેનો આ ચાકર ભુંડો ૨૨

ફાવેતો ફાંસો ખાઇને મરે એ, દંડાવે આખું ગામ,
છાંનાં લીધેલાં તે સુધ્ધાંના લીધા, તાંણીને પૈસા તમામ;
કોઇ કે છે ઓછા મળ્યારે મગાવે તોળવા તાહારે. ૨૩

ત્રીકમ કે છે તેટલાં થાયે, એમ તોલ્યાં બે ચાર,
લુંટી લીધેલાં તે લાભ તણાયો, હેઠાં પડયાં હથીયાર;
ગયા ગણીને મુલ આલી, વાતો વડીચારની ચાલી ૨૪

ગુણ્ય લીધી તેનો ગર્થ અપાવ્યો, દોપટ કીધો દંડ,
ભકતની ભીડય તકે ભગવંતે, ખળના કીધા ખંડ;
યુગે યુગ જન્મને ધારી, હણ્યા માહા દુષ્ટ વીચારી. ૨૫

ધાતાના ધ્યાનમાં જે નવ આવે, દરશન દેવા ચાહાય,
ભકતની ભાડયને ભાગવા કાજ્યે, ફાંસા ખાવા જાય;
ઘેર ઘેર લાંઘણુ ઘાલી, લીધી ઉઘરાણી ઝાલી. ૨૬

રોકડ દાંમ શલીક કરીને, વીઠ્ઠલે કીધો વીચાર,

ગામ ધણીનું રૂપ ધરીને, આવીયા તે પુર બાહાર;
તુકારામ પાસમાં આવી, શસ્રીક બધી દરશાવી. ૨૭

બોલીયા આ ઉગ્વરાણી તમારી, તાંણીને આપી તમામ,
ચાકરે ચાક ચઢાવી પુરી સૌ, ડાબીને લીધાં દામ;
ભુંડા જન એ શકી ત્રાસે તમોથી પને નહી માસે. ૨૮

બોલ્યા તુકારામ કે ભલે ભાઇ, એક કરો માહારૂ કામ,
આ શટ પૈસા તણું ઘ્રત લાવો, અંન છે લુખુ તમાંમ;
ધરૂ હરી થાળમાં જાઇ, પછી કરૂ ભોજન ભાઈ. ૨૯

ત્રીકમ તાંમડી તાં ભરી લાવ્યા, મુકયુ તુકાની પાસ,
ભાળીને બોલ્યા કે આવડુ કયાંથી, ત્યાં વદીઆ અવીનાશ;
મળે અહીં સસ્તુ સારૂ, તેમાં ભલુ ભાગ્ય તમારૂં. ૩૦

બોલ્યા તુકારામ ત્યાર રસોઇ, જંબા પધારી આપ,
ભુધર કે ભલે ભાવ તમારો, શબ્દ ન થાય ઉથાપ;
બેઠા હરી આસન વાળી, પ્રભુની પીરશી થાળી. ૩૧

આવ્યા સદાશીવ રૂપ અતીતનું, લેઇને તેણી વાર,
કે ઘણા દીનની ભુખ છે આપો, પગતીનો અધીકાર;
થયો સુણી પ્રેમ તાં ધાડો, અતી રૂડો આજનો દહાડો. ૩૨
પાતળો પીરશી ત્રેણ્ય તકે ત્યાં, આનંદે કીધો આહાર,
લેઇ મુખવાસ તાં અતરધ્યાંને, બેઉ થયા તે વાર;
પછી પુર લોકો આવ્યા, સમાચાર સૌ સંભળાવ્યા. ૩૩
લોક કે શેઠ તુકા તમો શાંણા કીંમત્ય ના કળી જાય,
ગામ હમારૂ ધરાબોળ ધાલવા, આદરયો રે । ઉપાય;
મુકયો હાથ મોકળો પહેલો, ધારયો વેલો વાઢવા વેહેલો. ૩૪
શેઠ ભોળા પણ કાટલાં કુડાં, છે બગ જેવુ ધ્યાંન;

માસ્કલું જોયું ન જીવતું જાયે, વેપાર તેની સમાંન.
તુકારામ કે શું ઉચારે, પડ્યો શો વાંક અમારો. ૩૫

બીજો બોલ્યો કે ચાકર આપનો, વીઠ્ઠલ હેવું નામ,
એ ઉઘરાંણીને આવી ચઢાવ્યું, આ ચકડોળે ગાંમ;
ઘેરે ઘેર લાંવ્યાગાં ઘાલી, લીધું મુલ બાચીઓ ઝાલી. ૩૬

ગુણ્ય લેઇ ગયો ઘેરી લીધા તે, બોલા બોલા થઈ તાંહ્ય,
ફાંસો ઘાલી પડ્યો તારવા ડાળા, મરવા મોહોતની માંહ્ય;
પોલીસ પડી મહી આવી દાટેલી ગુણ બતાવી ૩૭

દોપટ દંડ કરાવી લીધું ધન, ગરદન મારયું ગામ,
આજ પછી ન અજાણ્યાને આપે, કો કરવાનો કામ;
કુડ્ડ કરયું ચાકરે હાલું, વધારે શું સભળાવું ૩૮

વાત શુણીને વીમાશણમાં પડ્યા, તે તકે તુકારામ,
વીઠ્ઠલ ચાકર મેં નથી રાખ્યો, વાત કરે સઉ ગામ;
અચંબો આ કહેવાયે, કયાંથી ઉઘરાણી થાયે ૩૯

તર્ક વીતર્ક કરે મનમાં પણ, શું થયું આ ન જણાય,
ગોવીંદની ગતી નાવે કળ્યામાં, બ્રહ્માદી ભરમાય;
વીધી ગયા વચ્છ હરીને, નવાં થયાં તેવાં ફરીને. ૪૦

ગોપ્ય કરયા એમ ગોપના બાળક, તેમ નવા કરયા તેહ,
વર્ષ વીત્યા લગી તે ન જણાયો, ગોપીને ગાયનો નેહ;
વીચીત્ર હરીની માયા, જણાય ના વ્યોમની છાયા. ૪૧

પોઠીયા ઉપર ગોઠવી ગુણો, તંબુ તણા પટ જેહ,
પાછા વળ્યા તે ગોવીંદને ગાતા, નામ વીશે ધરી નેહ;
ચાલ્યા એમ મારગે જાયે, તેમાં તાજુ કૌતક થાયે. ૪૨

વીકટ વાટયમાં મોકળો મારગ, આવીયો જેણી વાર,

પુરો પોશાકી મળ્યો તાં પાકો ઠગ, તીલક છાપાં અપાર;
કરી સંકેત ખુલાસે, તુકારામ તેડીયા પાસે ૪૩

એકાંત્યમાં લેઈ આરત્ય ડાખવી, જાઉં એ પેલે ગાંમ,
વીહીવાની વાતનો તાકડો તાં છે, હાલમાં જોઇએ દાંમ;
નથી તાંહાંકો વેહેપારી, પુરી શકે આરત્ય માહારી. ૪૪

એમ કહીને કડાં નવાં નકકર, કાઢો બતાવ્યાં હાલ
નાંણાંની ભીડય હમારે તે આપો, રાખીને દોપટ માલ;
ઉજાગરો આપને રેહે ના, સરે હામે સ્વારથ બેના. ૪૫

ભકતે ઝાલી જોયો માલ તપાશી, હાથમાં કીધો તોલ;
ચીપાસોનું નજરે લહ્યું જાંણી, બોલ્યા પછી મુખ બોલ;
પુરૂ નથી પાસમાં નાંણું, થોડે ન પડે ઠેકાણું. ૪૬

બોલ્યો ઠગારો હોયે હાલ તે ઘો, બાકીનો રેહેશે ઉધાર;
આપને ઓળખું સારી પેઠે હું, મળીશ બીજી વાર;
કવાયે કાંમ પડયું છે, જુંવાળે વ્હાણ ચડયું છે. ૪૭

ત્રીશનો માલ ભરયો એક તોલે, આપું છું પંદર માંહ્ય,
ચોરને બારણે ચાલતાં વેચો, દોપટ નાંણાં તાંહ્ય;
ઘડાતાં વાર નીલાગે, ઘરાકો ચાલતાં માગે ૪૮

વાંસળી છોડી વસુ ગણી આપ્યા, બાકીનું ખાતું તાંહ્ય,
તર્ત લખાવીને ગુંજામાં ઘાલ્યું, રસ્ને પડયો રણુ માંહ્ય;
તુકારાંમ વાટયે વીચારે, વછુટશે માગતુ માહારે. ૪૯

બાકીનું દેવું પુરાશે બીજે ફેરે, હાલતો ઝંપાશે ઝાળ,
વળી વીચારે અનાજ નથી ઘેર, કર્મ જોગે પડયો કાળ;
કડાં વેચી અન્ન અણાયે, ટાઢે પેટે વર્શ તણાયે. ૫૦

એમ વીચારતાં આવીયા પોઠી, લેઇ પોતાને ધાંમ,

વસ્તીમાં વાત આવ્યાની તે વીસ્તરી, ઉપડ્યા લોક તમામ;
ખશી જતી પાઘડી ઝાલી, બેઠા ઘેર ઘેરો ઘાલી. ૫૧

બાંધતાં બળદોને પુછવા લાગ્યા, શું લાભ્યા શેઠ આવાર,
ટાંટીયા તેજીમાં દીસે છે આ પલ, જાણ્યે પડ્યા પોબાર;
કુટારો કર્જનો તોડો, વરૂ વળગ્યા તે વછોડો ૫૨

માલ નવાઇનો હેરેલો હોયે, જોઈ ખરીદીયે હાલ,
બોલ્યા તુકારાંમ કે ભલે બેસો, મુલ કરો જોઈ માલ;
બતાવું ગાંસડી છોડી, ઉતાવળ્યે ટાંકા તોડી ૫૩

કંચનનાં કડાં મુકયાં બે કાહાડી, શેકડમાં આ મારા,
કીંમત્ય કયાસ કરીને બતાવો, વહોરીને લાવ્યો હાલ;
નથી કોયે હાથમાં ઘાલ્યાં. નવાં જોઈ નાંણું આલ્યાં ૫૪

આંખ્યે જોયાં કોયે હાથમાં ઝાલ્યાં. કોયે મુંકી શુ લાખ,
કોયે કસોટી ઘશી કસ કાઢે, લાભ્યો ગોળામાં રાખ;
લાગ્યા હસવા સઉ ટાંગે, તુકારાંમ તેમાં ન જાંગે ૫૫

મુલ પુછયું તારે માંણ્યકશા કેહે, માઠું ન માનશો હાલ,
પીતળનાં કડાં સોને રસેલાં, ચાર આના ન માલ:
ધીબી ગયો ધારી અજાણ્યા, તમોને તેજમાં તાંણ્યા. ૫૬

સાંભળી શબ્દ શીથીલ થયું તન, બન્યે ધરયા ભુજ ભાળ,
કર્મ કવાયે ક્રીયા કરવી શી, કુટવા લાગ્યા કપાળ;
આંખ્યો બેઉ આંસુવે છાહાઇ, વણીક ગયા વેરાઇ. ૫૭

॥ વિશ્રાંમ ॥ વેરાઈ વણીકો ગયારે, ડાગે ડગીયો નાથરે;
રેવા રસીક પુરો કશીરે, વળતી ઝાલે હાથરે ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते वीठल व्यापार वीनोद वर्णनो नाम शोडशोध्याय,

---

अध्याय १७ मो.

॥ રાગ સિંધુ ॥

કરમે ક્યાં નાખી, મુજને આ પીડ્યા પાસે;
નાથ ન ઢંગા સાથે મારો, કયમ જન્મારો જાશે. ક. ૧
તુકારામને બે તારૂણીઓ, રૂક્ષમણી નામે મોટી;
જીજાઇ આવલી નામ ઉભય તે, નાંહાની પરમ કસોટી. ૨
નહાંની પીયેર પનોતી ધનની, સમજણ વાળી સારી;
અવળુ દરશીને અકળાયે, થાય નહીં લાચારી ક. ૩
ગતી વના તે ક્યાં ઘર માર્યું, પીત્તળ ના જે પરખ્યું;
કુવા માંહી કમાંણી નાંખી, કંઈ નજરે ના નરખ્યુ. ક. ૪
આવ્યો વાજ્ય વીઠોબા વરણી, દુખના દરીયા રેલ્યા;
કાંસા કુટ્ય કરી ના થાકયો, કુળના મારગ મેલ્યા ક. ૫
વગડે માલ મળે વેચાતો, શાહ જુવે ના સ્હામું;
એ ઠગવા ઠેકાણું ઠગનું; જગ જાહેર જો નાંમું ક. ૬
પડોશ કાળો કરમે ચોટયો, વજી આસન ટાંકી;
ઘરમાં બાળ્યક ઘાલી મુકયાં, ધાન વીનાનાં ઢાંકી ક. ૭
ખોટો માલ ખરીદી લાવ્યો, મીલકત ખોઈ માહારી;
રાંવવળી વેપાર વાટયમાં, બાળ્યક બુદ્ધી તાહારી. ક. ૮
સમજુ માણુસ સરવે જાણે, આ હાલું ઘર ઠેલે;

વાંકુ વેતરી આવી માહારી, કુખે કરવત મેહેલે ક. ૯

ભાંન વનો ભીખારાં લાવે, ભાગોળેથી વાળી;
કાંસીજોડાં કુટી માહારી, બરકત દીધી બાળી. ક. ૧૦

ધાંસ કરીને ધાયા જાયે, દેશાવરમાં દોડી;
જમ લાવે તમ આપે ઉંધો, લાભ રહે કયમ કોડી. ક. ૧૧

પરાધીન પત્નીનું જીવન, જમ રાખે તમ રહેવું;
બળી પેટની બોલું છું તે, કડવું લાગે કહેવું. ક ૧૨

સહન કરૂં છું સરવે હું તો, લોક લાજની બ્હીકે;
અનેક અડચણ વેઠી માહારૂ, ઢાંકયુ અંતર ધીકે. ક. ૧૩

પઇસા વણ પગલું ન ભરાયે, વણઝ વીના એ આવે;
ખરૂં કહ્યામાં ખાવા ન મળે, ઘરની ગાંઠય ગમાવે. ક ૧૪

ઘટતું દેવું નમતુ લેવું, માલ મીશ્ર કઈ થાયે;
ખરીદ કંઈક ચઢાવી લખવી, તેમાં કંઈક કમાયે ક. ૧૫

કણ કોશીરની વણીક વીદ્યા, વાળી માલ વધારે;
ધીબે કંઈક ધડામાં રાખી, તેજી દેખે તારે. ક. ૧૬

મંદી ભાળી માલ હોરવો, તેજી તાકીદે દેવા;
લાંબો લાભ ન લેવા રેહેવું, તોજ મળે મુખ મેવા. ક. ૧૭

માલ સવાયો દોઢો રાખી, લેખ કરીલે પાકો;
જબરો જામીન રાખી ધીરે, નીકર દેવા ના કો. ક. ૧૮

પુંજી સઉ પારખ પરવારયા, કોડી ના રહી કરમે,
વેચ્યા સરખી વસ્ત ન રાખી, ગુણ ગાનારે ઘરમે. ક. ૧૯

કાળ કઠણ પડીયો આ વરસે, કોઇ ન ધીરે કોડી;
રેવા રસીકને મ્હેણાં દેતી, પારખ પાસે દોડી ક ૨૦

॥ વિશ્રાંમ ॥ દોડી પારખ પાસ તેરે. આવલી એણી વારરે;
બસે રૂપઇયા રોકડા. નીજ નાંમે લેનારરે.

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरित्र पारव्याने कविश्री रेवाशंकर वीरचीते कांता क्लेश वर्णनो नाम सप्तदशोऽध्यायः ॥

---

## अध्याय १८ मो

॥ રાગ ધનાશ્રી ॥

બોલ્યા અગ્રજી વળતી વચન, તુકારામનું વ્યાકુળ મંન. ૧
પાસે પૈસો રહ્યો નહીં એક, થયા છુટા વેવારમાં છેક. ૨
વણજ કરવો એ વીત્તનું કામ, વળતી શું કરયું જાઇને વાંમ ૩
બોલ્યા નાભાજી વાંણી રસાળ, હુતી તે ધનવંતની બાળ. ૪
તેણે પોતાનું નામ નંધાવી, લખી લેખને તે ધન લાવી. ૫
નામે નવ લખોવીર કેવાય, તેની બેન્યને ના કયેમ થાય. ૬
દીધાં બે શત નાંણા તે કાહાડી, ચાલી ચંચળા ચડપ ઉપાડી. ૭
કહ્યું કંથને આ ધન લાવી, મારૂ લેખમાં નામ લખાવી. ૮
કરજ્યો ખાતાં ન કોશીર લેશ, વળો વેપારી સાથે વીદેશ. ૯
માલ વોહોરજ્યો પોતે વીચારયો, નફો નીકળે જે માંહે ધારયો. ૧૦
ભરો મીઠાની ગુણો તપાસી, બાલે ઘાટ જાએ પુરવાશી. ૧૧
તેની સંગાતે કરવો મુકાંમ, દેવો દાતારી વટમાં ન દાંમ. ૧૨
કોડી દાન દેવા ઝાલી કરમે, ડગ મુકવા દેઉ ના ધરમે. ૧૩
કહ્યું ના માહારૂ તમ કને ચાલ્યું, કરી ધરમ ધરાબોળ ઘાલ્યું. ૧૪

વસ્તુ વાસણ આપું છું તમને, લાવી સોંપજ્યો સૌ ગણી અમને.૧૫
તમને કોડી ન કોઇયે ધીરી, લાવી પારકું હું ઘર ચીરી ૧૬
મારા કાળજામાં એનો તાપ, તેને દેવાનો મ્હારે જવાબ. ૧૭
એમ કહી પતી પોને વળાવી, પછી આવલી મંદીર આવી. ૧૮
સાથ સૌ તાંથી સપીને ચાલ્યો, બાલેઘાટનો મારગ ઝાલ્યો. ૧૯
ઉગ્યો દીવસ કે થાયે ઉપાવ, ભાનુ અસ્ત ત્યાં નાંખે પડાવ ૨૦
એમ ચાલતાં સઉ જન હારે, બાલે ઘાટના પોત્યા બજારે. ૨૧
માલ દરશાવી વેચીઓ તાંહ્ય, લીધો ગોળ ભરી ગુણએ માંહ્ય ૨૨
તાંથી ચાલીઆ સઉ વહેપારી, બીજા શહેર ઉપર કરી ત્યારી.૨૩
વાટયે સાથમાં ચાલે છે સંગ, તુકારામનું પરખે ન અંગ ૨૪
પ્રેમ પામરે ના પરખાયો, હીરો ગારામાં જેમ ડબાયો. ૨૫
હોય પારસ પથ્થર માંહી, સતી વેશ્યાના ટોળા માંહી ૨૬
ખળ સાથમાં સાધુ કો જાય, તેની કોણે પરીક્ષા એ થાય. ૨૭
હંસ વાયસ વૃંદમાં જેવા. તુકારામ વણીકમાં તેવા. ૨૮
વાટયે ચાલતાં નીંદા કરે છે, પરીગ્રહ જે પુંઠે ફરે છે. ૨૯
રામ રટણ છે જીભની અગ્ર, ગણે પ્રાંણ આ શ્રષ્ટી સમગ્ર. ૩૦
ભાવ ચાર કર્યામાં ન જાંણે, બધો દીવસ માળાયો તાંણે. ૩૧
નથી વહેપારે આવડ્ય ખાસ, છે પ્રપંચમાં પૈસાનો વાસ. ૩૨
હાનો સંગ ન આપણે ફાવે, તાણી રાગડા માથાં ચઢાવે ૩૩
કરે વાત છાંની કહી ભાઈ, ભોળો માણસ ભુંડાનો ભાઈ. ૩૪
એમ કરતાં આવ્યું એક શહેર, ચાલે સીંધુ સમીરની લેહેર. ૩૫
તેમાં પેઠા વેપારી સમસ્ત, માલ દરસાવા રાખ્યો છે હસ્ત. ૩૬

ભાવ ચાર ઘટે તેમ કીધો, ગોળ સાંમટો તાં વેચી દીધો. ૩૭
દાંમ રોકડ લીધો કરીને, જુવે શેહેર ત્યાં સરવે ફરીને ૩૮
જોતાં જોતાં બજારની માંહ્ય. ભાળ્યો તાજો તમાસો તાંહ્ય ૩૯
બેઠા વૈષ્ણવ ત્યાં દશ બાર, કરે ટોળે મળીને વીચાર. ૪૦
તુકારામ તાં જાઇને પુછે, ના હા કોહો એ કારણ શું છે ૪૧
બોલ્યો એક વણીક તે વાર, આવી લગડું પડ્યું આણે ઠાર. ૪૨
ભાળો બ્રાહ્મણ એ પેલો આવે, કરી તર્જની તેને બતાવે. ૪૩
એટલામાં તે આવીયો પાસ, આંખે આંસુ વહે ઇતીહાસ. ૪૪
કોટયે લાકડાનું હળ નાંહાંનું, છે જનોઇ જે વીપ્રનુ બાંનુ ૪૫
બેહુ હાથમાં લોઢાની કડીયો, ગળે ત્રાંશને બેડીયો જડીયો. ૪૬
ભરી બંધુક હાથમાં સાહાઇ, શાંમ દરવેશી સાથે સીપાઇ. ૪૭
દેખી માંનવી ઉભો તે રહે છે, છે વીપત્તીમાં તે સઉ કે છે ૪૮
છું હું બ્રાહ્મણ જાતીનો ધારો, કરૂં ખેતર ખેડી જીવારો. ૪૯
નથી વીદ્યાને વણજ વેપાર, ભાંચ ભાડું નથી તલભાર. ૫૦
છે ના મુળથી જર જજમાન, જીવ્યાં જનમ્યાં તે સઉ સંતાન ૫૧
થયું બોહોળુ કુટુંબ મું લાહારૂ, કશી કરમ કરૂં તેને સારૂં ૫૨
માથે માગતું કંઇ કરાણીનું, ખેડ્યું ખેતર ગામ ધણીનું ૫૩
ખેડય ખાતર મે કરી સારી, વાવી બેડું હું વાડયો સુધારી. ૫૪
કર્મ યોગે પડયો તેમાં કાળ, ગયા મહેનતે માથાના વાળ. ૫૫
વસુ ત્રૈણસેં દાંણ કરેલી, તમાં કોડી નથી મેં ભરેલી ૫૬
દાવો દાણ્ય લેવા તેણે કીધો, મુને કેદમાં નંખાવી દીધો ૫૭
છું ના ખપનો તે જીવી રહયો છું, દુઃખ દરીયામાં ડુબી ગયો છું ૫૮

બાર વરસથી સૌ ઘર સાથે, ભીખ માગતા ભટકુ અનાથે. ૫૯
થયા પચાસ દેવામાં પુરા. હઢીસે વસુ તેમાં અધુરા. ૬૦
દુખ દરીઆમાં ડુબતો ઝાલો, કો અનાથને આશરો આલો ૬૧
લોહ પાશથી આ મેં છુટારો, તમને યજ્ઞ તણુ ફળ થાશે ૬૨
એવું વીપ્ર વધો જેણી વાર, લાગ્યા વૈષ્ણવ કરવા વીચ્યાર ૬૩
આંનો બે આના કાગળે ધારયા, તુકારામ તે તકમાં ઉચ્ચારયા ૬૪
કષ્ટ કાપો આ વીપ્રનું કરથી, જાવું છેટે ને થાકો છો ઘરથી. ૬૫
બીજો બોલ્યો વણીક વચંન, ટાળો દુખ તમે હરીજન ૬૬
તુકારામ કે તમ કરૂં તાહરે, નથી વીપ્રથી પ્રાણ વધારે. ૬૭
બાર વરશથી આથડયો જાય સૌ કુટુંબે ના ખોટય પુરાય ૬૮
પાસે હાજર લેવા ન કયાંથી, છોડી વાંસળી કંમરમાંથી. ૬૯
હડીસે ગણી લેઈ તે વાર, દોડયા કેદી જોડયે દરબાર. ૭૦
નાંણું અધીપતી પાસમાં દીધું, રણમુકત કુટુંબ તે કીધું. ૭૧
તેડી વીપ્રને ક્ષૌર કરાવ્યું, નવરાવીને તીલક ધરાવ્યું. ૭૨
સૌ કુટંબને ભોજન દેઇ, નમ્યા ચરણ તણી રજ લેઈ ૭૩
વસ્ત્ર અંગે નવીન ધરાવ્યા, વળતી સ્થાને વીદાય કરાવ્યા ૭૪
વળતાં વીપ્ર તે બોલ્યો વચન, તમને રહો પરીબ્રહ્મ પ્રસન. ૭૫
બાર વરસનો બોજ આ બાળ્યો, નથી તમ જેવો ભુતળે ભાળ્યો ૭૬
તમે વીપ્રની ચ્હઢીયા વહારે, તમને દે હરી હાથ હજારે. ૭૭
બીના આ રીત્યની બની જ્યારે, વળતી વીઠ્ઠલનાથ વીચ્યારે ૭૮
માહારે માથે બોજો બધો મેલી, બેઠો પોતે એ ડાહ્યવી થેલી. ૭૯
નથી વાદયે બળાવાનું કામ, મુકયું તીજોરીમાંહ્ય તમામ. ૮૦

સમે સોબતી આગળ, જાશે, કેતાં દારાને દુમો ભરાશે ૮૧
તેથી આવે હેવી કોના બરમે, કે એ ઘાલીને ધુમશે ધરમે. ૮૨
કાઢી પારકુ લાવી એ નાંણું, માટે પાડવુ તેનું ઠેકાણુ. ૮૩
હેવું ધારીને બ્રહ્માંડ ભુપ, તુકારામનું ધરીયુ સ્વરૂપ ૮૪
એમ ધારીને સુંદીર શાંમ, પોત્યા પલકમે પારખ ધાંમ. ૮૫
શોભે બે ભુજ બેરખાવાળા, ભાળ તીલકને હાથમાં માળા. ૮૬
ગણુતો મેળને પારખ ખાસ, ઉભા પલકમાં જાઈ તે પાસ. ૮૭
તેણે ઓળખી બેસાડયાં તાંહ્ય, બોલ્યા ત્રીકમ તે તક માંહ્ય ૮૮
બોલ્યા વ્યાજ ગણી ધન ઝાલો, ભરપાઈ કરીને ખત આલો. ૮૯
તેણે તેમ કરયું તતકાળ, દાંમ દે છે ગણીને દયાળ ૯૦
નથી દાવસ છે નીશા ખાસી, દશ ફેરા લ્યો દાંમ તપાશી. ૯૧
નથી ઉતાવળ કરવાની આંમ, ધીમે રહી ગણો નાંણાનુ કામ ૯૨
પલ પાછળ્ય કહો તે ન ફાવે, એતો ચચળ જાતી ચુકાવે ૯૩
દીધા લીધા પછી કર સાહાઇ, બોલ્યા કાંતાને ઘો ખત જાઈ ૯૪
બારોબાર હું આવીયો આંહ્ય, પગ મુકયો નથી ઘર માંહ્ય. ૯૫
હાલ આ પળે જો જાઉ મળવા, પછી ના દે એ મુજને નીકળવા.૯૬
ઘણું ઘરમાંથી કીધેલું અમને, દુધે ધોઇને આપવા તમને ૯૭
પાંચ મોહોરો પડીકામે ઘાલી, હાલ વાપરવા કેજ્યો આલી. ૯૮
માહારી કેજ્યો ઘટે તેમ પેર, થોડા દીવસમાં આવશે ઘેર. ૯૯
એમ કહી રજા લેઇને જાય, થયા વીઠલ તાંથી વીદાય ૧૦૦
શેઠે વનીતાને કહી સઉ વાત, ખત મોહોરો લેઇ થઇ રળીયાત.૧૦૧

॥ વિશ્રાંમ ॥ રળીયાતે રાંમા થઇરે, વાધ્યો હરશ અપારરે;
રેવા રસીકે રણ વાળીયુરે, દરશી અંગ ઉધારરે १

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते वीमपाश वीमोचन वर्णनो नाम अष्टादशोध्यायः ॥

---

## अध्याय १९ मो.

॥ રાગ મારૂ. ॥

અગ્રહાસ કેરે, તાર પછી કોને કયમ થયું;
તુકારાંમનારે, હાથમાં નાંણું તે ના રહ્યું. १

તાર પુઠળરે, સોબતીની શી ગતી થઈ;
નાભાજી વધારે, તે સભળાવુ કથા રઈ २

બંદીવાનનુંરે, કષ્ટ તુકારાંમે કાપીયું;
તે જાતે જોઇરે, સોબતીને દુખ વાપીયું. ३

તજી સંગતીરે, સોબત્ય મુકી તે ચાલીયા;
તુકારાંમનેરે, પુન્યે પાતાળમાં ઘાલીયા. ४

એમ વારતારે, વાટયમાં કરતા જાય છે;
થોડા દાવસમાંરે, ગાંમને લગભગ થાય છે. ५

એમ કરતાં તેરે, પોતાને મંદીર આવીયા;
સામા સંચરીરે, જોઉ શા સમાચાર લાવીયા ६

એક પાસ જઈરે, પુછે સમાચાર શા થયા;
તમો સઉ આવ્યારે, એ પોતે કયાં અટકી રહ્યા ७

તારે તે વદયોરે, સરવે હુતા હમો સાથમાં;
ફેરો સફળ આરે, ધારયાં નાંણાં આવ્યાં હાથમાં. ८

તેવી તકમાં ત્યેરે, બંદીવાન બ્રાંહ્મણ મળ્યો;
તેને છોડાવ્યોરે, રોળ શક્ષીક તણો વળ્યો. ૯

કને કોડી નરે, ચારય પુંજે પશુ પાળવા;
તેવું જોઇનેરે, ના રહ્યા સોબતી·ભાળવા. ૧૦

સુણી તે તકેરે. આવક્ષી કે ના હસો મહને;
ખરી વાત કોરે, શું શક્ષીકે એમની કને. ૧૧

બસે લ્રાવેલીરે, પારખ્ય પાસથી હું જઈ;
તે પુરી ગયારે, વ્યાજની સાથે આવ્રો હઇ. ૧૨

સોનું સોવૃણુરે, પારખ હસ્તુ મળ્યું મહને;
તમે કોછો કેરે, કોડી નથી તે એ કયમ બને. ૧૩

શંભુ નામનોરે, શેઠ કે સ્વપ્ન આવ્યું હશે;
જાતે જોયું તેરે, કયેમ કરી મીથ્યા જશે. ૧૪

નથી માનતીરે, આવે તારે ખરૂં જાણશો;
ભલા ભોમીયારે, પાસે ના જાઇ વખાણશો ૧૫

સુણી સુંદરીરે, પોતાને મંદીર પરવરી;
બીજે દીવસરે, આવ્યા તુકારાંમ તે ફરી. ૧૬

ધુંનેગારનીરે, પેડયે થઇ ઘરમાં ગયા;
ઉંચું અંતરરે, આનન આવે હેતું દયા. ૧૭

જળ લાવીનેરે, કાંતાયે મુકયું પતી કને
આવ્યા તે દીનેરે, કયેમ નાવ્યા મળવા મહને. ૧૮

સુણી શોચમાંરે, પડીયા તુકારાંમ તાં મને;
નથી આવ્યો હુંરે, આવું તો કયમ ન મળું તને. ૧૯

તાંણી તારૂણીરે, બોલી કે કયારે જુઠા થયા;
ખત મોકલ્યુંરે. શેઠનાં નાંણાં પુરી ગયા. ૨૦

પાંચ મોહોરો આરે, વાપરવા અરપી મહને;
નથી માનતારે, તે માહારી સાથે નહીં બને ૨૧
તુકારાંમ તાંરે, સાંભળી પડીયા વીચારમાં;
લાવ્ય લહુ ખતરે, વીઠ્ઠલના વહેપારમાં ૨૨
ઉઠી યુવતીયેરે, ખત મોહોરો આગળ્ય ધરી;
ભાળી ભરપઇરે, આનંદમાં આંસુ ભરી ૨૩
કરૂણા કરરે, મુજ માટયે દુખીયા થયા;
પોતુ બાંધીનેરે, પારખની પાસે ગયા. ૨૪
વાંકા વર્શમાંરે, ખર્ચ ખડે તે તમે ભરયો;
જાતી જન થકીરે, મુક્ત મુને રણથી કરયો. ૨૫
એમ સમઝીનેરે, ગોવીંદના ગુણ ગાય છે;
તેની પુરવીશેરે, વાતો ગમે તેમ થાય છે. ૨૬
વાત કો કહેરે, બંદીવાન છોડાવીયો;
બીજો કો કહેરે, ગળત એ સઉ ઘેર લાવીયો. ૨૭
બીજી કો કહેરે, ભકતની ભીડય મટાડવા;
ખત લેઇ ગયારે, કર્જથી દાસને કાડવા. ૨૮
બોલી કોક તાંરે, આવર્શાને ઘણો આહારવા;
વડી વાતો કેરે, મોટીનું માપ વધારવા. ૨૯
એમ બહુ મુખેરે, વાતો ગમે તેમ થાય છે,
વરશા કાળનુંરે, પરમ વીપત્તીનું જાય છે. ૩૦
બાહાર બળધીયારે, ચાર વીના તે મરી ગયા;
શોચે અંતરરે, પેમાલ પઇસા વીના થયા. ૩૧
ઓછી આબરૂરે, ઉધારે કો અરપે નઇ,
દુખી થાય છેરે, પઇસા વીના પીડયા થઇ ૩૨

સગાં વાહાલાંનેરે. સંતતી કેહે પીડાય છે;
કરો તેવડયરે, ભુખે ભમી તનું જાય છે. ૩૩

તારે તે કહેરે, સઉને દશા સરખી થઇ;
કહીયે કયાં જઈરે, બારી બોલ્યાની નથી રહી. ૩૪

ટેક મુકીનેરે, ભીક્ષાને માટે ભ્રમણ કરે;
પુંઠે દુરીજનરે, ચોગમ ચેષ્ટા જોવા ફરે ૩૫

માગે શાહા કનેરે, કઇક આપો કરૂણા કરી;
તારે તે કહેરે, પેહેલું આપીને માગો ફરી ૩૬

બીજાને કહેરે, કંઈક આપો તમથી બને;
તારે તે કહેરે, કરવા આવ્યો તું જેવો મને. ૩૭

કોક દેખીનેરે, બેસવા દે નવ બારણે;
એવા કષ્ટમાંરે, પ્રાણ રહે કયમ ધારણે. ૩૮

સગાંને કહ્યુંરે, કાળ કહાવો કઠણ તમે;
દાંમ આપનાંરે, પ્રાણ સાટે પુરીશું અમે. ૩૯

સૌ છુટી પડયાંરે. ધારયું તુકારામે તે પળે;
કોને કેવું નારે, આભ માથે ઉધો વળે. ૪૦

એમ ધારીનેરે, એકાંત્યમાં બેઠા જઇ.
શોચ બહુ થયોરે, ઓરવા અંન મળે નહીં. ૪૧

પ્રજા આવીનેરે, પેટ બતાવે પીતા કને;
અલ્હેતાં રૂવેરે, દૈવ દયા નાવી તને. ૪૨

હાવે કયમ કરૂંરે, વેચવા જેવું નથી કશું;
બેઠા ગળગળીરે, પૈસા વીનાનો પુરશ પશુ. ૪૩

હોય હાથમાંરે, શ્રષ્ટીનાં સૌ સાધન મળે.
ઘર બારનેરે, આભ્રણના ઓઘો વળે ૪૪

વસ્ત્ર વીવીધનાંરે, વાડી વજીફાને વાહનો;
દાસ દાસીયોરે, સ્વાધીન રેહે સરવે જનો. ૪૫
અન્ન અંબારરે, ભોવીન માંહ્ય દીસે ભરયા;
ઘ્રત સાકરરે, મોગ્રા મેવા તે મળે નરયા. ૪૬
સુવા સેજ્યમાંરે, છત્ર પલંગ સોહ્યાંમણા;
અત્ર અરગજારે, ઘરમાં સુવાસ વસે ઘણા ૪૭
સાત માળનાંરે, ભોવીન સ્વર્ગ સોહ્યાંમણાં;
કમીના કશીરે, સ્વાધીન રેહે સરવે જણાં. ૪૮
યગ્ન યાગનેરે, વ્રત્ત વીવીધ કરાય છે;
દાંન પુણ્યતેરે, યાત્રા અનેક તે થાય છે. ૪૯
નાંમ નાત્યમાંરે, વીવીધ વરા લાહાંણાં કરે;
મોટા પંડીતોરે, આશીશ આપીને કર ધરે. ૫૦
સુતના થકીરે, સો ઘણી સેવા કરે જનો;
ઇચ્છે અંતરરે, તે મળે ના રહે કશા વનો ૫૧
હંસ ગમનીયોરે, ઇચ્છે તેવી તે આવી મળે;
દેખી જેહનેરે, માહા મોહોટા મુનીવર ચળે. ૫૨
ધારે તે કરેરે, દામે દેવાતન દાખીયું;
બેહુ ના બનેરે, ઓછામાં એટલું રાખીયું. ૫૩
એક પુત્રનેરે, આવેલું મર્ણ પછું પળે;
ધનના થકારે, એ બેહુ વસ્તુવો ના મળે. ૫૪
શકતી સબળ છેરે, કરવાને સરવે કામમાં;
સોળ રામનારે, સરખુ દેવાતણ દામમાં. ૫૫
મંદ ભાગીયારે, ના મળે તે નીંદા કરે;
એ ના હોય તોરે, સુરથી ના સ્વારથ સરે ૫૬

એવુ ધારીનેરે, કોથળા ખાલી તે કહાડીયા;
લાવું અન્ન જૈરે. બાળક ટાહા પાડીયા ૫૭
વેચ્યા તેહનું રે, આઠ શેર અંન આવીયું;
દળી શેરનું રે, પાતળુ જળ ઉકળાવીયું ૫૮
એમ કાળમાંરે, કષ્ટે કઠણુ દીન જાય છે;
નાંહાના બાળકરે, બાપથી બમણું ખાય છે. ૫૯
અંન એટલું રે, આઠ દીવસમાં ખપી ગયું;
ઉંચુ જોવાનું રે બાળને બૈરાં બેને થયું. ૬૦
તુકારામ ત્યાંરે, વગડે વેલાઉકી જાય છે;
ભાજી પાલોએરે, ઘરમાં ઉકાળીને ખાય છે. ૬૧
એમ કરતાં તાંરે, શેરનું અન સમે થયું;
રાંને રડવડીરે, માનવી કંઇક મરી ગયું. ૬૨
તુકારામનીરે, રૂકમીણી નામે નારી ડઈ;
કાળ કઠણુમાંરે, અન વીના તે મરી ગઇ. ૬૩
દાહા ક્રીયા કરીરે, આવ્યાં સગાં સરવે મળી;
તુકારામનેરે, કહેવા લાગ્યાં ટોળે વળી. ૬૪
હાવે હઘ થજરે, જો દુખ આવીયું દોહશે;
ભજ્યે ભકતીમાંરે, તારૂ નીકદન થૈ જશે. ૬૫
નથી માંનતોરે, માલ વનો મત સાહ્ય છે;
જો જે આગળરે, શી દશા તાહ્યરી થાય છે. ૬૬
આવી રીત્યનાંરે, વાયક બોલે છે ગોવગાં;
દાઝા પર લુણરે, નાંખે છે સર્વ મળી સગાં. ૬૭
તુકારામ ત્યાંરે, શાંતીના સાગર થઈ રહે;
કે તેનું સુણેરે, કોઇને કડવુ ના કહે ૬૮

ધીરે રહી વદેરે, ભકતી વીનાના મરે ઘણા;
અત નીરમીયારે, આખર દેહધારી તણા. ૬૯
કાળચક્રમાંરે, અવતરયો કો ઉગરે નહી;
વેહેલું મોડુ એરે, સાચું છે મરવાનું સહી. ૭૦
મોહ મટાડવારે, ઇશ્વરની માયા જુવો;
પાંચ દીવસમાંરે, પાટવી પુત્ર પછી મુઓ. ૭૧
સતોબા નાંરિ, શાંગ્યાને ધર્મ વીશે મતી;
અંન વીના એરે, આખર પામીયો આ ગતી, ૭૨
તેવા કષ્ટથીરે, કટાગો અતર આવીયો;
તોય ભકતીનોરે, ટેક ન ઓછો બતાવીયો. ૭૩
જાંણ્યું શંકરરે, પાંન હળાહળનું કરયું;
બળ્યું અંતરરે, રામ રટણ કીધે ઠરયું. ૭૪
એમ ધારીનેરે, રામ રટણમાં રેહે મચ્યો;
શોક સૌ શમ્યોરે, પ્રેમમાં પુર્ણ રહયો પચ્યો. ૭૫
વળી ધારીયુરે, દુઃખ વટયે સુખ થાય છે,
કરયાં કર્મનાંરે, ભોગવી ફળ છુટાય છે. ૭૬
લેણ દેણનોરે, યોગ્ય આવ્યે ભેળા થવું;
તે પુરો થયોરે, આવે ઓચીંતુ વેરૈ જવું. ૭૭
ક્રીયા કર્મનારે, યોગે આ જન્મારો થયો;
બાળપણથકીરે, કષ્ટના કપે કળી ગયો ૭૮
વર્શ તેરમેરે, ભાર ભુવન સૌનો પડયો;
લેણા દેણાનીરે, લોથ્યમાં દોદશ રડવડયો. ૭૯
વર્શ સત્તરરે, માત પીતા તે મરી ગયાં;
તાર પુઠળરે, ભાભી તે માંઘ ભેળાં થયાં. ૮૦

થોડા દીન પછીરે, સાવજી બંધુ જતો રહયો;
શોક ચાલતોરે, પ્રેમદા પ્રાણ છુટી ગયો ૮૧

કાગારોળમાંરે, દુખનો ડાટ પુરો વળ્યો;
દીન પાંચમેરે, પુત્ર તેમાં પાછળ્ય પળ્યો ૮૨

દુખ સઉ સહ્યારે, વરશ જશે કાલે વળ્યું;
પીડા પરમ એરે, દેવાળુ દુનીયામે નીકળ્યુ. ૮૩

મહેણાં મારતારે, માગતા આવે છે બારણે;
અંન ઓરવારે, નઈ જીવ રહે કયમ ધારણે ૮૪

એમ આ વીશીરે, એળે વેળે માહારી ગઇ;
નથી જાણતોરે, કેટલી કષ્ટી બાકી રહી. ૮૫

જાણું અંતરેરે, હરી ભજતાં દુઃખ થાય છે
પરીણાંમે તેરે, સાગર સુખનો જણાય છે ૮૬

જેમ શેલડીરે, ઉછેરયે પીલ્યે પીડા ઘણી;
થાય સાકરરે, તારે તે લાગે સોહ્યાંમણી ૮૭

તેમ નાથજીરે, હાવે મુને નવરો કરયો;
ભાર માથાનોરે, ઉંચકી તેં અળગો ધરયો. ૮૮

ભલી ભાતથીરે, હાવે ભજન ધારયું થશે;
કરશે કૃપારે, વળગી વીપત્તી વછુટશે. ૮૯

તેમ ધારીનેરે, બેઠેલો તાંથી ઉભો થયો;
ચાલી નીકળ્યોરે, ભાવનાથ પરવત ગયો ૯૦

ત્યાં એકાંત્યમાંરે, આસન વાળ્યું બેઠો જઇ;
જેમ સાધવીરે, સ્વામીની પુઠયે સતી થઇ. ૯૧

॥ વિશ્રાંમ ॥ સતી પતી પાછળ્ય થઇરે, તજી સકળ સંસારરે;
રેવા તેમ ધારી તુકેરે જપનો જગદાધારરે. ૧

**॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरित्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते संसार वीटत्रना वर्णनो नाम एकोनवीशमोध्यायः ॥**

---

## अध्याय २० मो

કુંવગીયે કુળ વગોવ્યુરે આ શુંરે કીધુ, યે દેશી એ વાંચવાનું છે

॥ રાગ વેગડી ॥

વીઠ્ઠલવર વાહારે ધાઓરે, શરણે પડયો છું;
સંકટમાં સંગી થાઓરે, શરણે પડયો છું ટેક ૧
પદમાસન વાળી દ્રષ્ટી, નાશાગ્ર ઉપર આંણી;
ધીમે રહી શ્વાસ તાંણીરે, શા. ૨
ઉદકને આહાર ત્યાગી, નીદ્રાનો નાશ કીધો;
કેશવનો કેડો લીધોરે, શા ૩
કરૂણાના સાગર દીનના, બધુંએ નાંમ ધારયું;
શુ માહારે કાજ નીવારયુ રે, શા ૪
તું અલક્ષ છું હું કયમ કરી લક્ષ માંયે લાવું;
ધ્યાંને શી રીત્યે ધાવુંરે, શા. ૫
વાણીપર વ્યાપક વરણું, હું કેમ ગુણ સ્વામી;
જ્યાં વેદ રહ્યા વિરાંમીરે, શા. ૬
નીરગુણ તું ગુણ મય હુ, કરી કયેમ ગુણ ગાઉ;
શી નવાઇ દેઈ રીઝાઉરે, શા. ૭
નાભીથી નિરમ્યો પરમેષ્ટીપાર નાજે પાંમે;
ત્યાં હું ખોળુ કે ઠાંમેરે, શા. ૮

અષ્ટાંગ યોગો સઉ કે, તે નાંમ હું ના જાણું;
ત્યાં કેમગ શ્વાસ તાંણું રે, શ ૯
ભકિતના ભેદ શા છે, ને કયેમ કરયે આવે;
બુદ્ધીવણ કોણ બતાવેરે, શ ૧૦
ગોવીંદ ગજુ નઈ, દેવાને દાંન કશું મારૂં;
ધન હીન શી હીંમત્ય ધારૂં રે, શ. ૧૧
છો અધમો ધારણ અર્થ, એ નાંમનો વીચારી;
તો આગળ અરજી માહારીરે, શ. ૧૨
છો પતીત પાવન કે છે, પુરાંણમાં પોકારી;
તો આગળ અરજી માહારીરે, શ ૧૩
દીનબંધુ કરૂણા સાગર, એ નાંમને નીભાવો;
તો દાખલ કરજ્યો દાવોરે, શ. ૧૪
વિશ્વંભરે વીનતી અંતરમાં, એ પળે ઉતારી;
ધાયા ભય દેવા ભારીરે, શ. ૧૫
તનું શામ વર્ણને સર્પ, શરીર ભયકારી;
ફુંફાડા મારે ભારીરે, શ. ૧૬
તે નેત્ર લાલને મુછાળો, ધાંસ કરી ધાયો;
તુકો ના તોય છપાયોરે, શ ૧૭
ડર દેવા માટયે કીધી, અપાર ક્રીયા તાંયે;
મન વળગ્યું માધવ માંયેરે, શ ૧૮
ન નમ્યો એ નાગ ભાળી, નીશંક બેઠો ઝારે;
આકાશગીરા થઇ તાહારેરે, શ. ૧૯
દરસન દેવાને આવ્યાં, છે દીનબંધુ પાસે;
તે તાહારે દઢ વીશ્વાસરે, શ. ૨૦

કે તુકારાંમના સર્પ, ને નમવા હુ જાઉ,
નોયે વાદી હુ હરખાતુંરે, શા. ૨૧
પંઢરપુરમાં મેં જાતે, જોયેલું રૂપ કાઢું,
તારે ચક્ષુ ઉઘાડું રે, શા. ૨૨
ચાત્રક તે સ્વાતી બીંદુ, વિનાના ચાંચ ઘાલે,
સુધાનો સાગર ચાલેરે, શા. ૨૩
હારીલની કાઠી પ્રાંગુ. પળે નવ છુટે;
તમ ટેક ન માહારો ટુટેરે, શા ૨૪
એ પાંડુરંગમાં પ્રીતી, મેં જીવ સાટે જોડી,
નઈ વીધીયે જાય વછોડીરે, શા. ૨૫
આગ્રહ એવો લહી, માધવના મન માંયે આવ્યું,
ચત્રુભુજ રૂપ બતાવ્યું રે, શા. ૨૬
કુંડળ મકરાકૃત, મોર મુકુટ માથે ધારી,
વનમાળા શોભે સારીરે, શા. ૨૭
છે શંખ ચક્ર ને પદ્મ, ગદાએ ચાર હાથે,
કૌસ્તુભ શોભે ઉર સાથેરે, શા. ૨૮
કમળાકર કેજે હાવે, તું આંખ્યને ઉઘાડી,
મેં પુર્ણ વીપત્તી પાડીરે, શા. ૨૯
હરીવર દેખીને ઉઠયો, અપાર મકલાઇ,
પડીયો બે પગમાં જાઇરે, શા. ૩૦
હોંસેથી હરીયે તુકાને, હાથ બે ઉપાડયો,
પોતે કટીયે બેસાડયોરે, શા. ૩૧
માતા સુત લે તમ હરજીયે, હેત કરી લીધો;
લાડકવાયો સુત કીધોરે, શા. ૩૨

બળવીર કે તારી કેડયે, ફરીશ જ્યાં તું જાઉ;
ત્યાં અણતેડયો હું આવું રે, શ. ૩૩
તું જેવો વાહાલો સ્વર્ગમાં સુર નથી કોઇ;
મેં દ્રઢતા તાહારી જોઇરે, શ. ૩૪
સંસારે સંકટ દીધામાં, રાખી નથી ખામી;
તું ન ડગ્યો કષ્ટી પાંમીરે, શ. ૩૫
તુકાએ લીધી લક્ષ્મી, ના કાંત કેરી છાયા;
ગુણ રેવા રસીકના ગાયારે, શ ૩૬

॥ વીશ્રાંમ ॥ ગાયા ગુણ ગોર્વીંદના, બેશી પ્રભુની પાસરે;
રેવા રસીક રાજી થયા, છુટયો અત ત્રાસરે, ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीत वीट्ठलवरप्रदानो नाम वीशमोध्यायः ॥

---

## अध्याय २१ मो

॥ રાગ આશાવરી ॥

નાભાજી કહે શ્રવણો સ્વામી, વરણુ હું ઇતીહાસ;
તુકારામ ને ત્રીવીક્રમ બે, બેઠા પરવત વાસ. ૧
પુરમાં વાત ન જાંણે કોઈ, ઘરમાં સ્ત્રી ઘભરાય;
પાડોશણની પાસે જઇને, કહે છે કર્મ કથાય ૨
પ્રજા અલ્હેતી પાછળ નાંખી, નાશી છુટયો નાથ;
નથી ઠાંમ ઠેકાણું કયાં જઉં, આવે માહારે હાથ. ૩

વાડા સુધી હું વઇ બેઠી, કહું કાંનાગળ્ય વાત;
પત્તો ન મળે પાસ કીયે જૈ, કરી કાંનો સગાત. ૪
ઓછી ઉંમર ડર દુર્નીયાનો, પાસે ન મળે ભ્રાત;
પગ પાછા પેડ ડગલુ દેતાં, અજવાળી પણ રાત. ૫
એમ આવલી અંતર સોચે, ગોઠે નહી ઘરમાંહ્ય;
દીયેર તે તકમાં ત્યાં આવ્યો, ભાભી ભાળી તાંહ્ય ૬
લોચન લાલ સુરંગ સરીખાં, હરશી પુછી વાત;
શુ ભાભી તમ સાથે માહારા, ચડભડીયા છે ભ્રાત ૭
યુવતી બોલી અગ્ણુ ભાળી, છે લડનારૂ કાંણ;
બાર દિવસથી મેં નવ ભાળ્યા, પુછો આપ અજાંણ. ૮
તપાસ કરવા કોને પ્રેરૂ, ન મળે પાસ પીહેર;
રડી રાત દીન ગાળુ ઘરમાં, માથે દુખનો મેર. ૯
દીયેર કે હાવું હોતુ તો, કેમ ન કીધી વાત;
હું નવરો શું જાત ન જોવા, વડીલ એ મુજ ભ્રાત. ૧૦
તર્ત સુંણીને ચાલ્યો ત્યાંથી, નામ કાંહાનયો જેહ;
બધુ વણ તેડ્યે નવ આવું, મેં પણ કીધું એહ. ૧૧
ઝાડ પાહાડ પરવત વન ખંડી નીશદીન ખોળ્યો જાય;
ભુખ તરસનું ભાંન મળે નૈ, જંગલમાં અથડાય. ૧૨
ગુહા ગીરીવરની સઉ ન્યાળે; દોદશ જોતો જાય;
ભર્તજીના સરખું પણ લીધું, ફલજળ ખોળી ખાય. ૧૩
અઘોર વનમાં એ અથડાતો, ગઈ ઘસાઈ દેહ;
ભાવનાથ પરવતને શીખરે, આવ્યો ભમતો એહ. ૧૪
તુકારામને ત્યાં ત્રીવીક્રમ, દુરથી દરશ્યા જાંહ્ય;
ગયો પ્રાંણુ આવે તમ અંતર, મોદ થયો મન માંહ્ય. ૧૫

તુકારામને કટીયે લેઇને, ઉભા જગદાધાર;
તર્ત કાંહાંનયો નમીયો હરશો. શોક સમ્યો તે વાર. ૧૬
ત્રીકમ કે વર માગ્ય તુકા તું, આપુ તે વરદાન;
તુકારામ કે તુને ન ભુલું, ભાળું સઘળે સ્થાન. ૧૭
શીશુ ધાવણુ સાચવે માતા, હરણી બચ્ચું જેમ;
પાંપણ ચક્ષુ સાચવે તેવા, આપ હું અર્થે તેમ ૧૮
અવીનાશી કે હું જ અજન્મા, જનમું ભકતો કાજ;
પુંઢરીકનું પણ પાળી, રહું ઇંટે ઉભો આજ ૧૯
ભકત ભેટવા કર કટી ધરીયા, ઇચ્છી પુરૂં આશ;
ભીમા નદી કીનારે વસીયો, અંતર ધરી હુલાસ ૨૦
તાંથી પુરવજ તાહારે જેનું, વીશ્વંભર છે નામ;
તેણે આરાધીને આંણી, વાસો દેહુ ગ્રામ. ૨૧
તેને મેં હેવો વર આપ્યો, વંશ તાહ્યરો જેહ;
પ્રાણ સરીખો ગણવો માહારે, તેથી તમ પર નેહ ૨૨
થયો કૃતારત જોઈ કાંહાંનયો, પામ્યો પરમાનંદ;
ભવની ભાવટ ભાગી નીરખ્યા, નજરે બાળ મુકદ. ૨૩
તુકારામ તુલના નહીં બીજો, જીત્યો સઉ સંસાર,
આત્માવત સરવેને દરશે, ભાળે હરી સૌ ઠાર ૨૪
કૃપા કરી અવીનાશી હેવી, પામ્યા અંતર ધ્યાંન;
પગલાં પરમેશ્વરનાં પડીયાં, કીધું ત્યાંજ નીશાંન ૨૫
ખીલી રોપી ત્યાંજ કાંહાંનયો, થાય ન થળ બર બાજ;
પાવડીઓ લાવી પધરાવી, દરશન કરવા કાજ ૨૬
અદ્યાપી તે સ્થાનક ત્યાં છે, નમી પ્રેમથી ઠાંમ;
બે બંધવ સઘાતે આવ્યા, વળતી દેહુ ગ્રામ. ૨૭

ઇંદ્રાયણીમાં આવી નાહાયા, બેઠા સરીતા તીર;
સાત દીવસના છે અપવાસી, કીધો ભક્ષ સમીર, ૨૮
લેણું લાખો તણું પીતાનું, ખત ખાતા સઉ જેહ;
બેસી ત્યાંહ્ય મગાવી લીધાં, ત્રષ્ણા ટળવા તેહ. ૨૯
કહ્યું કાનયાને તે તકમાં, આ ખત ખાતાં જેહ;
ગયુ પારકે હાથે ધન એ, વળવું મુશ્કલ તેહ ૩૦
ચીંતા રાત્ય દીવસ એ રાખે, ટાળે ઉર આનંદ;
માટે આ બોળી દેઉ સૌ, મીથ્યા માયા ફંદ ૩૧
સુંણી લઘુ બંધવ તવ બોલ્યો, વીરકતવ્રત્તિ આપ,
તેમ કરયે માહારે નવ ફાવે, સો મગના સંતાપ. ૩૨
પાછળ પ્રજા નભે શી રીતે, માહારા મનમાં રાગ,
આપ તણાં બોળી દ્યો કાહાડી, નીમે માહારો ભાગ, ૩૩
તુકારામ કે તેમ કરી લ્યો, વેહેંચ્યા તેણી વાર;
પોતાનાં ખત ખાતાં લેઇને, ભાગી ગઈ તકરાર. ૩૪
ગાંસડી બાંધી ગંગા વચ્ચમાં, બોલી જય જગદીશ;
પીડયા સર્વ પતાવી દીધી, નાંખી ફેરવી શીશ ૩૫
વીસ્મે લોક થયા તે ભાળી, આ કોયે ના થાય,
માયા દેખી મુનીવર મોહે, કયમ નાંખી દેવાય. ૩૬
કહ્યું વીર નાહાનાને વળતી, કામળી મુજને આલ્ય,
બીજું કાંય ન જોઇયે માહારે, તું નીજ મારગ ચાલ્ય ૩૭
હું ભીક્ષા માગીને માહારો, નીરવાહ નીત્ય કરીશ,
યોગ ક્ષેમ થશે એ રીત્યે, ફાવે તેમ કરીશ ૩૮
તમે કરો ઉદ્યોગ તમારો, નભાવો ઘર સંસાર,
બે જણને ભેળુ ના ચાલે, વીરકતનો વેહેવાર ૬૭

ખળને સાધુ શાહને તસ્કર, કુલટાને સતી જેમઃ
રાત્ય વળી દીન ભેળા ના રહે, આપણ બેને તેમ. ૪૦
એમ કહીને વીર વળાવ્યો, નીજ અંતર વઇરાગ,
અલ્પહાર નીદ્રા વશ કીધી, તજ ત્રષ્ણાનો ત્યાગ. ૪૧
પ્રાતઃસ્નાન પ્રભુને પુજી, તે પરવતપર જાય;
દેહુ ગ્રામથી પશ્ચીમ તરફે, ત્રૈણ્ય કોસ તે થાય. ૪૨
તે ભાંડાર કરીને પરવત, જાઈ ધરે ત્યાં ધ્યાંન;
મમતા મુળ ઉખાડી બેઠા, ભજવાને ભગવાંન. ૪૩
શત્રુ મીત્રને હાની વૃદ્ધી, સુખ દુખ બેહુ સમાંન;
કથીર કંચન સરખુ લાગે, ભાવે મન ભગવાંન ૪૪
હરામ હું પણુ અંતર જેને, હર્શ શોક નહીં મન;
કરૂણાકરને કહે નીરંતર, વીનયે કરી વચંન. ૪૫
યોગયાગ ને તીરથ તપ જપ, દાંન પુણ્ય વ્રત જેહ;
જ્ઞાન ધ્યાંન આચાર ને યાત્રા, પરોપકારજ તેહ. ૪૬
સ્તુતી સ્તવન ને પ્રદક્ષીણાએ, સઉમાં તાહારૂ નાંમ;
ધન સંપતી સંબંધી વાહાલાં, તે તુ પુરણ કાંમ. ૪૭
એમ દીવસ પરવતમાં ગાળે, નીશીયે નયે જાય;
નાચે ગાયે મદીરમાં જઇ, સેજ મળે તે ખાય ૪૮
તેવું દરશી લોક વદે છે, થયો વીકળ બેભાંન;
કાંસા કુટય કરયે શું સરીયું, ન મળે ઘરમાં ધાંન. ૪૯
કો કહે વેહેપારે વાધી, ખોટ ખરી આ વાર;
તવ લંગોટો વાળી બેઠા, ઠગવાને સંસાર. ૫૦
કો ફુખત ખાતાં સઉ બોળ્યાં, પ્રપંચ તજીયો નેટ;
પરમારથનું કાંમ કરે છે, પણ ના છુટ્યું પેટ ૫૧

આયડી બુમો પાડે ઘરમાં, એ વગડામાં જાય;
ભીખ માગીને પેટ ભરે છે, એ તપમાં શું થાય. ૫૨

કો કેછે કે જે છે તે એ, ભલો ભજે ભગવાંન;
નીંદા આપણે એ શીદ કરીએ, નરક મળે નીદાંન. ૫૩

એમ બહુ મુખ બોલે લોકો, તે સાંભળે સઉ જાય;
હર્શ શોક સરખા જેને મન, તેથી તાપ ન થાય. ૫૪

જેમ ગજ પાછળ શ્વાંન સહસ્રો, ભુંકે ચોમગ દીસ;
મતંગ જાય મલપતો મોદે, રંચ ધરે નહીં રીશ. ૫૫

તુકારાંમનું અંતર તેવું, સુખ દુખ થયું સમાંન;
ખેદ ખરખરો રંચન રાખે, ભજે સદા ભગવાંન. ૫૬

॥ વિશ્રાંમ ॥ સદા ભજે ભગવાંનનેરે, સમદરશી જગ માંહ્યરે;
રેવા રસીકના રટણમાં વૃત્તી વળે ન કયાંહ્યરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पारायणे कवि श्री रेवाशंकर वीरचीते वैराग्य वृत्ती वर्णनो नाम एकवीशोऽध्याय ॥

---

## अध्याय २२ मो.

॥ રાગ ધનાશ્રી ॥

નાભાજી કહે સાંભળો સ્વાંમી, બેઠા ત્યાં તુકારાંમ વીરાંમી. ૧
દીને પરવત ઉપર જાય, નીશા સમયે તે નગરે પળાય. ૨
એકવાર ઇંદ્રયણી તીર, બેઠા નાહીને નીરમળ નીર. ૩
તેવે કણબી કો પાસમાં આવી, બોલ્યો અંતર ઉલટ લાવી. ૪

ખાલી પરવતે દીવસ ગમાવો, તેથી માહારા ખેતરમાંહે આવો. ૫
બેસો માળા ઉપર લેઇ માળા, પ્રાણી સાચવો જે પંખાળા. ૬
અર્થ આવશો એટલા અમને, અન્ન અધમણ આપીશ તમને. ૭
ખરૂં કહું ન ચડાવશો રીશ, ચંદી ચાલશે દીવસ વીશ. ૮
બેઠાં ભકિત એકાંતમાં થાશે, ત્યાં જનાવરાં સઉ સચવાશે. ૯
મેં કહ્યું તેમાં લક્ષ લગાડો, કાળ વર્શમાં કાઢવો દાહાડો ૧૦
માળામાં મળે તો સઉ ઝાલે, આંમ ભટકે ની ભોવન ચાલે. ૧૧
હરી ભજશોને મળશે અનાજ, એક પંથમાં છે બેહુ કાજ. ૧૨
મુને હાકહો જો વાતમાં રીઝો, તમે નહી તો હું રાખીશ બીજો. ૧૩
તુકારાંમ કે લ્યો તારે ચાલુ, જે બતાવો તે કામ હું ઝાલું. ૧૪
હું તો હરી ભજી દીવસ કાહાડું, દાંણો જાતે ની એક બગાડું. ૧૫
વીલું મુકીને જઇશ ન કયાંહ્ય, પક્ષી સાચવી રહીશ હું ત્યાંહ્ય ૧૬
મુને બેસાડો તે સ્થળ જાઈ, તમો રહેજો નચીંતે ભાઇ. ૧૭
નવ ધારશો કે ઝેવો તેવો, મુને માનજો ઘરના જેવો. ૧૮
સુણી માનીયું કણબીનું મંન, જાણ્યું કણ તણું કરશે જતંન. ૧૯
કોળી કાઠીના બીજો રખાય, ખોળી ચોમગનું ખાઈ જાય. ૨૦
જાતે ભકત ને ઉત્તમ હાડ, હેમાં થાય ન બીજો બગાડ ૨૧
ગુણ બાળનો સરવના સ્નેહી, વદે દેહે છતાં સરવે વીદેહી. ૨૨
ધરે બાળ કને ગળ્યું મોળું, તોયે તર્ત કરે મુખ પહોળું. ૨૩
લેઇ સાકર જળ ન ખાય, તો તે તર્ત ગળ્યુ થઇ જાય ૨૪
મીઠું નીરમાં ભેળવે વારૂ, પાણી પલકમાં થઇ જાય ખારૂ. ૨૫
નથી કુડ કપટ કશો દાવ, જેનો જળના જેવો સ્વભાવ. ૨૬

તેમ જાણી તુકારાંજ તેડી. લાવી બેસાડ્યા ચાળાની મેડી ૨૭
આપી ગોફળ ગોળા તે વાર, તમો સાચવજો ખુંણા ચાર. ૨૮
પક્ષી જાળવજ્યો એજ કાંમ, આવે ખેતરમાં તે તમાંમ. ૨૯
એમ કહીને કણબી ઘેર જાય, તુકારાંમને ચીંતા થાય. ૩૦
હાથ નાવે ભમે ચારે કોર, ભુખ્યાં એ તો હું દૈવનાં ચોર ૩૧
પશુ હોય તો પીરશુ ચાર, બેસે ઉડતાં ના એક ઠાર ૩૨
કો ના મારે તે માહ્યરે શીશ, કરશે જાળવણી જુગદીશ ૩૩
કાપણી થતા સુધી એ કાંમ, રાખુ જાળવી પક્ષી તમાંમ. ૩૪
ગયો કણબી તે પોતાને ઘેર કહી કાંતાને સઉ પેર. ૩૫
આવ્યો વગડાનું કામ આટોપી, ખરો ખેતરે રાખ્યો રખોપી. ૩૬
નથી ભુલે હેવો કોઈ કાળે, પક્ષી જાળવે બેશીને માળે. ૩૭
કાળ વરસ છે કષ્ટ અશેશ. પણુ અન લેવા પરદેશ. ૩૮
બેઠા બળધીયા બારેનુ ખાય, ગયે ફેરા ફળ તો ન જાય. ૩૯
એમ ધારી તે વાણીયા વીરેશ, તુકારાંમ ખેતરમાં હમેશ. ૪૦
નાહી નીત્ય ખેતર માંયે જાય, વૃંદ પક્ષીનાં જોઇ હરખાય ૪૧
ચારે પાસેથી હાંકે છે લોક, પડે ત્યાં આવીને થોકેથોક. ૪૨
જોઇ આવક પક્ષીની ઝાઝી, તુકારાંમ રહે તસ તમ રાજી. ૪૩
તીતી કરતાં ટોળાં પડે આવી. તુકારાંમ દે ડુડાં બતાવી ૪૪
વળી મનમાં વીચારે છે આંમ. જગદીશના જીવ તમાંમ ૪૫
ભાળી ભકત આવે મારી પાસ, જેને કોઇ તહેરેનો ના ત્રાસ. ૪૬
ભારે ભુખ આ કાળની કહાડો. પીડ્યા પેટની પુરી મટાડો. ૪૭
નહીં ખુટે તમારી આ ખાદી, પરીબ્રંમની છે આ પ્રસાદી. ૪૮

થઇ ત્રપ્તીને જે ઉડી જાય, તુકારામ કે એમ ન થાય. ૪૯
હજુ દીવસ ઘણો છેરે ભાઇ, વળજ્યો સાંઝે સઉ સમુદાઈ. ૫૦
પક્ષી કોને કરે ન હેરાંન, બેસે માળે તે ઓંટા સમાન. ૫૧
કોઇ હાકે ના હરકત્ય થાય, તેથી ધાડે ધાડાં આવી ખાય. ૫૨
જાતાં પક્ષીને કે છે તે આંમ. કાલે આવજ્યો વેહેલાં તમાંમ ૫૩
જે સગાં વહાલાં આપનાં હેડી, સુખ લાવજ્યો સારવને તેડી. ૫૪
જાણે ઝોળી વગરનાં એ સાધુ, ભલે ખાય આ ખેતર બાધુ. ૫૫
પક્ષી પુંજ એ ખાતારે થાકે, તુકારામ ના કોઇને હાંકે. ૫૬
બોલે પક્ષી ભાળી કોઇ વારે, જાંણુ જાળનુ છે કષ્ટ તમારે. ૫૭
અંન ઇશ્વર કરશે આ પુરૂ, પાંણી પાંતીનું સુખ અધુરૂ. ૫૮
થાય પક્ષીની પુરણ આશ, ટાંગુ પરવડીયા ચારે પાશ. ૫૯
ખાય ખેતરને પીએ પાંણી, રહે રાત્ય હૈ આદર આંણી ૬૦
કુંડાં લાવી કુંભારને તાંથી, ટાંગ્યાં પાંણી ભરી નદીમાંથી. ૬૧
કહ્યુ કણબીનું સૌ પુરૂ થાશે, સુખે પક્ષી સઉ સચવાશે. ૬૨
એમ દીવસ આનંદમાં જાય, ઘેર શામાને શોચ ના થાય. ૬૩
વાળુ વેળે ન આવીયો ઝારે, તપી આવલી ઉઠીરે ત્યારે. ૬૪
કાશી તનયાને કે પાડી રાડ્યો, ટળ્યો ક્યાં પેલો કરમનો કાડ્યો. ૬૫
ભમે ભાંનવનો ક્યાંહાં ધાતો, નથી ગળવાને નવરો થાતો. ૬૬
કોનુ કરમ તે નૈ હોય હાઉ, મતીમંદને માંન કમાઉ. ૬૭
ફરે ભાંન વનો ક્યાંહાં ધાઉ, ખાતી વેળાએ ખોળવા જાઉ. ૬૮
સુંણી ત્યાં કાશી નાંમની બાળ, ચાલી બાપની કાઢવા ભાળ. ૬૯
પુછા પુછયે કરી કોયે વાત, બીલીવાળા ખેતરમાં તુ તાત. ૭૦

મળી ચાંપમાં ચાલીને ત્યાંહ્ય, કરી વારતા ખેતર માંહ્ય ૭૧
જંબા વાટય જુવે મારી માત, તુકારાંમે કહી બધી વાત ૭૨
ખાલી ખેતર તે ન મુકાય, જંબા ઘેર તે મેં ની અવાય ૭૩
સુંણી બાળકી તે ગઇ ઘેર, માંડી માતને કૈ સઉ પેર. ૭૪
વાત કાશીએ સૌ સમજાવી, ખાવા આવલી આપી તાં આવી ૭૫
એમ સંતત આપવા જાય, સ્નાન સેવા સવારમાં થાય. ૭૬
જાઇ માળે જપે જગદીશ, ખાઈ પક્ષીઓ દે આશીશ ૭૭
પક્ષી દીસે છે અંન ને ખાતાં, નથી ગાંઠે બાંધી ઘેર જાતાં. ૭૮
તુકારાંમ માગે પ્રભુ પાશે, કયારે એ ઝેવી વૃતીયો થાશે. ૭૯
કરે તાપણી ટાઢ તપાશી, જપે અંતરમાં અવીનાશી. ૮૦

॥ વીશ્રાંમ ॥ અવીનાશી અંતર જપેરે, નીશદીન રાજી થાય રે;
પુર પક્ષીને નાંહાંતરે રે, માસ લગી મકલાયરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते कृशी रक्षण वर्णनो नाम द्वीवीशोध्यायः ॥

---

## अध्याय २३ मो.

॥ રાગ કેદારો. ॥

નાભાજી તાંહાંરે, બોલ્યા પ્રણમી ગુરના પાય;
ખેતર સાચવેરે, પક્ષી પુરનાં ચરવા જાય. ૧

પુરમાં જાઇનેરે, ભકત ભણે છે પક્ષી જોઈ;
તેડુ નોહોતરે, માસ લગી માનો સઉ કોઇ. ૨

સર્વ સંબંધીયોરે, આડોશી પાડોશી સંગ;
સ્નેહને આવજ્યોરે, રાખી અંતર માંહી ઉમંગ ૩

હરી ઇચ્છા થકીરે, તાજી સર્વ રસોઇ છે ત્યાર;
આવો એટલીરે, પીરશાં ભાંણાં જમતાં વાર. ૪

તે તક તેડવારે, એકલવાયો મેં ન અવાય;
પંગત્ય મેળ નૈરે, જમ આવે તમ જમતુ જાય. ૫

પાણી પાસમાંરે, ગંગાજળ તે ભરીયું ત્યાર;
ભંડારો સદારે, નીરમુખ જાય ન કો જમનાર. ૬

એ સુખ જોઇનેરે, ઝોકે ઝોક પડે છે ત્યાંહ્ય;
છોડ જણાય નૈરે, બીહીક ન બુમારણની જાંહ્ય ૭

જમ ધન પાળકોરે, નીત્ય જમાડે વીપ્ર અપાર;
તમ ભકતે કરયું રે, જમતી લાખો પક્ષી આહાર ૮

તમ એક માસમાં રે, અંનત પોશા જીવ એ પેર;
વળતી આવીયોરે, કણબી વણજ કરીને ઘેર. ૯

ગાડું છોડીયુ રે, બાંધ્યા બળધને નીરી ચારસ;
અશાન પછી કરયું રે, બેઠાં વાતે નરને નારસ. ૧૦

તરૂણી તે તકેરે, બોલી પરણ્યા સાથે તાંહ્ય;
ખેતર જઇ જુવોરે, કાપણી ચાલી પડખા માંહ્ય. ૧૧

સઉ સંકેલતાંરે, આપણું એક જો રહી જાય;
થાય બગાડ બહુરે, ઢોર હરાયાં નહી સચવાય. ૧૨

સુણીને તે તકેરે, ચાલ્યો કણબી ખેતર માંહ્ય;
હરખાનો મનેરે, આવ્યો ઝાંપા આગળ ઝાંહ્ય. ૧૩

કણ દીસે નહીરે, કણસાં ભાળ્યાં કાળાં મેશ;
પડયો વીચારમાં રે, શું ખેતરની ભુલ્યો દેશ ૧૪

વળી વીમાંશીયુરે, ઝાંપા આગળ જાણુ ઝાડ;
ડાબુ ટેકરેરે, જમણું પાસે જાતાં ખાડ ૧૫

તે નજરે પડીરે, અર્વ નીશાની તેણા વાર;
માન્યું માલ્યરે, ખેતર ભુલ્ય નથી તલભાર. ૧૬

તે નજરે લહીરે, પ્રગટયો અંતર ક્રોધ અપાર;
ધાયો ધાંસમાંરે, કાબુળી કળકળતો તે વાર. ૧૭

પીસે દંતનેરે, ડાળા કાઢે કાળ સમાંન;
માળામાં જઇરે, જોયુ તો ધારેલું ધ્યાંન. ૧૮

પકડી કાનનેરે, થાપટ મારી તેણીવાર;
કાળા મોહો તણુંરે, ઘર ધાલ્યુ લપટ લાચા ૧૯

પોઠી પુણ્યનારે, ખેતર ખવરાવ્યું રહ્યો ખાન,
પાકો વેરવારે, કાળ કીયાનો તોડી આશ ૨૦

બળ બોહોળુ કરીરે. કરડી બુમ પાડી તે વાર,
પક્ષી તે તકેરે, નાઠાં દોદશ માંહ્ય અપાર. ૨૧

જમ ક્વીજ પ્રગટયેરે, અંત્યજ આવે નાસે તેહ;
તેજ રીત્યે થયુંરે, પક્ષી નાઠાં ત્રાશી એહ. ૨૨

બેફગ બોલતોરે, આવ્યો અવની ઉપર જાંહ્ય;
ઝાલી ફેરવ્યોરે, ત્યારે ખુણે ખેતરમાંહ્ય. ૨૩

પાંમર પાપીયારે, વાંકુ પાડયું વર્શતમાંમ;
પક્ષી ચારીયાંરે, ટાંગી પરવડીયો સૌ ઠાંમ ૨૪

તાડન તાં કરયારે, રામ તુકાને તેણી વાર;
તાંણી લાવીયારે, થથડાવી ચોરાને દ્વાર. ૨૫

જન ઝાઝા મળયારે, કપરી કાબુળી વાંણી જોઇ;
પુછે સૌ જણારે, શી તકરાર કહોને કોઈ ૨૬

તે તક બોલીયોરે. કણબી દેવદત્ત છે નાંમ;
કરમે પાડીયુંરે, માહારૂ કપુત સાથે કાંમ ૨૭
ખેતર માહ્યરૂ રે, સોંપ્યું સાચવવા એક માસ;
પક્ષી જાળવેરે, તેમ કહેલું પુછો ખાસ. ૨૮
અધમણ આપવારે, દાંણા મુખે કરયા કબુલ,
ચોટયું રાખીયુ રે, ચારયાં પક્ષી કરયુ નીરમુલ. ૨૯
કણ કણસા વીશેરે, એક ન રાખ્યો આંણ્યે દીશ,
હું સરકારમાંરે, હાવે શાંની દાંણ ભરીશ ૩૦
માટે સઉ મળીરે, મારી દાંણ અપાવો આજ,
નીકર આજ હુંરે, પ્રાંણ કરી નાંખું છું તાજ. ૩૧
શ્રવણી તેહ્યનુંરે, પુછી તુકારાંમને વાત,
પરઠણ શી કરીરે, સાચું બોલો સઉ સંગાત. ૩૨
એ સઉનું સુણીરે, વદીયા તુકારાંમ તે વાર,
કહે મુજને કહ્યુંરે, પક્ષી સાચવજો તે ઠાર. ૩૩
તે મેં સાચવ્યાંરે, પાંણી બેઠા પાયાં જાઇ,
ખશ કીધું નથીરે, કોનું મન દુખાયે ભાઇ. ૩૪
હું બોલ્યો નથીરે, ઉપડતે શબ્દે કો વાર,
પક્ષી સાચવ્યાંરે, તેમાં શો છે દોશ લગાર. ૩૫
સઉ શ્રવણી હરયારે, સાચવણીમાં ન મળે વાંક.
તેં કીધું કહ્યુંરે, ભુલ્ય ન રાખી તેમાં ટાંક ૩૬
પંચ વધું પછીરે, દાંણા કયમ ખવરાવ્યા જાય;
ભકત ભણે પછીરે, સાંભળી સઉ જણ રાજી થાય. ૩૭
જો કણ સાચવુંરે, તો એ પક્ષી કયમ સચવાય;
પરઠણ એકનીરે, બન્યે કાંમ ન મેંથી થાય. ૩૮

કયેમ કરી શકેરે, માસ લગી પક્ષી અપવાસ;
કે મરયું હોય તારે, લાવી દરસાવો મુજ પાસ. ૩૯
સુતનાથી વધુરે, સાચવ્યાં પક્ષી રાખી પ્રેમ,
પરવડીયો ભર્રારે, જળની ચારે પખે તેમ ૪૦
હાંસે આવતાંરે, બબ્બે દાંણા ખઇને જાય;
પર ખખેરીનેરે, ડાલે છેડ માળે ધાય ૪૧
સરવ સુણી હરયારે, સાચવણીમાં ન મળે ફેર;
પરઠણ પાળવીરે, તે વાતે સાચા સમશેર ૪૨
ભકત ભણે પછીરે, બેનતર સંભાળી લે એહ;
હું વળતી પળુરે, માહાર મારગ જાવુ તેહ. ૪૩
પંચ સુણી કહેરે, ભરણુ ભરવુ જે સરકાર;
તે શામાં થકીરે, તેના મુળ રહી તકરાર ૪૪
વળતી સઉ જણેરે, પુછયુ કણબીને તે વાર;
તારા ક્ષેત્રમાંરે, હુતી ધારયં કેટલી જાર. ૪૫
સુણીને બોલીયોરે, પુરા બે ખાંડી એ માલ;
તેહ બગાડીયોરે, માહારો પક્ષી ચારી હાલ ૪૬
સુણી સરવે વદ્યારે, અરપો બે ખાંડીએ આપ;
ભકત સુણી પછીરે, દીધો વળતી એક જવાપ ૪૭
માહારી સંપતીરે, જાણો છો હમણાંની વાત;
તોલ કરી તમેરે, જે કહો તે કરૂં હાલ અઘાત. ૪૮
કણબીના ભાગીરે, એક પખે છે આખું ગાંમ;
સંપ કરી કહ્યુંરે, બેશી ચોરા વચમાં આંમ. ૪૯
હાલ તમો ધરેરે, ન મળે અંન ઓરવા શેર;
અરપો કયાં થકીરે, દાંણા બે ખાંડીનો ફેર. ૫૦

લેખ લખી દીયોરે, વરસ વળ્યે બે ખાંડી માલ;
દેવા આપનેરે, લેખ લખી દ્યો પોતે હાલ. ૫૧

ન્યાય પચે કરયોરે, લેખ લખી આપ્યો તે વાર;
એ રીતી કરીરે, તોડી પંચ મળી તકરાર. ૫૨

સમજુ તે તકેરે, બોલ્યા ચાલો ખેતર માંહ્ય;
વળતર થાય કંઈરે, કરીયે કીંમત્ય દરશી ત્યાંહ્ય ૫૩

તમ ધારી ગયારે, ચાલ્યા ખેતર જોવા જંન;
વળતી શું કરેરે, જેની પડખે જુગજીવંન. ૫૪

જોતાં જારનેરે, શાણા સર્વ થયા બેભાંન;
છોડ દરેકનાંરે, કણસાં ભાળ્યાં વડા સમાંન. ૫૫

સઉ હાબા થયારે, હાવી પાકય ન ભાળી કયાંહ્ય;
કણ ઓછો નથીરે; જોતાં એકે કણસા માંહ્ય. ૫૬

આખા ગાંમથીરે, ઉત્તમ દરશો પાકયો માલ;
કણસાં કારયમાંરે, પક્ષી સ્પર્શ વનાં છે હાલ. ૫૭

જોઈ સરવે જણેરે, કળતર કીધું તેણી વાર;
લેખ લખ્યા થકીરે, દશપટ ઝાઝી દીસે જાર. ૫૮

કણબીનું પછીરે. દેખી તર્ત ફરયું છે મંન;
ખત પાછું ગ્રહોરે, સાંપો માહારી મુને વતંન. ૫૯

તે સુણી બોલીયારે, પુર પંચાતી તેણી વાર;
હાવે ના ફરેરે, કીધો કાયમ કરી કરાર. ૬૦

તવ કેટલા વદેરે, દેવ દયાથી પાકયું અંન;
કો કે પક્ષીયોરે, પોશે રીઝા જુગજીવંન. ૬૧

કણબીને કહ્યુંરે, મળશે તમને લખ્યા પ્રમાંણ;
વૃદ્ધી થાય તેરે, માલીક તુકારાંમ વણ કોણ. ૬૨

તમ સરવે મળીરે, વરણી તુકારાંમને વાત,
આ મસળાવીનેરે, આપો લખ્યા પ્રમાંણે ભ્રાત. ૬૩

અધીકું થાય તેરે, જાઓ લેઈ તમારે ઘેર;
વીપરીત કાળમાંરે, બેઠા કરશો લીલાલેહેર. ૬૪

ભકત સુણી ભણેરે, માહારે ના કરવી એ વાત;
વણ લીધે પડયોરે, કરવા કાળ વર્શમાં ઘાત. ૬૫

સઉ લોકે મળીરે, કાપી મસળાવ્યો તે માલ;
તોલે તે થયોરે સત્તર ખાંડી જોતાં હાલ. ૬૬

સઉ હાબા થયારે, બોલ્યો તે જોઈ જન એક;
કષ્ટ તુકા તણુંરે, મટવા વીઠલે કરયો વીવેક ૬૭

બીજો બોલીયોરે, લાગે મુજને આ અનુમાંન;
દે તક શું તુકોરે, માટે કણબી ભાગ્યગવાંન ૬૮

કો કહે એમ નઇરે, પામ્યાં પક્ષી પુરણ આહાર;
તેથી આ થયુંરે, ધાર્યા કરતાં અપરંમપાર. ૬૯

જમ જેને મતેરે, આવે તેવું મુખથી ગાય;
હરી માયા તણુ રે, કર્તવ્ય કોઇએ ના સમજાય. ૭૦

સઉ પંચે મળીરે, કણબીને આપ્યું ખત માપ;
લેખ લખ્યો ગ્રહયોરે, પુરો પ્રભુએ કરયો પ્રતાપ. ૭૧

બે ખાંડી જતાંરે, વધીયો પદર ખાંડી હાલ;
હરીજનને કહયુ રે, જાઓ લેઈ તમારો માલ. ૭૨

તવ તુકો વદેરે, છેડ કણ ના બાંધું એક,
નીરપેક્ષી દશારે, પ્રાંણ પળે ના ટાળે ટેક. ૭૩

મહાન માહાત મારે, એ સઉ હોએ ત્રષ્ણા તીત;
તે નીરપેક્ષનેરે, વૃત્તી થાય ન જે વીપરીત. ૭૪

ઝારે તાહ્યરેરે, તેને ભેટે જગદાધાર;
અંન જમે નહીરે, પોતે પાવન ભકત ઉદાર ૭૫

તમ લોકે લહીરે, ગ્રસ્ત લહી મહ દાજી પંત;
અંન્ન ત્યાંહાં ભરયુંરે, ઝેની વૃત્તી સદા નચંત ૭૬

મનમાં ધારીયુ રે, ધરમાદા વાપરવો માલ;
એ નીસ્ચે કરીરે, ભરીયો પોતાને ઘેર હાલ. ૭૭

વીસ્તરી વારતારે, પ્રભુવે પુરણ પકવ્યું અન;
ભકતે ના ગ્રહ્યુંરે, વદતી વનીતા વ્યગ્ર વચંન. ૭૮

કયમ હાવે કરૂંરે, ડાહ્યુ ધરમે કયમ ઠેલાય;
મુઢ મતી વનોરે, કોડી બેઠો જે ન કમાય. ૭૯

બરબડતી બહુરે, કાઢે બાપ્યક ઉપર કાળ,
રાંમ રટે તુકોરે, નાચે કરઝાલી કરતાળ. ૮૦

॥ વીશ્રાંમ ॥ કરઝાલી કરતાળનેરે, નાચે હરી ગુણ ગાયરે;
રેવા રસીક પુંઠે ફરેરે, કરવા જન રક્ષાયરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरित्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते पक्षी पोशण वीधी वर्णनो नाम त्रयवीशमोध्यायः ॥

---

## अध्याय २४ मो

॥ રાગ મારૂ ॥

અગ્રદાસકેરે, ત્યાર પછી કહો કયમ થયું;
વધ્યુ અંનતેરે, ગ્રહસ્થના ધરમાં રહ્યું. ૧

તેને શી રીત્યેરે, ધરમાદા વાપરવું થયું;
વદો તે સઉરે, મંન તેમાં અટકી રહ્યું ૨

સુણી નાભાજીરે, વળતી વીનય કરીને ભણે;
તુકારામતાંરે, વળતી વીચ્યારયું કો ટાંકણે. ૩

પાંડુ રંગનુંરે, દેવળ ખંડીત જે થયુ;
કો કરાવે નીરે, તમ તમ તે ગરતું ગયું, ૪

તુકારાંમનેરે, ભાળીને તે ચીંતા થઈ;
હાથ્યે હુ ચણુંરે, માટી લાવું વગેરે જઈ ૫

સારૂં થાયનેરે, બેસે સભા સુખમાં મળી;
કરે કીરતનરે, ભેળી ભળી સઉ મંડળી, ૬

એમ ધારીનેરે, ભીંત્ય ઉકેલવા લાગીયા;
તેવું જોઇનેરે, જગદીશ્વર તંકે જાગીયા ૭

ધારયું એકલેરે, કામ બધુ ન બની શકે;
તેમ ધારીનેરે, ત્રીકમ તેવડયેમાં ટકે. ૮

ગ્રસ્થ ગામમારે, મહદાજી પત નામે હતો,
તે: સ્વપ્નમાંરે, બોધ કર્યો હરીએ જતો. ૯

માહારૂં પકવેલુંરે, અંન તારા ઘરમાંભરયું,
તેને વાપરયરે, દેવળ એક પાસે ખરયુ ૧૦

એવુ જોઇનેરે, સ્વપ્નું તે તર્ત જાગી રહયો;
ભેળી ગાંમનેરે, સર્વ સમાચાર તે કહયો. ૧૧

મળી મંડળીરે, મંદીરે આવી જેટલે;
તુકારાંમનેરે, ભાળ્યા ઉકેલતાં તેટલે ૧૨

ગાંમ લોકતેરે, સ્વપ્નુ તે સઉ સાચું ઠરયું;
માલ લાવીનેરે, કામ ઉકેલવા આદરયું. ૧૩

છો ઇંટયો ચુનોરે, પથ્થર પરખી મગાવીયા;
કારીગર સઉરે, કામના તકમાં તેડાવીયા. ૧૪
ચુનો ગારયનારે, રાખ્યા મજુર મનભાવતા;
કામ ચાલતુ રે, ધાધું લઇ હર્શ ને લાવતા. ૧૫
થોડા દીવસમાંરે, પુર્ણ કરી પરવારીયા;
અન્ન આંણેલુંરે, વેચી તે કાંમ સમારીયા. ૧૬
પ્રતીષ્ટા તણુંરે, પાછળ કાંમ બાકી રહ્યું;
મુખીને પાછુરે, શ્રીપતીએ સ્વપ્ને કહયું ૧૭
તમો ગાંમનારે, પચ મહા પાપી ખરા;
ન્યાય શો કરયોરે, તે ભાળીને આ ધ્રુજે ધરા ૧૮
ન્યાય ના થયોરે, તે ન વીચ્યાર તમે કરયો;
અન્ન બે ખાંડીરે, કણબીને આપતાં ના ડરયો ૧૯
તુકારાંમનેરે, અધમણ દાણા મુખે કહ્યા,
તે ના અરપીયારે, કયેમ શઠો ભુલી ગયા. ૨૦
ભેળી ગાંમનેરે, ડોઢા અપાવ્ય તેની કને;
નીતો કોપઆરે, કારમો થાશે કહુ તને. ૨૧
એવું સાંભળીરે, ચોરે બોલાવીને લાવીયા;
પાંચો મણ વઉંરે, તર્ત તુકાને અપાવીયા ૨૨
તે દળાવીયારે, ગોળ ઘી દાળ ચોખા સઉ;
લોક લાવીયારે, પ્રેમ કરી પુરમાં બઉ. ૨૩
બ્રહ્મ ભોજનરે, કરી પ્રભુનું પુજન કરી;
દાંન દક્ષીણારે, આપી પછી બેઠા ઠરી. ૨૪
મન ગમતુ તાંરે, દેવળ સ્વસ્થ સઉ થયું,
પછી અંતરરે, અનુભવમાં ઉતરી ગયું. ૨૫

ગુણ ગાવાનારે, ગોવીંદના મનમાં વશા;
બીજા ના ગમેરે, સંસારના મારગ કશા ૨૬

અણ અભ્યાસીરે, નામદેવ પોત્યે અવતરયા;
શત કોટી જેરે, કરવા અભંગ જે આદરયા. ૨૭

પાઠ તેહ્યનોરે, નીત્ય પ્રતીદીન થાય છે;
તેથી અંતરરે, પાંમ્યું પ્રફુલ્ય જણાય છે ૨૮

તેના યોગથીરે, વાગીશ્વરી વદને વશી;
સઉ પુરાણમાંરે, સમજાણે ભ્રાંતી નથી કશી ૨૯

રામાયણ સઉરે, પંચદશી ઉપનીશદો;
સઉ વેદાંતનારે, ગ્રંથના સાર લહયો બધો. ૩૦

એમ વાંચતાંરે, શબ્દ શાસ્ત્ર પાઠી થયા;
ત્યાં અભંગજરે, નવ નવા કંઠે આવી રહ્યા ૩૧

ભાનું પ્રગટતાંરે, પરવારી પરવતે જાય છે;
કાવ્ય તાં કરેરે પુસ્તક તેનાં લખાય છે ૩૨

જેની વૃત્તીયોરે, ત્રગુણાતીત સકળ થઇ;
હુંને માહારૂ એરે, વાસના સઉ વીખરી ગઇ. ૩૩

આવે તે સ્થળેરે, તોજએ ભોજન ખાય છે;
ની તો નીરજળેરે, દીન અપવાસમાં જાય છે. ૩૪

તાર પાછળરે, સાંભળો હાવે શું થાય છે;
ઘેર અંગનારે, આવલી બહુ અકળાય છે ૩૫

સ્વામી વણ જમેરે, ભોજન ભાંમીની ના કરે;
ભાળ પરવતેરે, નીત્ય છ ગૌ ફેરાફરે ૩૬

છુટી જીભનીરે, પણ પોતે નારી પ્રતિવ્રતા;
દોશ એકનેરે, ગુણ ઘણા હેમાં હતા ૩૭

તેથી દીન પ્રતીરે, રોટલો એક સતી કરે;
જળ તુમડું રે, લેઈ પતી પાસે સંચરે. ૩૮
આપી આવીનેરે, લોચો થઈ ઘરમાં પડે;
સુતા ગ્રસ્થનીરે, પણ રોડા પેડે એ રડવડે. ૩૯
પંચ પ્રાંણતેરે, ઝેના પતી પાછળ ફરે;
પણ પ્રભુ તણારે, દેહેરામાં સ્વપ્નેના સંચરે ૪૦
તેનું કારણુરે, વીશ્વપતીએ વીચારીયું;
છુટે વાસનારે, ભકતની માટે એ ધારીયું. ૪૧
નારી નેહમાંરે, ભવ તારણ ભજી ના શકે;
મુકયા અવગુંણુરે, તારૂણીમાં ચીત ના ટકે. ૪૨
જેમ જુવતીયેરે, શણગારે બાળ સોહ્યામણું,
વસ્ત્ર ભુશણુરે, પેહેરાવે હેત કરી ઘણું. ૪૩
કાળુ કાજળરે, ટપકુ તે ગાલ ઉપર કરે;
જાણ્યે કોઇનીરે, દ્રષ્ટી ના બાળ ઉપર ફરે. ૪૪
એમ ઇશ્વરરે, સંતતી સંપતી સુંદરી;
ગમે તે કશીરે, ભકતમાં ખોડ્ય મુકે ખરી. ૪૫
તેવુ ધારીનેરે, અવગુણ અ ગનામાં ધરયો,
દોશ દેવમાંરે, ભાંમની ભાળે ઘણો ભરયો. ૪૬
કહે લોકનેરે, પાપી એ પુરવજો હમ તણા;
લાવી ઘાલીયોરે, ભાગોળે કાળીયો ભય ઘણા ૪૭
દુઃખ દાયકરે, તેની આ શઠ શેવા કરે,
થયો બાહાવરોરે, કાંશી કુટી તાં ફેરા ફરે ૪૮
ચીત્ત ઘરમાં નીરે, નાચેને ગાય ગતી વનો;
ચોડયો ચાંદલેરે, દોશ પડયો મારા બાપનો. ૪૯

ધાંન પાંણીનીરે, ચાલેછે આખડી માહ્યરે;
કરમે કાળીયેરે, પુજવા લાગ્યોછે તાહ્યરે ૫૦
હું જાણી ગઇરે, દેહેરામાં ના ડગલુ ભરૂ;
હેના ઓળવારે, ના પડેએ રસ્તે ફરૂ. ૫૧
ચીતના ચાળ્યારે, ચાર ઘડી રજની રહે;
ઉઠી ધાયછેરે, લાજ નથી હેને કહે. ૫૨
પુજી રણીયાનેરે. પરવને તાંથી જાઇ ટળે;
તાંણે દાયડારે, રાંનવા શુ હેમાં રળે; ૫૩
હાવા રોશનોરે, કોશ એ કાંતાવીશે થયો;
તેના બદલો તેરે, વીઠ્ઠુને વાળવાના રહ્યો. ૫૪
એક દીવસરે, પ્રેમદા પરવતમાં જતી,
બાંધ્યો રોટલોરે, તુમડુ જળનું ભરયુ સતી. ૫૫
મુકી ટોપલેરે, મથ્યાંને મુસ્તકે જાય છે;
દ્રષ્ટી સનમુખરે, ધાંસમાં મારગે ધાય છે ૫૬
દીશ પુર્વનોરે. દેખે છે કાળ કૃપાળને,
લેખે ના ગણેરે, ગોવીંદજી હેની ગાળને. ૫૭
કમળા વરેરે, કપરી વેળા આંણી તે પળે;
કર્મદી તણોરે, કાંટો વાગ્યો પગના તળે. ૫૮
કને કો નહીરે, અધ પથેએ દશા થઇ,
પડયો ટોપલોરે, તારૂણી તર્ત બેશી ગઇ. ૫૯
ગડયુ તુમડુરે, પાંણી તર્ત ઢળી ગયુ;
પડયો ટોપલોરે, હાંણ્ય હસારત બે થયું. ૬૦
આવી તંમરરે, આંખ્યો તરી ગઇ તે તકે,
કળ્યો માંસમાંરે, કાંટો ને કાંણ કાઢી શકે. ૬૧

શુદ્ધ શાંન નૈરે, ચાર ઘડીયે ચેતન થઈ,
ભાળે પગ ભણીરે, રક્ત પ્રવાહ દીઠો તઇ. ૬૨
રાગ તાંણીનેરે, રોવા લાગી દારૂણ દુખે,
ભમી જાયછેરે, જીવ પોતાનો ખરી ભુખે. ૬૩
કીયા કાળનું રે, કાળીયા વેર તેં વાળીયું;
આંણી આ દશારે, તેં મારૂ કરમ કથાળીયું. ૬૪
ચોટયો ચાંદલેરે, ભાયડો ભાંનવનો કરયો,
કળ્યો કષ્ટમાંરે, તોડ્યે પાછો પગ ના ભરયો. ૬૫
વેડ્યુ ઘર આપેરે, હીરો ખરો ખોળી કાહાડીયો;
તેણ્યે દે માહારોરે, પરવતમાંહી પછાડીયો ૬૬
મોહોત માહરૂરે, આ તકે કયમ માંધુ થયું,
દુલી આ દુખેરે પગમાં પગરખુ ના રહ્યું. ૬૭
કર્મ ફોડવારે, પીટયો પીશાચ પુઠયે પડયો,
આખી ઉમ્મરરે, આ વેહેપારમાં આથડયો. ૬૮
તોળી તાજુવેરે, બાધાયે બાંધી મોહોટી કરા,
મળ્યો મુરતીયોરે, છાંની આ દેવા મુને છરી. ૬૯
દુખ દારૂણેરે, સંભારતી નથી શ્રીહરી,
જાંણ્યે આવીનેરે, કષ્ટમાં દેખી હસે ફરી. ૭૦
માહારો વેરવીરે, માટે ન સંભારૂ સકટે,
રાત્ય દાહ્ડા હું રે, ભાંડુછું ભાળી મોંફટે. ૭૧
વૈર ભાવનોરે, યોગ આ રીત્યે નભ્યા કરે
પણ સ્વપ્નમાંરે, શત્રુનુ નામ ન નીસરે ૭૨
જેમ રાવણરે, પ્રાંણ પ્રીયાંણ થતાં હરી,
કહ્યું માગ્ય તુરે, અરપુ હું કરૂણા કરી. ૭૩

દશાનન કહેરે, હારયો ન તુ સાથ્યે આથડયો,
મુને જીવતાંરે, લ કેન પગ તાહારો પડયો. ૭૪
તાહારા જીવતાંરે, હું તારા સ્થાનમાં જાઉ છું,
બળ હોય તોરે, બંધ કરીદે આ ધાઉ છુ. ૭૫
માગ્ય કૌ તારેરે, એટલુ માગુછુ આ સ્થળે;
મુને મરતાં તુરે, છાંયો ન પાડીશ આ પળે. ૭૬
તેવા ટેકનોરે, દુર્યોધન બીજો હતો,
ક્રુર કર્મથીરે, દેહે તજી નર્ક પડયો જતો ૭૭
સ્વદેહે ગયારે, સ્વર્ગે યુધીષ્ઠીર જાહ્યરે;
આવી યમ પુરીરે, જોવાને ત્યાં ગયા તાહ્યરે, ૭૮
કુંભીપાકમાંરે, દરસ્યો યુધીષ્ઠીરે તે પળે,
દુર્યોધન નૃપરે, ત્રાસ પડયો ઉર તેટલે ૭૯
આળ્ય કાઢુ હુ રે, તે બોલ્યોકે તુ પીત્રી થયો,
જા નૈ નીકળું રે, નર્કમાં ડબકી મારી ગયો. ૮૦

॥ વિશ્રાંમ ॥ મારી ડબકી તાં ગયોરે, એ અતર અભીમાંનરે,
તેમ આવલી તે ગણે, શત્રુ સમ ભગવાંનરે ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरित्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते देवळ कांताकंटककष्टवर्णनो नाम चतुरवीशमोध्याय ॥

---

## अध्याय २५ मो

॥ રાગ આશાવરી ॥

નાભાજી કહે શ્રવણે સ્વામી, કંટક કષ્ટી ભારી;
તોહ્ય રામનું નામ ન લેતી, સાચો શત્રુ ધારી. ૧

રૂદન કરે ઝીંણે સ્વર જુવતી, આગળ શબ્દ ન જાયે;
જાંણે દુખમાં દરશી મુજને, વીઠલવર હરખાયે. ૨
પુરૂશોત્તમ પલ પલનું જાંણે, અંતરના આધાર;
તુકારાંમને ભુખ્યો ભાળી, પ્રગટયા તેણી વાર ૩
પીતાંબરની પલવટ વાળી, આવલી પાસે આવી;
ત્રાસ પડયો તરૂણીને ભાળી, કાંગુ મુને બતાવી ૪
કયાંથી કાળીઓ આવી પોત્યો, વાંકી વેળા માહારી;
અવળુ ભાળી બેઠી યુવતી, પગમાં પીડયા ભારી. ૫
તેજ તકે સાંમળીયો સાંહામો, નારી નજરે આવે;
જયાં ભાળે ત્યાં આંખ્યો આગળ, દ્રગ મીચે દરસાવે. ૬
જુવતી જમ જમ ફેરવે મોઢું, તમ તમ સાંમો ભાળે;
કાયર થઇ કંટાળો આંણી, પટકયા હાથ કપાળે. ૭
અગ્રદાસ એવુ શ્રવણીને, શંકા કરી તે વાર;
પ્રેમવનીને પુરણ બ્રહ્મે, કયમ દીધો દેદાર ૮
નાભાજી કે શ્રવણો સ્વામી, પ્રસિદ્ધ વાત પુરાંણ;
ભક્તી કરતાં વૈર ભાવમાં, ઝાઝુ બળ જગ જાંણ. ૯
શીશુપાળ રાવણને કંસ, હીરણકશીપુ જેહ;
વૈરભાવથી દોહદા દરશે, ત્રીકમજીને તેહ. ૧૦
તેમ આવલી કંટાળી રહે, લાગે દરશ અથાંસુ;
સ્વરૂપ શ્રીજીનુ દેખાયે, જમ દરપણમાં સાહાંમુ. ૧૧
તમ કંટાળી કહેવા લાગી, હું હેનાથી નાસુ;
પણ શત્રુ સાંહાંમો આવીને, દેખાડે મુખ ખાસુ. ૧૨
પછી પ્રભુવે યુકતી કીધી, હેત ચઢાવા સારૂ,
પુંઢરીનાથનું રૂપ પ્રકાશી, પુછયું કે બાઇ વારૂ. ૧૩

ડરીશ ના તુ તનયા માહારી, બોલ્ય ખરી તું વાંણી;
તુ દુશમન કયમ ધારૂ મુજને, શી કીધી મેં હાંણી. ૧૪
કરયો ધણીને ગાંડો હેવું, તુ સૌ આગળ ગાઉ;
ગાંડો હોય તો હું જગ કરતા, કયમ હેને વશ થાઉ. ૧૫
બ્રહ્માદીક મળવાને ભટકે, સ્વપને દરશ ન પાંમે;
હું રખડુ રોડા પેઠઆ, પ્રોઢા પરવત ઠાંમે. ૧૬
એ બેઠા સંસાર તરીને, જગ જાંણી તો ધારૂ;
તું કે અન્ન મળે ન ઘરમાં, પીડા વ્યર્થ પોકારૂ. ૧૭
ગુણની પાછળ દોશ ન દેવા, રાખો બોલ્યા બારૂ;
પંદર ખાંડી પકવી આપ્યું; અન તમારે સારૂ. ૧૮
પણ એણે લીધુ નહી તેમાં, વાંક ઘટે શો માહારો;
લાવ્ય કયાંહાં કાંટો વાગ્યો છે, કાહાડુ પગ આધારો. ૧૯
એમ કહી માથે કર મુંકી, પગ પર હાથ ધરાયો;
તેજ તકે કાંટો કુહીને, તર્ત બારણે આયો ૨૦
મંત્ર ભણીને ફુંકજ મારી, ઘાવ મટયો તે વારે;
આવલી દરશી અચરજ પાંમી, વાદ્યો હર્શ અપારે. ૨૧
જાંણ્યુ શાબરી મંત્ર શીખેલો, કષ્ટ સમાવી દીધુ;
કેશવ માયા કોઇ ન જાંણે, કાંતાયે તવ કીધું. ૨૨
ભરતા ભુખ્યો થયો હશે બૌ, વાર મુને આ લાગી;
એમ કહી શીર ધરયો ટોપલો, રજા રસીકથી માગી. ૨૩
આગળ આવલી વાંશે વીઠ્ઠલ ધકમક ધાયાં જાયે;
તુકારાંમ એ તંત્ર લહીને, મનમાં મોદ ન માયે. ૨૪
આજ નીશાએ રવીને રાહુ, અંબુધીને અગસ્ત;
બે બેલડીએ વળગી આવ્યા, જોવા જેવી વસ્ત. ૨૫

તેમ આવલીને અવીનાશી, સંગે આવ્યાં કયાંથી;
પાકુ વેર પોચુ કયમ પડીયુ, ધારૂ દરશા તાંથી ૨૬
એમ થતામાં સમીપ આવ્યાં, હર્શ થયો તે વાર;
તુકારાંમ ૩રશીને નમીયા, જોયા જગદ્દાધાર. ૨૭
ભકત કહે છે તે ભાંમનીને, આવ્યા અંતરજાંમી;
ભાવ કરીને ભોજન અરપો, આ બેઠા બહુ નાંમી ૨૮
સ્વામીનું વાયક સમજીને, લજ્જા પાંમી લાડી;
એક રોટલો બે જમનારા, કયમ મુંકાયે કાહાડી. ૨૯
વળી આવલી વાંકુ દરશી, બોલી તેગ્ણી વાર;
કપટી કાળીયો કયાંથી આવ્યો, લેવા લાજ તયાર ૩૦
મદોન્મત્ત મલ્લ જેવા જાતે, પેટ ન પુરૂ થાયે;
વરનું વાયક ધારી મુકયો, ભુખ્યો રહે કે ખાયે. ૩૧
વનીતા પડી વીચારે વળતી, જબરો ઝટપી ખાશે;
ફરી માગશે તાહારે મેથી, હાવે શું મુંકાશે ૩૨
માહારા ભોગ મળ્યા કે કયાંથી, થયો ટાંકણે ટોળે;
અવીનાશી અંતરનું સમજી, બોલ્યા ભાવે ભોળે. ૩૩
વસ્ત્ર ટોપલા ઉપર ઢાંકયું, દીઠો પડદો આડો,
કે હાંમાં આંણ્યુ હોયે તે, થોડું બાહ્યર કાડો ૩૪
આવલી જાંણે આબરૂ લીધી, મરડી માહારૂ માંન;
વસ્ત્ર વેગળુ કરતાં ભાળ્યાં, ત્યાં પાંચે પકવાન. ૩૫
જોઇ જુવતી અચરજ પાંમી, આતે શું કહેવાય;
કશુ હતું નહીંને કયાંથી, આવ્યુ, ના સમજાય. ૩૬
જેમ પાંડવો વનમાં વાસ્યા, દીવસ દુખ ના ધારૂ;
દુર્યોધને દુરવાસા પ્રેરયા, શ્રાપ આપવા સારૂ. ૩૭

સાઠય શાસ્ત્ર વીચારથી સાથે, દ્વાદશીનો દીન જ્યાંહ્ય,
કરી પારણાં પાંડવ બેઠા, આવ્યા તે તક માંહ્ય. ૩૮

અક્ષય પાત્ર વગેલું ઉંધુ, નમળે ઘરમાં અંન;
જો ના કહેતો શાપ સમરપે, આવ્યુ વીકટ વીઘંન ૩૯

પ્રાંણ ત્યાગવા ધારયો ધરમે, દ્રૌપતી કંપી તાંહ્ય,
સ્મરણ કરયુ સાંમળીયા કેરૂ, આવ્યા તે પલમાંહ્ય ૪૦

ભવતારણ કે ભોજન લાવો, વાપી ક્ષુધા અપાર,
કરમ કથા પાંચાળીએ કહી, જાંણી જગદાધાર. ૪૧

જગદીશ્વર કે કૈક અરપ્યુતુ, પાત્ર લહ્યુ તે વાર;
પત્ર ભાજીનુ ઉછીષ્ટ અરપ્યું, જમીગા જગદાધાર ૪૨

દુરવાસા સૌ મંડળ સાથે. ત્રપ્ત થયા છે ત્યાંહ્ય;
પ્રાંણ લેઇને નાશી છુટગા, ભુખ ગમી ગઇ જ્યાંહ્ય, ૪૩

તેમ આવલીને આ પ્રગટયુ, હરીવર બોલ્યા હારે;
આપણ ત્રૈણ્યે જોડ્યે બેશી, જમીયે આંણી વારે ૪૪

આવલીયે અંતરમાં ધાર . જે મહારા કુળદેવ;
ખંડેરાવ ભવાંની ભૈરવ, જેની કરીએ શેવ ૪૫

તેણ્યે કૃપા કરી પ્રકટાવ્યુ, લાજ ન મહારી જાય;
હાવે જીવતા સુધી તેહનો, મેં કયમ ગુણ ભુલાય. ૪૬

તેમ ધારવુ જુવતીનું જોઈ, બોલ્યા પુરૂશ પુરાંણ;
તુ જેને માંનુ તે હુ છું, બીજો કોઇ ન જાંણ. ૪૭

મેં આ અંન ઉદે કરી અરપ્યું, શ્રીહરી કહે છે તાંહ્ય;
એક રતી પણ ના ઉતરીયું, આવલીના ઉર માંહ્ય ૪૮

પીરસવા લાગી બડબડતી, તુ જો દાતા થૌ;
તો તો રંક વીદુરને ઘેર ના ભાજી ખાવા ધૌ. ૪૯

લોક ગાય છે કે ભીલડીનાં, ખાધાં એઠાં બોર;
ચોખા અંત્યજને ઘેર તાંણું, શીદ મરેલાં ઢોર. ૫૦
એમ અંતરે વીચાર કરતી, પીરશ્યાં બંને પાત્ર;
પણ અતરમાં મુઝાણુ મોટી, જળ ન મળે તલ માત્ર. ૫૧
કાંટા વાગ્યો પડ્યું તુમડુ, નરઠ્યુ જળ તે માંહ્ય;
હાવે કર ધોવા શું અરપાશ, ટીપું ન મળે ત્યાંહ્ય. ૫૨
વીચાર વિશ્વપતીએ જાણ્યો, વદીયા આવલી સંગ;
નાંખુ કાંકરો પડ તે જગા, ગુપ્ત ઝરો છે ગંગ ૫૩
ત્યાં કાગળ સરખા છે પથરો, ખશેડીને જળ લાવ;
બારે માસ ભરેલો રહે છે, જા વહેલી ભરી આવ ૫૪
આવલીએ હરણુ એ સ્થાને, નીરખ્યુ નીરમળ નીર;
તતે ભરી, લાવી તાંથી, રાજના શ્યામ શરીર ૫૫
અવીનાશી તાં કહે આવલીને, પીરશ તાહારૂ પાત્ર;
આપણુ ત્રણે સાથે જમીએ, જોવા જેવી જાત્ર. ૫૬
ત્રાશી તરૂણીએ તાં પીરશુ, જાંણ્યો જાદુગાર,
કાંત સરીખો કર્યો છે મુજને, કયા ભટકું લાચાર; ૫૭
પથ્થરમાં પાણી પ્રગટાવ્યુ, ઠામ ભરયું પકવાંન;
તેમ લહીને જંબા જોડયે, બેઠા તાં ભગવાંન. ૫૮
તુકારાંમને મુખમાં આપે, જંબાનું જગદીશ;
જોવા સુર સ્વરગેથી આવ્યા, તમ ઉમીયાને ઈશ ૫૯
વૃષ્ટી કુસુમ તણી તાં વરસે, બોલે જયજયકાર;
ધન્યભાગ ભુતળ ભકતોનાં, છે અશા અવતાર. ૬૦
તુકારાંમને કીધુ તે તક, હાવે હઉં નાવીશ;
વ્યોમ પેઠ વ્યાપક હુ સઘળે, જાં જઉ ત્યાંહ્ય મળીશ. ૬૧

દ્વૈત ભાવ તું હુંમાં ન મળે, આત્મા તું મુજ અંગ;
દેવલોક દરશી હરખે છે, ધન્ય પ્રેમ પ્રસંગ. ૬૨

તુકારાંમ કે ધ્યાંન ધરમ તપ, જપ જાત્રામાં જેહ;
આપ ચરણમાં મેં માંની છે, નઇ બીજાપર નેહ ૬૩

તમો દીનબંધુ કરૂણાકર, ભંજન ભીડ દયાળ;
પતીત પાવન અધમોધારણ, શરણાગત પ્રતીપાળ. ૬૪

વિશ્વપતી કે વૃદ્ધ થયો હુ, તું લાડચકડો તન;
એમ કહી ડાબ્યો ઉર સાથે, માધવ મેળવી મંન. ૬૫

એક રૂપ અંતર ન મળે જમ, પય પાંણી એક થાય;
નાદ ઘંટનો જાય મળી તંમ, વરતે છે વૃજરાય. ૬૬

કેશવ કહે તારાવણ માહારા, કોણ હાવા ગુણ ગાય;
અનતનો ઉદ્ધાર કરીશ તુ, સાધનરૂપ સદાય ૬૭

સુર કે ધન્ય આ ધરણીતળને, ધન્ય પરવત ભંડાર;
ચતુર ભુજના ચરણ પડયા જ્યાં, ભેટયા ભકત ઉદાર. ૬૮

ધન્ય ગ્રામ દેહુ જ્યાં હાવા, જનમ્યા હરીજન આપ;
એમ કહી સુર ગયા સ્વર્ગમાં, લહી માહાજનનું માપ. ૬૯

રજા માગીને રમેશ ચાલ્યા, પામ્યા અંતરધ્યાંન;
તુકારાંમના ઉરમા બેઠા, સોધી સુદર સ્થાન. ૭૦

મલીન સ્તન સુરભી ના હોયે, વળગે વછ જે વાર;
તર્ત વછુટે વાર ન લાગે, પયની પુરણ ધાર. ૭૧

કલ્પતરૂની નીચે જાઇ, કરે કલ્પના જેહ;
સફળ થાય ક્ષણ વાર ન લાગે, અંતર ઇચ્છું તેહ. ૭૨

તેમ અજન્મા ભકત ભાવના, ધારી લે અવતાર;
તુકારાંમ પરવતથી પળીયા, તે આવ્યા નીજ દ્વાર. ૭૩

કૃપા કરી કરૂણાસાગર કે, ખર્ચે ખડેના જેમ;
જમવાપર તમ વૃદ્ધી થાયે, પરમારથમાં એમ. ૭૪
મન ક્રમ વચને પરમારથમાં, સંતત સેવા થાય;
રેવા રસીકમાં નીશદીન વૃત્તી, બીજું ચીતના માંહ્ય. ૭૫
॥વિશ્રાંમા॥ ચાહ્ય નચીત બીજું કશું રે, પરમારથમાં પ્રેમરે
રેવા રસીક રાજી રહે, સઉની સેવા એમરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते प्रभु क्रपा वर्णनो नाम पंचवीसमोऽध्यायः ॥

---

## अध्याय २६ मो.

॥ રાગ બીહાગ ॥

ભકતી ભાળો ભગવંતમાં, તુકારામની તેહ;
વ્યાપક વિશ્વપતી લહી, રાખે સઉપર નેહ ભક્તિ ૧
પુરમાં પધારયા તે દિવસથી, પોશીપરને એ ખાય;
નીહીતો અશન પોતે ના કરે, બેઠા હરીગુણ ગાય.ભક્તિ ૨
સંત સાધુ દ્રીજ દીન કો, અભ્યાગત ને અતીત;
વાળી લાવે પુરબાહારથી, પોતાને ઘેર નીત્ય ભક્તિ ૩
અરપે છે આસન આદરે, ધુવે પાત્રમાં પાય;
તીર્થ લહી કરે પાન તે, નીમ નીત્ય સદાય. ભક્તિ ૪
ચંદન ચરચી ને પુષ્પનો, ઘાલે કંઠમાં હાર;
સાષ્ટાંગ નેહે નમન કરે, ચાંપે ચરણ તે વાર ભક્તિ ૫
ભોજન વળતી દે ભાવથી, ચાંપે થાકયાના પાય;
શયન કરાવે સુખાસને, ઢોળે તાપમાં વાય. ભક્તિ ૬

કીરતન થાય ત્યાં જાય છે. ગાય હરીગુણ આપ;
મનન કરે બેશી કો સ્થળે, ટાળે પારકા તાપ ભક્તિ ૭

ભકતોને નાચવાની જગા, પેહેલા તે સ્થળ જાય
વાળે ત્યાં કાંકરા કર વતે, કોને વાગે ન પાય. ભક્તિ ૮

ભકતોની રાતે સભા મળે, ઝાલે પોતે મશાલ;
કીરતની થાકી બેસે જઇ, ચાંપે ચરણ તાં હાલ ભક્તિ ૯

શીતળ જળ લાવો સર્વને, પ્રેમ પુછીને પાન;
જે જાય તેને વળાવીને, કરે નમન મહાય. ભક્તિ ૧૦

કીરતન પોતે ઉભા કરે, ગોપીવર ગુણ ગાય;
પ્રેમનાં આંસુ વહ્યા કરે, ગીરા ગદગદ થાય ભક્તિ ૧૧

હરીગુણ ગાતાં હસે ક્ષણે, ક્ષણે રૂદનજ થાય;
નાચે છે લજ્જાને પરહરી, સમ દરશી સદાય ભક્તિ ૧૨

ભાગવતી સઉ ભકતનાં, રહ્યાં સક્ષણ માંહ્ય;
પ્રેમનુ પુતળું પ્રગટ એ, જોવા જેવુ છે ત્યાહા ભક્તિ ૧૩

સત્યવાદી સરવોપરી, પ્રાણીના પ્રતીપાળ;
પોતે ભુખ્યા રહી અરપી દે, તે પરમાને થાળ ભક્તિ ૧૪

સેવા કરે જન સરવની, ત્રણગુણાતીત છે સંત:
કામ ક્રોધ મદ લોભ તે, નથી ઉર ઉતપન. ભક્તિ ૧૫

નરનારી કાંમ કો ભાળવો લાગે કરવાને તેહ;
પોતાના ઘરનુ મુકે પડ્યુ, ખરા ખપનું છે જેહ ભક્તિ ૧૬

પોતાની પાસમાં વસ્તુ જે, માગે કો જન જાહ્ય;
તરત કાઢીને દે તેહ્યને, વાર લાગે ની ત્યાંહ્ય. ભક્તિ ૧૭

વ્યાપક વિશ્વપતી લહી કરે બોલે તે કાંમ;
સત્યપ્રીય હીતકારક, વશાં વાચાને ઠાંમ ભક્તિ ૧૮

શત્રુને મીત્ર સમાન બે, નીંદા ને સ્તુતી તેમ;
હર્શને શોક સમાન બે, આપે વરતે છે એમ. ભકિત ૧૯
બ્રહ્મ થઇ ભ્રષ્ટ ઘણા ભમે, હીતપરનું ન ચાહ્ય;
ભાંડની પેઠ ભાશણ કરે, લુંટી લોકનું ખાય ભકિત ૨૦
રડતી હોયે પ્રજા પારકી, તરત રાખવા જાય;
આપીને કેક રાજી કરે, બેશી નવ રહેવાય. ભકિત ૨૧
વસ્તુ ચોરી જાય ઘર તણી, તોહ્ય ખેદ ન થાય;
કંચન કચેરા સમા ગણે, લાભે ના હરખાય ભકિત ૨૨
એમ થતાં એક અવસરે, નારી ઘરની છે જેહ;
નાહાવાને બેઠી છે કોટડી, વસ્ત્ર ઉતારી એહ. ભકિત ૨૩
વસ્ત્રનો છેડો દેખાય છે, નાખ્યો કોટડે જાંહ્ય;
ચોળવા માથુ માંનની, બેઠી આનંદ માંહ્ય. ભકિત ૨૪
બારણે બેઠા ભજન કરે, તુકારાંમ તે વાર;
તે તકે દુરબળ બ્રાંમણી, આવી કરતી પોકાર.ભકિત ૨૫
ભકતને આવી કહ્યું કને, નથી વસ્ત્ર હું પાસ;
ટાઢે મરૂ છુ નૈ હોડવા, તાપુ બાળીને ઘાસ ભકિત ૨૬
ઘરની ગરીબી મારી ઘણી, નથી બદલવા કાંય;
ફાટ્યુ ટુટ્યુ જુનું હોય તો, આપો આ પલમાંહ્ય ભકિત ૨૭
આવી દયા સુણી શબ્દને, તુકારાંમે તે વાર;
દેખાતુ વસ્ત્ર વામા તણું, તાંણી આપ્યું તે ઠાર ભકિત ૨૮
બ્રાંમણી મનમાં મગન થઇ. પડી મારગે તાંહ્ય;
ઉઠી તુકારાંમ તે ગયા, ઇંદ્રાયણી તટ માંહ્ય ભકિત ૨૯
ભકત તાં બેશી ભજન કરે, ઘેર શી ગતી થાય;
નારી નહી પટકુળ જુવે, ધારયુ તાં ન દેખાય. ભકિત ૩૦

ત્રાસ પડયો જોઇને જગા, આને શું કહેવાય;
બીજું બદલવા નથી કશું, અબળા અ મુંઝાય.ભકિત ૩૧
વામા કરે વલોપાતતાં હાવે શી ગત્ય થાય;
બુબાઇ નામે દાસી નથી, છાંણા વીણવા જાય. ભકિત ૩૨
તનયા નાહાની ઘરમાં નથી, જેનું ગંગાબા નામ;
રાંનવી તે રમવા ગઇ, ઠાલો મુંકીને ઠાંમ. ભકિત ૩૩
છોકરો નાહાવા નદી ગયો, જેનું મહાદેવ નાંમ,
નાંહાંનો વીઠુબા તે સાથમાં ઠાલુ ઘર તે તમામ ભકિત ૩૪
દોડશે દેવળે તાં થકી. ફળ ઝાડ સમાંન;
બાપ જેવા થયા બાળકા, કેમ પાંમશે ધાંન ભકિત ૩૫
કાસી ભાગીરથી મોટી બે, પળી સાસરે તેહ;
ભાંન વનો ઘેર ભાયડો, બેઠો બારણે એહ ભકિત ૩૬
તે તકે બ્રાંમણી ભીખવા, આવીતી કોઇ રાંડ;
માગતી વસ્ત્ર મેં સાંભળ્યું, નાઠો આપીને ભાંડ ભકિત ૩૭
દોડયો ગયો અહીંથી દેવળે, મળવા માંખણ ચોર;
કાળીયા વણ સુજ્યુ ના કશુ, છે હરાયો ઢોર. ભકિત ૩૮
હાંસે પીતાએ એ હોરીયું, નથી પેહેરયું મેં માસ;
વરવીયે વણસાડાયું, આપ્યું તાંણીને ખાસ ભક્તિ ૩૯
ઘરમાં ઘંટી ને એકાદશી, દાંણો મુશક ન ખાય;
તેમાં દાતારીનો દીકરો, ટકો રળવા ન જાય. ભક્તિ ૪૦
મરનારી મોટા ભવીશની, ઘાટડી હોડી ગઇ,
કર્મે હીણી હું કેડે પડી, દુઃખ વેઠવા રહી ભકિત ૪૧
નાહાવણીયુ હતું બારણે, ચણેલુ ચારે પાસ;
વસ્ત્ર વની ઝુરે મહી રહી, તનમાં બહુ ત્રાસ. ભકિત ૪૨

તે તકે નગ્રની નારીયો, આવી બોલાવા તાંહ્ય;
લગ્નનો દીવસ તે હતો, પેડી મંદીર માંહ્ય. ભકિત ૪૩
બોલીયો ચાલોજીજાઇતાં, હજુ કેટલી વાર;
ત્યાર થઇ અમો આવીયાં, થયાં તેડાં બે ચાર. ભકિત ૪૪
જીજાઇ કે જાઓ સઉ તમો, હાલ મેની અવાય,
બીજી બોલી કરવો ચાંદલો, પાછા તે થકી પાય ભકિત ૪૫
સાડીનો હોય સમો પેહેરવા, તર્ત સાવધ થાઓ;
એમ કહી વળી અંગના, બોલી કે તમો જાઓ. ભકિત ૪૬
સુંદરી લહી સંકોચમાં, જાંણી વીકલે વાત;
પોતે પીતાંબર તે જગા, મુકયુ જે ભલી ભાત ભકિત ૪૭
આવી સુવાસ એ દરશીયુ, પેહેરયુ હરખી અપાર;
કરમ કે કાળીયાયે કરયુ, નથી બીજાનો ભાર. ભકિત ૪૮
ભાંન વનો કરયો ભાયડો, કરે તેમાં શો પાડ;
કેવત્ય ચાલે અનાદીની, પડે ખોદે તે ખાડ. ભકિત ૪૯
તે પેહેરી સદનમાં સંચરી, અતી તેજ અંબાર;
પેહેરી તે પરવરી નાત્યમાં, ઝાંખી થઈ સઉ નાર. ભકિત ૫૦
રૂપે રમા સરખી થઈ, ભાળી બોલી કો બાળ;
જો હાવી સાડી છે કોઈની, રમ્ય રૂપ રસાળ. ભકિત ૫૧
બીજી બોલી બોલ્યા લોકના, તરતી જોરી ઘેર;
હાવે ફરે છે આ ફુલતાં, બહુને બેસાડયા હેર. ભકિત ૫૨
કો કેહે વરવીદેહી થયો, જવા જાંને શું તાંન,
રંગ પતંગનો પ્હોરરે, તેમાં શાં અભીમાંન ભકિત ૫૩
આવલી આવી સદન પ્રતિ, કરે ઘરનું રે કાંમ;
બેઠા તુકારાંમ જઇ નદી, વીત્યા દીવસ બે યાંમ. ભકિત ૫૪

રામાયે રોટલા મોકલ્યા, સુતા પોતાની સંગ,
ભક્ષ કરીને ભજન વીશે, રાખે અમીત ઉમંગ ભકિત ૫૫

રાત્ય દીવસ રટના કરે, થાય નીદ્રાકો વાર
ચોટલી બાંધી ઉંચી પછે, ભજને એક તાર ભકિત ૫૬

ડોલુ આવે તો તણાય છે, કશી કાયાને એમ
નીદ્રાનો નાશ પછી થયો, વાધ્યો તન મન પ્રેમ ભકિત ૫૭

અંતઃકરણ ને ઇંદ્રીયો, મન સ્વાધીન થઇ;
ચક્ષુ મીચીને જુવે સઉ, પગ વણ શકે જઇ ભકિત ૫૮

શ્રોત્ર મીચીને શ્રવણ કરે, હાથ વગ સઉ સાહાર;
ગંધ ગ્રહે વણ નાશીકા, વીના મુખ સઉ ખાર ભકિત ૫૯

પરમારથે આપે પ્રાણને, થાકયાનો વહે ભાર
ફેરો ખાયે ફાવે તેહનો, નીરે ગાયોને ચાર ભકિત ૬૦

આંધળા પાંગળાં લંગડાં, આપે સાધીન આહાર
વૃદ્ધ પ્રજા વનાં રોગીયાં, ખોળી પોસે અપાર ભકિત ૬૧

પીષ્ટ સાકર ઘ્રત મેળવી, નાંખે કીડીયો જોઇ.
તરણું લીલું તે તોડે નહીં, ભુખ્યું ભાળે ન કોઇ ભકિત ૬૨

પક્ષીને અંનથી પોસતા, આપે શ્વાનને આહાર.
ઢોર અદુગ્ધને ઘાસ દે, પાય જળ જઇ ડાર ભકિત ૬૩

વૃત્તી અહિંસક આચરે, કોને કષ્ટ ન થાય;
ઉષ્ણકાળે જળ શીત લેઇ, વાટે પંથીને પાય ભકિત ૬૪

મોંહાને મંદીર લેઇને, કરે કઇ ઉપચાર;
અશન વશન સુવા બેસવા, રાખે માગે ને ત્યાર ભકિત ૬૫

છે જડભરત સરી ખડી, જેની વૃત્તી તમામ,
કામ કઠણ કોઇ ભાળવે, કરે તે વણ દાંમ. ભકિત ૬૬

કોવાર ઇંદ્રાયણી તટે, કરે ભજન એ આપ;
તે વેળા કો આવી બોલીયો, તેણે દીધો જવાપ ભક્તિ ૬૭
નવલખા ગ્રહસ્થની ખડકીયે, માહારે જાવુ છે તાંહ્ય;
તેમ અજાણ્યો છું વાટનો, કદી આવ્યો ન આંહ્ય.ભક્તિ ૬૮
તર્ત ભજનમાંથી ઉઠીયા, ગયા લેઈ તેને દ્વાર;
પાછા આવ્યા ચાલ્યા ચૌટેંડ, ભાળી વૃદ્ધ કોહાર .ભક્તિ ૬૯
બ્રામણી જાને જીરણ તનું, ગ્રહી લાકડી હાથ
શ્વાસ ખાતી બેઝે ચાલતી, બોલ્યા તેમની સાથ.ભક્તિ ૭૦
બેસો માજી મારી ટોકપર, કેશો તાં લેઇ જાઉં;
વૃદ્ધા કે તેલ લેવા જવુ, એ દુખે ગભરાઉં. ભક્તિ ૭૧
ભકત કે પાત્ર પૈસા મુને, આપીને જાઓ ઘેર;
લાવીને ત્યાં આપી જશ હું, કરે સઉનું એ પેર.ભક્તિ ૭૨
વૃદ્ધા આનંદ પામી અતી, લાવી આપીયુ તેલ,
બોલી કે તમ ઉપકાર હુ, શાણે વાળુ નમેલ ભક્તિ ૭૩
બોલ્યા તુકારાંમ તે તકે, વદો વીઠલ માત;
બારવાર બદલો વઝ્યો, ઉઠ્યા થઇ રળીયાત. ભક્તિ ૭૪
તે પછી દીવસ કેટલે, બોલી ડોશી કો પાસ;
અચરત એક અમે લહ્યું, પોત્યું તેલ બો માસ.ભક્તિ ૭૫
તેલ તુકારાંમની કને, મે મંગાવ્યુ તું બાઈ,
આઠ દીવસ સુધી ચાલતું ગયો માસ ગસાઇ. ભક્તિ ૭૬
દીસે હજુ આણ્યું એટલું, એ તે શું કહેવાય;
તે સુણી વાત બધે થઇ, પાત્ર લેઇ દેવા જાય. ભક્તિ ૭૭
સાંપે તુકારાંમને સઉ, પાસે પૈસા ને પાત્ર;
કોથળીમાં નાંખી એકઠા, જેવા જેવી છે જાત્ર. ભક્તિ ૭૮

પાત્ર પરોવી દે લાકડી, પૈસા કોથળી માંહ્ય;
કંઠે બાંધી પાત્ર સઉ ધરે, લે છે મુલ સમ તાંહ્ય ભકિત ૭૯
તેલી પુછે કીયા પાત્રમાં, ભરે કેટલા દાંમ.
ભકત કે સઉ ધન ધારીને, રેડય પાત્ર તમાંમ. ભકિત ૮૦
એ રીતે સઉ આશરા ગતી, મુલ દરશીને માલ;
સાંપે તુકારાંમ સરવને, થાય મુલ સમ હાલ. ભકિત ૮૧
તોળી જુવે નીજ પાત્રનું, મુલ પરમાંણે થાય,
દીવસ ઘણા સઉ વાપરે, તોયે પાત્ર દેખાય. ભકિત ૮૨
એમ કરે કહે તેહ્યનુ ખોળે ચૌટે મજુર;
વણ મુલે ઉંચકીને પળે, ગમે તેટલે દુર. ભકિત ૮૩
પાલાંને પોટલાં ચારયનાં, પ્રેરે લેઇ પરગાંમ;
હરખે હેવા કાંમે જાય છે, કોનો લે નહીં દાંમ. ભકિત ૮૪

॥ વિશ્રાંમ ॥ દાંમ ન માગે દોકડોરે, કરતાં પરોપકાર;
રેવારસીક રંજન થવારે, મુકયો છે દેદારરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते तुकाराम भक्ति वर्णनो नाम षड्वीशोध्यायः ॥

---

## अध्याय २७ मो.

॥ રાગ ધનાશ્રી ॥

નાભાજી કહે સાંભળો સ્વાંમી, જેનો આગવો અંતર યાંમી. ૧
તેલ લેવા ઘણાંકનાં જાય, સઉના પઇસા તે એકઠા થાય. ૨

ધાલી કોથળી કંઠમાં નાંધે, પાત્ર લાકડીમાં ન્યારાં બાંધે. ૩
મુકે તેલીકને જઇ ઝારે, પુછે કીયામાં કેટલુ તાહારે. ૪
તુકારાંમ કે ધન ગણી લીજે, તેનુ આવે તે સૌમાં ભરીજે ૫
તેલી કે કેમાં કેટલું આણુ, તુકારાંમ કે તે હુ ન જાણું. ૬
ભરે થાકી તે મુલને માપે, તુકારાંમ તે ત્યાં લેઈ આપે. ૭
જારે ખડકીમાં લેઈ તે આવે, બેશી વચમાં તે સઉને બોલાવે. ૮
પોત પોતાનાં પાત્ર તપાસી, લે ઉપાડી તે ખડકીનાં વાશી. ૯
લેઈ ધરમાં ને તોળે છે જ્યારે, થાય મુલને માપે તે વારે. ૧૦
પરીબ્રંહ્મની પુર્ણ કૃપાયે, મુલ માફક તેલ તાં થાયે ૧૧
તુકારાંમ તો વીઠ્ઠલ ભાખે, સઉમાં કાળજી કેશવ રાખે ૧૨
કરે વઈતરૂ કહે તેનું ધાઇ, સુણી શબ્દ ધાયે હરખાઇ. ૧૩
કોડી કોઇની કરમાં ન ઝાલે, પરમારથમાં ગળુ ઘાલે. ૧૪
જોઈ આવલી તે અકળાય, વાટે લોકને ભાંડતી જાય ૧૫
પીડે લોક અભાગીયા દાહાડે, ગાંડો બળધનો બોજો ઉપાડે. ૧૬
બીજી વનીતાઓ કે થઇ રાંક, વૃથા લોકનો કયાં કાઢુ વાંક. ૧૭
કરે મારગે જાતો લવારો, જાતે ઢંગ વનો ધણી તાહારો. ૧૮
લે છે વાટેથી વઈતરૂ માગી, તેમાં લોકને નંદુ છું નાગી. ૧૯
ગુણ દેખે તેને સઉ ઝાલે, એવી રીત અનાદીની ચાલે. ૨૦
લાભ દેખીને સ્વારથ થાપે, ગાય ચમરીનાં પુચ્છ સઉ કાપે. ૨૧
સઉ ગુણમાં દ્રષ્ટીયો ધારે, મૃગમદ માટે મર્ગને મારે. ૨૨
સારી શુકની વાંણી લહી જાંહ્ય, પુરી રાખે સૌ પાંજરાં માંહ્ય ૨૩
કષ્ટ ગુણની સાથે ઘડેલું, જેવું કુંદન હીરે જડેલુ. ૨૪

આવે ખાવાને બારથી ચાલી, દેજે ઘરમાં શીખામણ ઘાલી. ૨૫
તેલ એ લાવી આપે છે જ્યારે, ચાલે ત્રેણ ઘણુા દીન તાહારે ૨૬
એમ ધારી મગાવે એ પાસ, નથી કોઇને આપનો ત્રાસ. ૨૭
દાંમ ખોટો હોયે આડે આંક, તેમાં જોનારનો શોએ વાંક. ૨૮
એમ ચરભડી તે ગઇ ચાલી, રહી આવલી તે નીચુ ઘાલી. ૨૯
તુકારાંમ કરયો જાનશ્રંમ, દેખ પુરૂપને પુરાણ બ્રંહ્મ. ૩૦
રાખે સતત હરી માંયે ધ્યાંન, દેખ કાંતાને કમળા સમાંન. ૩૧
એમ ધારીને ઉલટ આંણી, ભરે બ્રાહ્મણોને ઘેર પાણી. ૩૨
વાળે બારણું જાઇ સદાય, કોને કાંકરા ખુંચે ન પાય. ૩૩
કોઇ પારધી પક્ષીઓ ઝાલે, નમી તે ગમે તેયે આલે ૩૪
કરી વીનયને જીવ મુકાવે, પ્રાણી હીંસક ઘરમાં ન લાવે. ૩૫
સંત સાધુના સેવક થાય, તેનુ ઉછીષ્ટ પ્રેમથી ખાય. ૩૬
બ્રહ્મરસથી અધીક તેને માંને; રામ રટણ ભરે સઉને કાને. ૩૭
ઘેર આવલી પરમ અનાડી. ફરે તે થકી ફટકયો એ દાહાડી. ૩૮
એક દીવસ કહે ઘેર નારી, આવ્યો શ્રાધનો દિવસ વિચારી. ૩૯
કરશો શા થકી ભગત ભોજન, ઘરમાં ઓરવાનું નથી અંન ૪૦
કરવું હોય તો લાવ્ય કંઇ થાશે નીતો બાપ આવ્યો તેવો જાશે ૪૧
તુકારાંમ કહે વગડામાં જાવું, મળે શાકભાજી તો તે લાવું. ૪૨
પીત્રી આવ્યાના નીરમુખ જાય ભાવે અરપ્યું તે ભોજન ખાય ૪૩
આવી આરત્ય અવસરે આવો, સંમે વીઠલ સત્વર ધાઓ. ૪૪
એમ કહી પછી રાંનમાં જાઇ. બેઠા વૃક્ષની છાયાને સાહાઇ. ૪૫
ઝાલ્યાં કરતાળાં કરમાં તે વાર, પરીબ્રંહ્મને કીધો પોકાર. ૪૬

સગાં વાહાલામાં સામળા આપ, પુરા પીત્રીયો મા અને બાપ ૪૭
કાંમ કપરી વેળે કરનાર, મારા માથાનો સઉ તને ભાર. ૪૮
નથી લેવાને દેવાનું માહારે, પડશે ઢાંકણું પુરવું તાહારે. ૪૯
એમ કેતામાં કણબી કો આવ્યો, તુકારાંમને હસ્તાં બોલાવ્યો. ૫૦
કહ્યું આ ઘઉં ઉપાડવા હાલો, તુકારાંમ કે લ્યો તારે ચાલો, ૫૧
મચ્યા જાઇ મજુરાંમાં જાતા, મુખે ગોવીંદના ગુણ ગાતા. ૫૨
રામા રામા મજુરો કરે છે, થોલ જોઇને બેશી ડરે છે. ૫૩
તુકારાંમ મચ્યા શર ચોટયે, ધાલ્યું કામનું ગાળીયું કોટયે. ૫૪
પરમારથે શકતી છે સુરી, કરે બીજાથી બમણી મજુરી ૫૫
જરા જંપી ન બેશે કો વાર, લાગ્યો વીઠ્ઠલ નામનો તાર. ૫૬
ઘઉ ઉપાડે થઈ રળીયાત, ગયા ભાજીની ભુલી તે વાત. ૫૭
પરમારથે વેળા ખુવે છે, ઘેર વામા તે વાટ્ય જુવે છે ૫૮
જેને ચોથો નથી મુળ પાયો, ગાંડા કયાં જાઇને એ ઘલાયો. ૫૯
કહુ કીયા ધણી કને બાઈ, કરી રાંનવે બા રઝવાઇ. ૬૦
કહી વેશ કઢાવ્યો મેં પેહેલો, ચોટયો વગડે જાઈ તે વેહેલો. ૬૧
કાંમે કોકને એ ધાયો જાય, માહારો છેડો ઝાલે ઝબે થાય. ૬૨
જોડું આ વીધીને કયાં જડેલું, માહારૂં કરમ કયાં બેશી ઘડેલું.૬૩
આ કઢાપાએ કાંતાને આયા, દયા સીંધુતાં ધાંસમાં ધાયા. ૬૪
તુકારાંમનું લેઇને રૂપ, લાવ્યા સામગ્રી સઉ ભવ ભુપ. ૬૫
માથે ગાંસડો લેઇને આવ્યા, સાથે એક મજુરને લાવ્યા. ૬૬
બોલ્યા બારણે આવી તે વાર, લે ઉતારય લાગ્યો મુને ભાર. ૬૭
આવી આવલી તે ઉતરાવ્યું, ધન પાત્ર તે ઘરમાં ધરાવ્યું ૬૮

જેનું દરશન દેખે ન સુર, થયા ભકતને માટયે મજુર. ૬૯
નવે નીત્ય નાચે રહી પાસે, ઝેના ચંચળા ચરણ તળાસે. ૭૦
કહે કાંતાને તાં અવીનાશી, સઉ સાહીત્ય છે લે તપાસી. ૭૧
રૂડી કરજે રસોઇ હું જાઉં, જોઇયે વાસણ તે લેઇ આવું. ૭૨
એમ કહી ગયા વાસણ લાવ્યા, પછી નોંતરાં દેતા તે આવ્યા ૭૩
નારયે દાળ ચોખા ઘઉં લોટ, મેવા સાકર નૈ કશી ખોટ. ૭૪
સઉ મસાલો કમી નહી કયાંહ્ય, ધારયું નીકળે ગાંમડા માંહ્ય ૭૫
દીધાં નોતરાં પુરમાં તપાસી, ઝેમાં કોઇ ન રહે અપવાસી. ૭૬
કેછે આજ પીતા તણુ શ્રાધ, જમા આવજો ધરશો ન બાધ ૭૭
ગામ ધુમી વળ્યા ગુણાતીત, લાગે લોકને તે વીપરીત. ૭૮
બોલ્યો એક તાં આવતો ચાલ્યો, આજ સંસારમાં જીવ ઘાલ્યો. ૭૯
બીજો બોલ્યો કે એ નહી સાચું; ઘરમાં ઘંટ વાગે માટે કાચું. ૮૦
ડાહ્યો અંનનો ઘર માંહયે ઠાંમ, ગતી વીનાએ ચીતરયું ગાંમ. ૮૧
એક બોલ્યો કે શોભાને સારૂ, કેછે તેમાં શું લે છે તમારૂં. ૮૨
જમી આવોતો જાણજો સાચુ, નીતો ગાંમ ઘેરયું ત્યાંથી કાચું ૮૩
એમ કરતાં થઇ વધુ વાર, થઇ સરવે રસોઇ તૈયાર. ૮૪
તેડાં કરવા ગયા ઘેરે ઘેર, કરો આજ માહારી પર મેહેર. ૮૫
મળી જાતીલા લોક વીચારે, તુકો તાળીયો પાડવા ધારે ૮૬
બોલ્યા બીજો ચાલો સઉ પહેલા, ઘેર ખાવાને આવીશુ વહેલા. ૮૭
ચાલો વહેલા ન ધરશો પ્રમાદ, મળશે તુળશીનો કંઇક પ્રસાદ ૮૮
ખોટા હાથે કરીએ દેખાશે, ઓછું આપણું શું એમાં થાશે ૮૯
બોલ્યો એક કે સૌ સાથે ધાયો, ફરી ઓરીયો ને લે એ લાવો ૯૦

એમ ધારીને નાહી ભરાયા, કરવા તેવડય ત્રીકમ ધાયા. ૯૧
મુકયાં આસન બેસવા કાહાડી, પુરી રંગોળી શોભા દેખાડી. ૯૨
થાળ આંણી મુકયા સઉ આગે, જળ પાત્ર જોવા જેવાં લાગે ૯૩
પીરશાં પાંચે પોતે પકવાંન, મુકયાં વ્યંજન ચટણી તે સ્થાંન. ૯૪
કરી કેસરી અરચા કપાળે, સારી શોભા રહી સઉ ભાળે. ૯૫
હાર કુસુમના કંઠમાં ઘાલી, રજા જમવાની ઇશ્વરે આલી ૯૬
શાક પાક ફરે સઉ ઠાંમ, લેજો માગી જે જોઇએ તમાંમ. ૯૭
મુખવાસનાં બીડાં તમાંમ, બેઠા વેંચીને સુંદર શાંમ ૯૮
જમી વીસ્મે થયા સઉ જંન, તુકારાંમને કે સઉ ધંન. ૯૯
તમ જેવું ન કોઇથી થાય, ઝાં લખેશરી લડથડી જાય. ૧૦૦
તુકારાંમ તાં બોલીયા આપ, આ સઉ વીઠુલવરનો પ્રતાપ. ૧૦૧
જમી લોક જીજાઇને કેછે, હાવે ભગવત સઉ સમજે છે. ૧૦૨
બોલી તારૂણી તે તેણી વાર, ના ભરોંસો રખાય લગાર. ૧૦૩
હતો તે પલમાં થઇ જાય, નથી ઢંગ ધડો જે કળાય. ૧૦૪
એમ લોક કહી મળી જાય, વારા ફરતી આવી સઉ ખાય. ૧૦૫
તાં ગરીબ અનાથ જે આવે, તે જમીને બીજાંને બોલાવે. ૧૦૬
જમી જાય છે તાં સઉ જાતી, નથી સાંમગ્રી તે સંકુચાતી. ૧૦૭
વદી આવલી વળતી વચંન, બહુ બરકત્ય પુરે છે અંન. ૧૦૮
પરીબ્રંહ્મ કે પાત્રે લ્યો કાહાડી, ધોઈ વાસણ આવું પોતાડી ૧૦૯
સાંપી આવું તારે સુખ થાય, પીડ્યા પારકી માથેથી જાય. ૧૧૦
એમ કહી લીધાં સૌ નદી તીરે, ધોઇ સાંપીયા શાંમ શરીરે ૧૧૧
લોકે મેળવ્યું ભકતનું માંન, થયા ઇશ્વર અંતર ધ્યાંન. ૧૧૨

॥ વીશ્રાંમ ॥ અ તરધ્યાંન ઇશ્વર થયારે, વરત્યો જયજય કારરે;
રેવા રસીકે રાખીયો, જગમાં જનનો ભારરે ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरित्र पाग्याने कविश्री रेवाशंकर वीरचीते श्राद्ध साहीत्य वीधी वर्णनो नाम सप्तवीशमोध्याय

---

## अध्याय २८ मो

॥ રાગ કેદારો ॥

નાભાજી પ્રતીરે, પુછે અગ્રદાસ તે વાર;
વાસણ ધોઇનેરે, આવ્યા સાંપી જગદાધાર. ૧

અંતરધ્યાંન ત્યાંરે, પામ્યા માધવ આંણી મેહેર;
ધઉં ઉપાડતાંરે, શી થઇ તુકારામની પેર. ૨

નાભાજી કહેરે, પુરૂં કાંમ થયું જે વાર;
કણબીએ પછીરે, પુળા ધઉના આપ્યા ચાર ૩

તે માથે ધરીરે, વળીયા તુકારામ તે વાર
ચાલે ચાંપમાંરે, મારગ પુળાનો લેઇ ભાર. ૪

વાટયે વાડયમાંરે, બેઠો મધનો પુડો જાય
ઘોચાયાં ત્યાંહાંરે, ધહુંનાં ડાંખળાં તેની માંહ્ય ૫

માંખ્યો ઉડીયોરે, તે માંહ્યેથી અપરમપાર;
સઉ આઝી પડીરે, તોડી તન ખાવા તે વાર ૬

ભકતે જાંણીયુંરે, પીત્રી પક્ષ પળે છે હાલ;
પુર્વજો આવીયારે, વેળ ઉપર રાખી વાહાલ. ૭

મક્ષીકા રૂપેરે, થઇને આવે હેવી રીત્ય;
તો આ દેહ છેરે, સાંપ્યો પુરણ કરીને પ્રીત્ય. ૮

ધારી એમ તેરે, એકે નવ ઉરાડે ઝાંહ્ય;
અરપણ દેહે કરયોરે, પરોપકારે તે તકમાંહ્ય ૯
ત્રીકમ તે તકેરે, ધાયા સમીર વેશે આપ;
સઉ અળગી કરીરે, માક્ષીકાયો દાખવી તાપ. ૧૦
શીતળતા ધરીરે, વળતી કીધું શાંત શરીર;
આવ્યા આંગણેરે, બોલ્યા ધીમે ગુણ ગંભીર. ૧૧
આ ધઉલાવીયોરે, કાઢી હળોને કરય કંસાર;
દીન પ્રીત્રી તણેરે, નીરમુખ જાય ન આંણી વાર. ૧૨
વનીતા તાં વદીરે; શું આ વાયુ બળ કેવાય;
ઢગલા ધાંનનારે, ના ઘરમાંથી ઓછા થાય. ૧૩
પાછા લાવીયારે, શુ સમજી પુળા દેઇ શોશ;
બેસો ભોજનેરે, અથડાઓ ઉગમતે દીશ. ૧૪
લાવી સઉ તમેરે, સામગ્રી સાંપી ઘર માંહ્ય;
ભોજન મેં કરયુંરે, નાત્ય જમાડી બેડી આંહ્ય. ૧૫
વાસણ સાંચવ્યારે, વળીયા આવ્યા આંણી વાર;
લાવ્યા ધઉ ફરીરે, માથે મુકી મણનો ભાર. ૧૬
જુવતીએ જઇરે, અંન બતાવ્યુ ઘરમાં ઠેડય;
તવ ચક્ષુ ભરયાંરે, વીઠલે માથે લીધી વેઠય, ૧૭
જુવતી કે જમોરે, સવારના ટીચાવો નાથ,
જો ભુખે ભમીરે, હાવે હેયું નવ રહે હાથ. ૧૮
તવ તુકાતણુંરે, અંતર સમજ્યુ એણી વાર;
કયાં કરીને ગયારે, મુજને મુકી જગદાધાર. ૧૯
તું નૈ આવુંતોરે, હું ને આરોગુ આ અંન,
કેહેતાં આવીયારે, જાતે પોતે જુગજીવંન. ૨૦

આસન આપીયું રે, બેઠા બન્યે પ્રેમે પાસ;
ભોજન તાં કરીરે, અંતરધ્યાંન થયા અવીનાશ. ૨૧
આવલીએ લહીરે, પાંમી મનમાં પરમાનંદ;
ભાવ તુકે લહીરે, નાહી ગાયા ગુણ ગોવીંદ ૨૨
મંદીરમાં જઇરે, ઉભા શ્રીજી સનમુખ જાઇ;
પ્રભુતા નાથનીરે, વદન કરી વરણું સમુદાઇ ૨૩
દીન દયાળ તું રે, સ્વામી સેવકના પ્રતીપાળ;
જાતી ના જુવોરે, વૃદ્ધ તરૂણ કે વયમાં બાળ ૨૪
સંતત સેવીયારે, તમને નામદેવે જે વાર;
દાંન દયા વીશેરે, ઘરના સાચવીયું કોઠાર ૨૫
પાછળ રહી પ્રજારે, પીડાવા લાગી બહુ પેર,
મોહોરો મોકલીરે, ગુપ્ત ભરી તે સ્ત્રીને ઘેર. ૨૬
રાજઈ નાંમનીરે, તે સ્ત્રી મગ્ન થઇ મન માંહ્ય.
બદલો આપજીરે, વાળી આપ્યા છો રહી ક્યાંહ્ય ૨૭
અવરણ જાત્યનારે, ચોખાંમેલા ખરે બપોર;
તાંણ્યાં તાં જઇરે, નાથ ઓલાં હાંકે ઢોર ૨૮
અવસર આકરેરે, થાવા જ્ઞાંનદેવની જીત્ય;
પોત્યે પેશીનેરે. ચલવી ત્યાં માટીની ભીંત્ય. ૨૯
દામાજી પતેરે, કાળમાં ભુપતીના ભંડાર;
તે લુંટાવીયારે, બાંધ્યો કેદ ન લાગી વાર. ૩૦
અંન્ન લુંટાવીયું રે, તેનું મુલ ગણીને તે વાર;
અંત્યજને રૂપેરે, એક રસીદ અરપી નૃપ દ્વાર, ૩૧
ધન ડાટયું મળ્યું રે, છોડયો બંધનમાંથી તાંહ્ય;
એ તાહારી દયારે, વરણી કોણ શકે જગમાંહ્ય. ૩૨

મીરાં મારવારે, કીધો રાંણાજીએ કેર;
ભક્ત ઉગારવારે, જાતે જઇને પીધુ ઝેર ૩૩
નરસઇ નાગરેરે, આપી હુંડી લખીને ઠેઠ,
તર્ત શીકારી તેરે, જાત્યે થઇ શામળશા શેઠ. ૩૪
ભક્ત કબીરનુંરે, નભવા સદાવરત હમેશ;
પોઠી લાવીયારે, વીઠલ વણઝારાંના વેશ. ૩૫
એમ અનેક તાંરે, કીધાં ભક્તજનોનાં કાંમ;
પણ ગુણહીન હુંરે, ભક્તી જ્ઞાંન ન એકુ ઠામ ૩૬
તવ વીષ્ણું વદેરે, કાય્કિ વાચીક ને માનસીક;
તપ તાહારૂં લહીરે, મન માહારૂં રીઝ્યું છે ઠીક. ૩૭
સરજ્યો તાં થકીરે, પરોપકારી તાહારો દેહ;
યાત્રાઓ કરીરે, અણુવર ચરણ કરી તેહ. ૩૮
સેવા સંતનીરે, સત્ય વચનને પરોપકાર;
એ તપ તાહ્યરૂંરે, માહારે માંટે એ સઉ ભાર. ૩૯
હરી સઉમાં લહીરે, સેવે દેહ ધારીનાં અંગ;
ભાસે ભીંનનારે, કુંદન ઘાટ સલીલ તરંગ. ૪૦
સાસરવાસિણીરે, પીહેર જાતાં રાજી જેમ;
તમ યાત્રા જતાંરે, મનથી મગ્ન રહુ છું તેમ. ૪૧
સેવા સંતનીરે, ચાંપુ ચર્ણ કથા ગુણ ગાઉં,
એ તપ તાહ્યરૂંરે, કાયિક દરશી રાજી થાઉં ૪૨
સત્ય મધુરતારે, હીતકર સ્મર્ણ નીરંતર થાય;
એ તપ તાહ્યરૂંરે, વાચીક કરી જે મુનીયો ગાય. ૪૩
મનની સ્થીરતારે, માહાગ ચર્ણ વીશે છે જેમ;
ચાતક સ્વાતીનારે, સરખો પુરણ તાહારો પ્રેમ ૪૪

સ્વાતી વૃષ્ટીનુંરે, પડતું નભમાં તે જળ પાંન,
ચાતક ના પીયેરે, પૃથ્વીપર જળ સુધા સમાંન. ૪૫

તાહારો ટેક તેરે, મારા ચર્ણ વીશે કેવાય;
તે તપ તાહરૂ રે, માનસીકરીજે મહાજન ગાય. ૪૬

આ સુણી બોલીયારે, શ્રોતા વકતા સાથ્યે એમ;
પ્રેમ પ્રભુ વીશેરે, તો એ સાધુ સેવે કેમ. ૪૭

નાભાજી વદેરે, સતીને સ્વામી વાહાલો હોય;
પણ પદ પાળનીરે, મરજી રાખે પોતે તોહ્ય. ૪૮

સસરો સાસુનેરે, નણુદા દીયેર જેઠ તમાંમ,
સઉની આગન્યારે, પાળે કરતી કેહે તે કાંમ. ૪૯

મનમાં ધારતીરે, એ તે સઉ સ્વામીનું અંગ;
તમ દેહે ધારીયોરે, ઇશ્વર લહે એને સતસંગ ૫૦

પણ ઉપાસનારે, અંતરમાં તે એક રખાય;
ઘર ઝાઝા તણોરે, જેમ પરોણો ભુખ્યો જાય. ૫૧

તેવુ ધારીનેરે, વીઠ્ઠલવર ઉપર વીશ્વાસ,
કામ તુકાતણુંરે, કરવું ખલકપતીને ખાસ. ૫૨

કેશવ કે તાંહાંરે, માહારા ગુણનું તું કર ગાંન;
બાકી નીમથીરે, છે તે પુરણ કરય આ સ્થાંન. ૫૩

તું જન્મ્યો હઇરે, પુરવે નાંમદેવ અવતાર;
ભાવીક ભકત તેરે, એની પ્રભુતાનો નહી પાર. ૫૪

તેણે હું કનેરે, કરી સંકલ્પ કહ્યુ કો દીશ;
પ્રાકત ભાશમાંરે, શતકોટી કહે ગ્રંથ કરીશ. ૫૫

મેં તે ધારીનેરે, અરપ્યો અનુભવ કવીતા કાવ્ય;
કર્યા અભંગનેરે, સંખ્યા વરણું તે હું આજ. ૫૬

ક્રોડ ચોરાંણુનેરે, તે પર ઓગણપચ્ચા લાખ;
અભંગ એટલારે, કરી વૈકુંઠ વર્જ્યો દેહે ખાખ. ૫૭
બાકીના રહ્યારે, તે વરણું હું તાહારી પાસ;
પાંચ કરોડનેરે. લાખ એકાવન બાકી ખાસ. ૫૮
જન્મ્યો તેજ તુંરે, માટયે પુરણ કરવ આવાર.
કવિતા તુજનેરે, અરપું આ ટાંણે નીરધાર ૫૯
શ્રવણી સઉજનોરે, પાંમી જાશે ભવનો પાર;
વ્યર્થ વદીશનારે, કવીતા વણ તું એકે વાર. ૬૦
એ આશીશ દઈરે, પાંમ્યા ઇશ્વર અંતરધ્યાંન;
તે વેળા થકીરે, વાધ્યો ઉમંગ તેણે સ્થાંન ૬૧
જમ કોદીનનેરે, દીપક જોવા ઇચ્છા થાય;
ભાનુ ભાસતાંરે, તેનો હર્શ ન અંતર માય. ૬૨
ઔષધ શોધતાંરે, કુંડ સુધાનો આવે હાથ્ય;
તમ રાજી થયોરે, રાંમ તુકા તે હૈયા સાથ્ય. ૬૩
હરી ઇચ્છા થકીરે, વાગીશ્વરી વદને રહી ઝાંહ્ય;
કાવ્ય અભંગમાંરે, કરવા લાગ્યા પોતે તાંહ્ય. ૬૪
ભારત વ્યાસનુંરે, તેવાં પ્રાચીન સર્વ પુરાંણ;
જ્ઞાન ઉદે થયુંરે, ગાવા હરીલીલા નીરવાંણ ૬૫
કીરતન કૃષ્ણનાંરે લાગ્યા કરવા તેણી વાર,
સાંભળી સઉજનોરે, હૈયે પાંમે હર્ષ અપાર ૬૬
જમ વૃષ્ટી થકીરે, તર્ણ ઉદય થાયે તતકાળ;
તમ સઉનાં હ્રદેરે, પાંમ્યાં શીતળ શાંત રસાળ. ૬૭
કૈં ખળ વાદીઓરે, બેઠા હરી ભજવાને તેહ;
દર્શને ધાયછેરે, નાંધી નારાયણ શું નેહ. ૬૮

નીત્ય બે પોહોરનાંરે, નીમ ધરીને કીરતન ગાય;
તે સુણવા મશેરે, ગાંમે ગાંમતણા જન ધાય; ૬૯
દીન એકાદશીરે, આવે લાખો લોક ભરાય;
શોભા શી કહું રે. રજની દીવસ કીરતન થાય ૭૦

॥ વિશ્રાંમ ॥ થાયે કીરતન રાત્ય દીન, શ્રવણી સૌ હરખાયરે; રેવા રસીકના જન લહીરે, કષ્ટ દુષ્ટને થાયરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते श्राद्ध संकट नीवारणो नाम अष्टवीशोध्याय ॥

---

अध्याय २९ मो.

॥ રાગ આશાવરી ॥

નાભાજી કે શ્રવણો સ્વાંમી, તુકારાંમ ગુણ ગાય;
તે શ્રવણીને ગાંમ ગાંમના, લોકો મળવા ધાય. ૧
દીન દીન મહીમા વૃધ્ધી પાંમ્યો, કીરતી દેશ વીદેશ;
ચ્યારે વર્ણ નમે જઈ ચરણે, રેહે આનંદ હમેશ. ૨
જમ વૃષ્ટાના યોગે કરીને, ઉદભીજ સઉ હરખાય;
એક અધમ જાતી જ જવાસા, તે જડમાંથી જાય, ૩
તેમ એક મંબાજી નાંમે, બ્રાહ્મણ કુળનો ક્રુર;
વીરક્ત વેશ ધરીને વશીયો, આખો અધમ અસુર. ૪
પેટભરો તેવો પટપંચી, થોલે રહી ઠગનાર,
તુકારાંમના નગ્રે વશીયો, દંભી અપરમપાર. ૫

ગોસાઇને રૂપે ઘરબારી, ચીચવડ ગાંમ રહીશ;
દેહુ ગ્રામ તુકાનું તાં રહે, કરીને શેવક શીશ. ૬
તુકારાંમની કીરતી દેખી, દાઝે અંતર માંહ્ય;
જાંણે જકત નમે હેને કયમ, મુજને મુકી તાંહ્ય. ૭
મંબાજીના કંઠી બંધા, તે પણ નમવા જાય;
ચંદી ખડી પડી કો નાવે, ત્યાં ભુંજર શું ખાય. ૮
એક મીણમાં બે તરવારયો, તે કલ્પે ના માય;
તેમ દ્વેષ તેની લહી તેજી, અંતરમાં અકળાય. ૯
તેથી વીપરીત વાત વીચારી, માંન તુકાનું ટાળું,
તો તો માહારૂં માપ વધે કહી, કરવા બેઠો કાળું. ૧૦
હરતાં ફરતાં વાત કરે છે, શુદ્ર વણીકની જાતી;
પ્રાકત ભાશા ગાયે કરીને, શુ વરણો છો ખ્યાતી. ૧૧
ઉત્તમ કુળના આવી બ્રાહ્મણ, પાય પડે છે એને;
જરૂર નર્ક વીશે જવાનું, સ્વામી શેવક બેને ૧૨
હું માંહાંનતને કોઇ નમે ના, તે મગ હડીયો કાહાડે;
તજી ભવાંની ભુતાં પુંજે, દેખો ધોળે દાહાડે. ૧૩
અરે અધમ જાતી તો ભાળો કયાં સુરજ કયાં રાહુ,
આખર હું બ્રહ્માનું મુખ છુ, ક્ષત્રી હોય તે બાહુ. ૧૪
વૈશ પેટથી પેદા કીધો, શુદ્ર ચરણનો વાશી;
રહયો પગરખા ઠાંમે તેને, ન નમાયે દુખરાશી. ૧૫
હુ બ્રાંમણને પડતો મુકી, નમો અધમને જાઇ,
નર્કતણા અધીકારી થાશો, જોજયો પુરાંણ ભાઇ. ૧૬
એમ લાગ લડવાનો શોધે, સઉને દે ઉપદેશ;
માંન મોડવા તુકારાંમનુ, ધારે અંતર દ્વેશ. ૧૭

તુકારાંમનુ કીરતન થાયે, ભારી ભીડ્ય ભરાય;
લોક લાજને લીધે લંપટ. ત્યાં સાંભળવા જાય. ૧૮
મંબાજી બાવો લડવાનો, લાગ તપાસે જાય;
દૈવ યોગે એ અવસર આવ્યો, શ્રવણો કહુ કથાય ૧૯
દેવળ જાતાં દક્ષણ પાશી મંબાજીનો બાગ;
તુકારામની તરૂણી ભાળી, આવ્યો લડવા લાગ. ૨૦
ભેંશ તેહ્યની આગળ જાતી, વાડ્યે કરડ્યું ઝાહાડ;
મંબાજીએ નજરે ભાળ્યું, પાડી પ્રોઢ બરાડ ૨૧
કઇકમતારાં મારયાં જાય, રાખ્યો અંતર ડાહાગ;
યાત્રા એકાદશીની આવી, લંપટે સાધ્યો લાગ ૨૨
સાયંકાળે સરવે આવે, યાત્રાવાશી તાંહ્ય;
મંબાજીએ કાંટા લાવી, વેરયા મારગ માંહ્ય ૨૩
તુકારાંમ તે તકમાં આવ્યા, કાંટે મારગ ભરીયો;
જાંણુ જાત્રી આવે રાત્યે, વાગે કટક છરીયો ૨૪
એમ ધારીને વીણવા લાગ્યા, મારગ કરવા સારો,
તે તકમાં મંબાજી આવ્યો, વેશ વૃથા ધરનારો. ૨૫
આગળ પાછળ રીશ ભરેલી, લેઇ લાકડી ધાયો;
તુકારાંમને તાડન કરવા, મચ્યો રોશે રઘવાયો. ૨૬
ડબાયલો વીષધર વીફરીને, કરડે ક્રોધ કરીને;
તેમ મારમારે માહા પાપી, અંગો અંગ ફરીને. ૨૭
તુકારાંમ મુખ વીઠલ વીઠલ, સરવે સહન કરે છે.
ક્ષમાતણી મુરતી સઉ સેહેછે, પોત્યે પ્રષ્ટ ધરે છે ૨૮
થયા લાકડીના કડકા ત્યાં, બીજું ઝયડું ઝાલે,
તે ભાગ્યું કે ત્રીજુ પકડે. ભક્ત ન તાંથી હાલે. ૨૯

એમ ઝાપટ્યાં ઝચડાં દશ વીશ. લેશ દયા ના આંણી;
બ્રાંમણ જાતી કર્મ કસઇનાં, પાડે કંટકે તાંણી ૩૦
પ્રથ્વી સરખી ક્ષમા તુકાની, જપ્યા કરે જગદીશ;
કણબી જેમ તુવેરયો ઝુડે, તમ તાડે કરી રીશ. ૩૧
શેવટ થાકી બેઠો તારે, મઠમાં થાકી આવ્યો;
તુકારાંમ મંદીરમાં આવી, અભંગ એક ઉઠાવ્યો. ૩૨
વ્યાપક વીશ્વાધાર તમો છો, વરણે વેદ પોકારી;
પાસે રહીને માર મરાવ્યો, ધન્ય દયા એ તાહારી. ૩૩
ગાળોની ગણના તે ન મળે, બોલાવો તે બોલે;
હુકમ વીના હાલે નહી તરણું, તો કયમ વાચા ખોલે. ૩૪
પુષ્પ વડયે પુજું હું તુજને, તે બદલો તે વાળ્યો;
ઝચડાં ઝાપટી બચડો ભાગ્યો, તે નજરે ના ન્યાળો. ૩૫
તારો હુકમ ન માંને કોઈ, તેથી ના કેવાયું;
હું અશક્ત વેઠીને રહુ છું, હેત તમો લેહેવાયું. ૩૬
એમ અભંગે કષ્ટી વરણી, એ આવલીએ જાંણ્યું;
તુકારાંમના કાંટા કહાડયા, હરીનું હેત વખાણ્યું. ૩૭
કયાંથી કાળીયો કરમે કાહાડયો, ગાંમ ગુદરે વાશો;
ધબીડવા માંડયો આ ધણીને, તાહારે ત્યાંથી નાશો. ૩૮
પુજા પાસે રહી કરાવી, 'અંગ સઉ' સુણાવ્યુ;
મેહેળાનાં મેણાં સાંભળીને, હરીને ઓછું આવ્યું. ૩૯
કૃપા કટાક્ષે કષ્ટ સમાવ્યું, દીન એકાદશી એ છે;
તુકારાંમ તત્પર થઇ આવ્યા, કીરતની વાટય જુવે છે ૪૦
સભા સમગ્રે તેહ તપાસી, તુકારાંમ કહે વાંણી;
મંબાજી મહારાજ ન આવ્યા, લાવો તેડી તાંણી. ૪૧

સઉની પેહેલા નીત્યે આવે, આજ વાર થઈ ઝાજી;
માટે વીનય કરીને લાવો, બંધવ બાંહયે બાહાજી ૪૨
બાજી બોલ્યા ચેન મંન નૈ, કહો અવરને જાયે;
તુકારાંમ તાં પોત્યે જઇને, લાગ્યા તેને પાયે. ૪૩
કર જોડીને વીનય કરે છે, શ્રમ થયો છે ઝાઝો;
લાવો ચર્ણ તમારા ચાંપુ, થાક ઉતરવા તાજો ૪૪
મુળ અપરાધ પડ્યા છે માહારો, હું કાંટા ના વાળું;
તો તો તમને શ્રમ પડે ના, કરજ્યો ક્ષમા દયાળુ. ૪૫
એમ કહીને શરીર ચાંપ્યું, ચાર ઘડી તે વારે;
મંબાજી લજ્જિત થઈ બાલ્યો, હું અપરાધી ભારે. ૪૬
પછી પધારયા કીરતન માંહયે. સરવે સભા ભરાઇ;
શેવા વચને શાંત કરયા પણ, રહે ઉરમાંહ્ય ધખાઇ ૪૭
જેમ અહિ ના અંના રોગે, વૃત ધારી ના થાયે;
પથરો વાચા ન વદે માટય, શું મુંની માંહયે લખાયે ૪૮
ગરધભ ભસ્મ પડાંગે ધારે, યોગી એ ન ગણાયે;
તમ ખળ કથા સુણે પણ તેથી, ગ્નાંની ના વરતાયે. ૪૯
તુકારાંમ અહીં કથા કરે છે, આવલી ઘોરે ઘરમાં;
તસ્કરે આવી મહીશી છોડી, દોરી દોરડું કરમાં ૫૦
એક જણો આગળથી દોરે, બીજો પાછળ હાંકે;
દુઝણી ચોરી ચાલ્યા તસ્કર, વેચી ખાવા તાકે, ૫૧
ગાંમ બારણે તે નીકળવા, ચાહન ચોરો ધારે;
રૂપ ભયાંનક કરી રમાવર, આગળ ઉભા તાહારે; ૫૨
કાળ મરે કપી તે દ્રષ્ટી, ભારી ભોગળ કરમાં;
તસ્કર દેખી ત્રાસ પાંમીયા, ડગ દેવાય ન ડરમાં. ૫૩

પાપી બીજે મારગ પળવા, ધાયા ને સગ ઝારે;
કાળ રૂપે તે આવી આગળ, મારગ રોકયો તાહારે. ૫૪
ધારે જે જે રસ્તે જાવા તાં તાં આગળ ભાળે;
માર મારવા માંડયો વળતી, ફટકયા ચોરો ફાળે ૫૫
ચોરે ચીતમાં એમ વીચારયુ, લીધે લાભ ન થાયે;
કાળે ઘેરી ચોમગ ઘાલ્યો, નાશી નહી છુટાયે ૫૬
આઠ દીશામાં આગળ દીસે, કૌતીક કારણ ન્યારૂં;
પાપીના પગ પાછા પડીયા, ન લહ્યુ બચવા બારૂં. ૫૭
મનમાં જાંણ્યુ માંણસ નોહ્યે, રક્ષક હેનો કોઇ;
ભઇરવ ભુત પીશાચ ભયંકર, આયુશ નાંખે ખોઇ ૫૮
છોડી ત્યાં જઇ ભેંશ બાંધીયે તાહારે જીવતા જઇએ;
ઉપાય બીજો એક ન સુઝે, માપ વના મુંઝૈયે ૫૯
એમ લહી પુરમાં જઇ પાછા, ભેંશ બાંધવા જાયે;
કાળ પુરૂપ કેડયે તવ દીઠો, પુઠય ન મુકે ધાયે. ૬૦
ચોરે ભેંશ હતી તાં બાંધી, નમન કરી ને વારે;
પુરની બાહ્યર ડગલુ દેતાં, દીઠો સનમુખ તાહારે ૬૧
મસ્ત મુશળ કરમાં ઝાલેલું, તસ્કર ત્રાસ્યા જોઈ;
જીવતું ઘેર જવાશે ના આ, જાણ્યે જમ છે કોઇ ૬૨
બે જણે બેશી વીચાર કીધો, તુકા ઇમ જ્યાં ગાયે;
ત્યાં આપણ જઇએ તો બચીએ, બીજો નથી ઉપાયે ૬૩
તેમ વીચ્યારી તે તાં આવી, પડયા તુકાને ચરણે;
વાત કરી વીસ્તારી સઘળી, રાખો જીવતા શરણે ૬૪
ભેંશ તમારી ચોરી જાતાં, આંતરીયા આ પેલે,
પાછી બાંધી આવ્યા તોહયે, પુઠય હજુ ના મેલે ૬૫

કંપે કાળ સરીખો એથી, એ હમ સાંમુ ભાળે;
સુણી સભા સૌ અચરત પાંમી, સઉ તે પાસ નીહાળે. ૬૬
બીજે પાડી બુમ તે તકે, અરે બાપ એ પેલો;
મોભ જેવડું મુશળ કરમાં, દેખું એ ઉભેલો. ૬૭
કોક તમારો રક્ષક સાચો, દશે દીશાયે ભાસે;
માફ કરો અપરાધ અમારો, એ માગું તમ પાસે. ૬૮
તુકારાંમે આશ્વાસન કીધું, વધા સભા છે જાંહી;
મંડળીયે મંદીર જોયું તો, મુરતી ન મળે માંહી ૬૯
તારે સભાસદો સઉ સમજ્યા, તસ્કર કે છે સાચું;
તુકારાંમ ત્યાં ધ્યાંન ધરી કે, જગદીશ્વર હું જાચું. ૭૦
હરજી હું કીરતન તાહારાં ગૌ, ઢોર પછી તું ધાવું;
બાળપણાની ટેવ ન ભુલુ, શીદ આ લોક હસાવું ૭૧
દોડ્યા આવે દરશાન કરવા, સ્વપને ના જૌ સાંહાંમો;
તે આ તસ્કર આગળ આવુ, યુધનો કરી અધાંમો. ૭૨
તુજને તેવડ્ય માધવ માહારી, બીજું નથી રખોપું;
અપ્રીય માહારૂ ઇચ્છે તે પર, કાળ થઈ તું કોપું. ૭૩
ક્ષમા થઇ રત્નસ્થાન પધારો, કહેતાં મંદીર આવ્યા;
મંડળીયે ભાળ્યા મહીરમાં, જાઇ તુકે વધાવ્યા. ૭૪
તુકારાંમ તસ્કરને કે છે, હાવે સુખે સધારો;
ભેંશ લેવી હોય તો લઈ જાઓ, હાથની ઝાલે તારો. ૭૫
તસ્કર કે છે અરે બાપજી, જીવતા રાખ્યા આપે,
માર મોભનો ખાતાં મરતા, બેઉ પુરવને પાપે; ૭૬
એમ ચોર કહી ચરણે લાગી, પોતે પંથે પળીયા;
મંબાજી મનમાં સમજ્યો કે, છે દેવાતણે બળીયા. ૭૭

માટે મહીમા વધવા લાગ્યો, સમજે છે શઠ મનમાં;
પણ પુરણ પ્રીતી ના થાયે, તાપ ધખેલો તનમાં. ૭૮
અંધકારનો અભાવ હોય તો, દીપક કોણ વખાંણે;
તેમ ખળો ક્ષીતીમાં ન વસે તો, કોણ ભકતને જાંણે. ૭૯
તસ્કર ભેંશ હરીના જાયે, કયેમ તુકો વરણાયે;
કરયા સ્થંભથી પ્રાગટ પ્રભુને, તો પ્રહ્લાદ ગવાયે. ૮૦
તેમ પ્રભુ યુગ યુગમાં જન્મી, ભીડય ભકતની ટાળે;
પ્રકાશ પ્રભુને ભકત કરે છે, ગુપ્ત થયા કો કાળે. ૮૧
એક સાંવતો નામે માળી, પ્રેમ પર્ખવા તેનો;
શીત ઋતુમાં કેશવે કીધુ, યોગ બન્યો જ્યાં બેનો. ૮૨
શીત વાય છે શ્રી વલ્લભ કહે, દે મુજને સંતાડી;
પેટ ચીરી કે પેશી જાઓ, ટાઢય ન આવે આડી. ૮૩
અવીનાશી ઉતરીયા હેમાં ભાવ ભકતનો ભાળી;
અનંત બ્રહ્માંડો એક રોમે, ત્યાં વાશ્યા વનમાળી. ૮૪
જાણ્યું આ સ્થળ કોઇ ની જાણે, માળી કહે વશ માહારે;
નાંમદેવે તવ ધ્યાન કરીને, ત્રીકમ ખોળ્યા તાહારે. ૮૫
લહ્યા સાંવતા માળી ઉદરે, તરત પળ્યો તે પાસે;
હાથ ફેરવ્યો પેટ ઉપર તાં, લાધી દશી તકાસે. ૮૬
પીતાંબરની તે પાઆંગળ, નામદેવે તે તાંણી;
બાહાર ખેંચી કાઢયા પલમાં, પોતે પુરૂશ પુરાંણી. ૮૭
તુકારાંમે તે સમજી ગાયો, સુત સાંવતા તેનો;
નામ વીઠોબા તેથી વદીયા, સબંધ ઉદરે જેનો. ૮૮
॥ વીશ્રાંમ ॥ ઉદરે અવીનાશી રહ્યારે, તેથી પુત્ર ગણાયરે;
રેવા રસીકને તે લહીરે, તુકારાંમ ગુણ ગાયરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते तस्कर महीशी वृतांत वर्णनो नाम एकोनत्रीशमोऽध्यायः ॥ २९

---

## अध्याय ३० मो.

॥ રાગ મેવાડો ॥

નાભાજી કે સુણો નાથજી, દયા હરી તણીરે;
થાય વીઠ્ઠલ ભકતની વાહાર, અંત્યે કાઢે અણીરે. ૧
ચોમગા ચોરને આંતરી, ભેંશ લાવીયારે;
ચાલી ચઉટામાં વીસ્તરી વાત, આરતે આવીયારે ૨
વનીતા વૃંદમાં વારતા, થઇ એટલેરે;
વદે યોશીતા આવલી પાસ, ટાંકણે તેટલેરે ૩
દુઝણી દોરાઇને જતી, પર હાથમાંરે;
વાળી વીઠ્ઠલે તે કરી વાહાર, નાંધીને નાથમાંરે ૪
આવલી પામી આનંદ તાં, જમાડયો પતીરે,
ભરી વાડયકો મુકીયું દુધ, પ્રેમ આંણી અતીરે. ૫
બોલ્યા તુકારાંમ તે તકે, તાં પ્રસન થઇરે;
વીઠોબા છે જે આપડા ઇષ્ટ, દુધ પા તું જઇરે ૬
આવલી અંતર ધારતી, મુઝાઇ હીયેરે;
ધાતુ તાંમડો પાશાણ દેવ, તે પય કયમ પીયેરે. ૭
પઃઓ પતી જાઇને તમે, સુણી જાય છેરે .
વીઠોબાને તુકારાંમ જાઇ, તે પય પાય છેરે ૮

ના આવે ધાતાના ધ્યાનમાં. વશ ભકતનેરે;
એમ કરતાં ગયા કંઇ દીન, વાહાલ વીરકતનેરે. ૯
આવલી અવળી મતી તણી, દોશ ગાય છેરે,
પામે છોકરાં છાંટો ન છાશ, પય તાંહાં પાય છેરે. ૧૦
તેમ ધારા જે સુતા લધુ, છે ભાગીરથીરે,
તેને આવલી પુછે વાત, મોહ આંણી મથીરે. ૧૧
તાત તાહારો જાઈ દેવળે, પય પાય છેરે,
તે તેં દ્રષ્ટી જોયું છે કો વાર, કહે કયેમ થાય છેરે. ૧૨
પુત્રી કે દેવ પીધા પછી. પીતાજી પીએરે;
થોડુ રહે તે આપે મુંને તાત, હર્શ ધરી હીયેરે. ૧૩
આવલી એ સુણી ઉચરી, પતીની કનેરે;
આજ હું પય પાવાને જાઉં, જોઉ કેવું બનેરે. ૧૪
ભકત કે જા ભલે ભાંમની, ખુશી તાં થઇરે;
દુધ કડકડતું કરી તેહ, મ દીરમાં ગઇ રે ૧૫
તારૂણી તાંમડી તે ભરી, ગઇ જેટલેરે;
દેખી દેવને પડીયો ત્રાસ, અ તર તેટલેરે. ૧૬
પ્રેમ નથી હેના પેટનો, ના પીઉં કદારે;
તોયે પરણ્યાનું બાળી દે પેટ, એ મુંને આપદારે. ૧૭
તાંમડી ઉકળતી ધરી, હોઠ જ્યાં અડયોરે;
તાં પતાસા જેવો તતકાળ, તે ફોલ્લો પડયોરે. ૧૮
તવ મુખ મરડયુ માધવે, પય પીઇ ગયોરે;
વામા વિસ્મે થઇ તેણી વાર, આ અચંબો લહયોરે. ૧૯
પય પીયે પાશાણ કાળીયો, થઇ ખાતરીરે,
આવી આવલી પાઇને ઘેર, તે બેઠી ઠરીરે. ૨૦

ધ્યાન તુકારાંમે ત્યાં ધરયું, ભાળ્યા શ્રીહરીરે;
દીઠો ફોલ્લો તે અધરની પાસ, થઇ ખરી ખાતરીરે. ૨૧

ભકતે પુછયું ભગવંતને, આતે શું થયું રે;
અવીનાશી વધ્યા એણીવાર, કરમ તારૂ કહયું રે. ૨૨

ઉકળતું પય પાવાને, લાવી સ્ત્રી અઇરે;
બાળી મુકયો આ હોઠ તમામ, પર્મે પીડયા થઇ રે. ૨૩

વળતી તુકારાંમે તે સઉ, કહયું નારીનેરે.
પય પાઈ બાળ્યા હરી હોઠ, અણ વીચારીનેરે ૨૪

માનુંની મુખ વાંકુ કરી, વદી તે પળેરે;
નીત્ય ગાવો છો મંદીર માંહ્ય, કૃષ્ણ લીલા બળેરે. ૨૫

ગોકુળમાં મારા નાથનો, જ્યાં જનમ થયોરે;
દાવાનળ બાર ગામનો ત્યાંહ્ય, તે પોતે પી ગયોરે ૨૬

તો જરા દુધ ઉનું હશે, તેણ્યે શું થયું રે;
મોઢું ફેરવી બેઠો તે વાર, હાલ વાંકુ રયું રે. ૨૭

એ સુણી આંસુ ઢાળીયાં, ગદ ગદ થયોરે;
માતા બાળના કષ્ટે મુંઝાય, તેમ તપી ગયોરે. ૨૮

હોઠ પીડયા સ્તુતીયે શમી, કૃપા તાં થઇરે;
ડોક વાંકી ઉના પયની, તે અદ્યાપી રઇરે. ૨૯

એમ ભીડયે ભગવંતજી, ધાઈ જાય છેરે;
પીડયા ભકતની ભાળવા કાજ્ય, ધાંસમાં ધાય છેરે. ૩૦

એકવાર તુકાંરામ તે, વગડે વહ્યારે,
ડાંસ અગણીત આવીને અંગ, સૌ વળગી રહ્યારે ૩૧

તાં તુકારાંમ ઉભા રહ્યા, ઉરાડે નહીરે,
વદે કે પીઓ પુરણ રક્ત, પરમારથ લહીરે ૩૨

આહૈ અસત જડ દુખનો, નાશવંત છેરે;
ઉરાડુ તો દુભાયે તમાંમ, પ્રાંણી અનંત છેરે, ૩૩
દીન દશામાં ઉદારતા, હાવી થાત કયાંરે;
આ અનંતનું પોષણ થાય, શીધુ સમાત કયાંરે. ૩૪
એક તનુમાં ત્રપ્તી થશે, આ બધા મળીરે,
માહારા પુણ્ય તણો નહી પાર, ભાગ્ય ગયું ભળીરે. ૩૫
એ તકે અવીનાશી તાંહાં, ધાઇ આવીયારે;
કરમાં શીંધણીનું એક પાન, ઝાલીને લાવીયારે. ૩૬
પંથીનું રૂપ પોતે ધરી, કને જાય છેરે;
પત્ર અંગ ઉપર ફરે ત્યાંહ્ય, પ્રાંણી પળાય છેરે. ૩૭
આત્રતો ભાળ્યો ન ઓળખ્યો, કાંણ ક્યાં ગયોરે,
તુકારાંમ રટે મુખ નામ, શાંત પછી થયોરે. ૩૮
ત્યાં થકી મંદીર આવીયા, નમ્યા નાથનેરે;
કરે કીરતન તે ત્રૈણ યાંમ, સઉ મળી સાથનેરે. ૩૯
ચાર ઘડી સુધ જાઇને, ઉઠી નાહાય છેરે;
પરીબ્રહ્મના પુજન કાજ્ય, મંદીર ધાય છેરે. ૪૦
પુત્ર પ્રભુની કૃપા થકી, બે તેહેના હતારે;
નાંમ મ્હોટાનું છે મહાદેવ, કુળ દીપાવતારે. ૪૧
નાંહાંનો વીઠાબા નામનો, તે ગણાય છેરે;
દઇવ યોગે પ્રજાને કો વાર, સંકટ થાય છેરે. ૪૨
પુત્ર મોહોટો જે માહાદેવ છે, તે દુખી થયોરે;
થયો બંધ પેશાબનો રોગ, કષ્ટે કળી ગયોરે. ૪૩
વૈદ્ય વારૂ બાધા આખડી, રાખે છે ઘણીરે;
કરે જે જે કહે તે ઉપાય, થાકી ઝાડાં ખણીરે. ૪૪

દોરા ચીઠ્ઠી કરે ચોઘણા, પથ્ય પાળતીરે;
અણુ માત્ર ન ગુણ જણાય, રેહે મુખ ભાળતીરે. ૪૫
પાઠ પુજા જપને ગ્રહો, તે કરાવતીરે;
દાંણા દેખાડે જઈ ભુવા પાસ વેમ વધારતીરે ૪૬
તે કહે વળગણ ભુતનું, તે નડયા કરેરે;
ચોટી આવલીને ચીત વાત, વર ડેહેરે ફરેરે. ૪૭
ટાંટીયો ઘરમાં ટકે નહી, પીડયા ના જુવેરે;
દાહાઝ દીકરાની ન લગાર, ભવ.ભટકી ખુવેરે ૪૮
અંન મુહલ અટકી પડયું, પીડયા થઇ ઘણીરે;
નથી હાવે ઉગરવાની આશ, એ દીકરા તણીરે. ૪૯
ભાયડો ભાં ૧ વનો થયો, શોધે ભુતનેરે,
જાય કંટાળી રાંનવો રાંન, સંકટ સુતનેરે. ૫૦
આકરાં ઔષધો ઘોળીને, પાઉ બાળનેરે;
રેડુ પોહોળુ કરીને વંદન, તે લહી ખાળનેરે. ૫૧
એટલે એક પડોશણી, આવી સ્ત્રી કનેરે;
કહ્યું આ બચ્ચે હેવા બાળ, લાગે નહી મનેરે ૫૨
એટલે ચક્ષુવો બાળની, ફરવા મચીરે;
કરપદ થયા કાષ્ટ સમાંન, રહી પોહોળી હડપચીરે. ૫૩
પાપ્યણી પાડોશણ વદે, બીજુ કંઇ નથીરે;
કુડુ કૃષ્ણ સેવાનું આ કષ્ટ, શીદ મરો મથીરે ૫૪
કોઇને સ્હેન સ્હે કોઇને, જેને થડ થકીરે;
ગયો દીકરો બાયડી બેઉ, કરતાં ભજન ટકીરે ૫૫
તોહ્ય ન પુંઢરી પરહરે, તાં ભમ્યા કરેરે;
ધ્યાંન ઢોકળાથી ટળ્યાં તોહ્ય, પુઠચ ન પરહરેરે. ૫૬

એ સુણી આવલી પરજળી, કોપ બો થયોરે;
પાયો મરકટને જેમ મધ, પ્રેત પેશી ગયોરે. ૫૭

વૃશ્ચીક ડંશ તેમાં કરયો, તે શું ના કરેરે;
ચાર ચે ભગાં મળીયાં માંહ્ય, દેવ એથી ડરેરે. ૫૮

મુળથી દ્રોહી દયાળની, તેમાં આ મળીરે;
સુત અંધ શકુનીની સાહ્ય, શું ન કરે ખળીરે. ૫૯

પ્યાલો પડોશણુ પૈ ગઈ, લાભ લુંટવારે;
લાગી આવલી ઘરની માંહ્ય, કાળજુ કુટવારે ૬૦

નીરમ્યુ નીમીત્ત મટે નહી, જાઉ દેવળેરે;
કાળીયાના કપાળની માંહ્ય, આ પટકુ બળેરે. ૬૧

હત્યા આપું હું હેને જઇ, પાપ લાગશેરે;
માહારો ધુળ કરયો સંસાર, આ ઘર ભાગશેરે. ૬૨

એમ વીચારી કુંવર ખભે, લેઇ ચાલતીરે;
બીજા હાથમાં લેઇ ઉપાંન, વાટયે વળી હતીરે. ૬૩

ઇશ્વરે ભાળી તે આવલી, ત્રાસ તન પડયોરે;
જાણે આબરૂ લેશે અજ્ઞાંન, યોગ આવી અડયોરે. ૬૪

ઝાંઝી આ જોડા પઝાડશે, ભુંડી ભાળમાંરે;
માહારો લોકે થશે ઉપહાસ, વેર વીશાળમાંરે. ૬૫

કેશવ કહે હાવે કયમ કરૂં, માપ ના ઘટેરે;
જોયુ વૈષ્ણવી સાંહાંમુ તે વાર, ઇશ્વરે ઉલટેરે. ૬૬

રૂકમીણી કે માં ચીંતા કરો, ક્ષણે જગકરોરે;
કરો કલ્પમાં તેનો સંહાર, ટાળો એ ખરખરોરે. ૬૭

અરૂણુ તે તોમીરને ટાળવા, શોચ શી કરેરે;
થયો પ્રગટ કે ત્રાસે તીમીર, સંકટ સઉ હરેરે. ૬૮

ભાળો કૃપાળ કટાક્ષથી, ગદ સઉ ઘટેરે;
તો એ ચરણે નમાવશે શીશ, શોચના સઉ મટેરે. ૬૯

આવલી મંદીર એટલે, આવી રોશમાંરે.
ઝાલી ચરણ ઘસરડયો બાળ, કષ્ટના કોશમાંરે. ૭૦

બે પગ ઝાલી પછાડવા, તે ઉપાડીયોરે,
તેવે શબ્દ તે આકસમાત, કોઇ એકે કહાડીયોરે. ૭૧

આરોગ્ય અરભક એ થશે, સુણી સુદરીરે;
જોયું પુત્રના સાંહામું તે વાર, મુત્ર છુટયું ફરીરે. ૭૨

શામા ગ્રહી સુત બારણે, ગઇ તેટલેરે;
જાંણ્યું મદીર થાશે અશુદ્ધ, વેહે લઘુ એટલેરે. ૭૩

જેમ ગોળો કાંણો કો કરે, જળ નીસરેરે;
એમ વેહે છે લઘુ ચોધાર, સંકટ સઉ હરેરે. ૭૪

અવરાં ઔસધો જે કરયાં, ગયાં નીસરીરે,
બોલ્યો બાળ લાગી મુને ભુખ, મા હરખે ભરીરે. ૭૫

જુવતી કે જાંણ્યુ આ જગદીશે, મુંને મારશેરે,
માટે સાજો કરયો માહારો સુત, પ્રેમ વધારશેરે. ૭૬

સુત સહી મંદીર સંચરી, તે જમાડીયોરે;
તુકારાંમે તે સાંભળી વાત, શ્રમ ક્યાં પાડીયારે ૭૭

કુંવર કુશળ જોઇને જમ્યા, તે મંદીર ગયારે;
કરવા કીરતન સંગીના સાથ, ત્યાં ઉભા થયારે. ૭૮

ગંગાધર જેમવાળ છે, ગુણનો ભરયોરે,
કહુ શાંત બ્રાહ્મણ તેની પાસ, લેખકાંતે કરયોરે. ૭૯

સંતાજી તેલી તે સંગમાં, તુકારાંમનીરે;
રેહેતો ચાકણ દેશાની માંહ્ય, ટોળી તમાંમનીરે. ૮૦

સંસાર સૌ તજી સંગમાં, તે રહ્યા કરેરે;
તુકારામની મરજી તપાસી, અર્થ અનુસરેરે. ૮૧

પત્ની જેમ પતિવૃતા, સ્વામી વશ રહેરે;
ગાડીવાન જનારને ગામ, વાહનને વહેરે. ૮૨

એમ તે મરજી અનુસરી, રહે સંગમાંરે;
તુકારામ ધરે છે ધ્યાન, વ્રત્તિ શ્રીરંગમાં રે. ૮૩

કેછે કૃપાળુ અનાથ હું, ગુણ ને કશોરે;
નથી ધરમ કરમ ક્રીયાકાંડ, પ્રેમ નથી વશોરે. ૮૪

કીરતને કાલાવાલા કરૂં, લેખે લાવશોરે;
શુન્ય સાધનીપર કરી વાહાર, આરતે આવશોરે. ૮૫

દેહ છતાં વીદેહી રહું, તે કૃપા બળેરે;
અપરાધ ગણ્યે નાવે પાર, કલ્પ લગી કળેરે. ૮૬

ભવતારણ તવ ભેટીયા, પ્રાણસમ લહયોરે;
નથી તું થકી કો પ્રીય અન્ય, મે માહારો કહયોરે. ૮૭

અદ્વૈત મત ન ગમે તુને, તેમ ધારીનેરે;
દીવ્ય દરશાન દેઉ છુ તેમ, વાહાલ વીચારીને રે. ૮૮

વેદાતથી રહી વેગળો, ગુરૂ ના કરૂં રેઃ
માટયે આપું તુને ઉપદેશ. સૌ પંડ પાધરૂં રે ૮૯

ને સુણી રૂક્ષમણી ત્યાં વદી, સુણો વીનતી રે;
તમે જેને આપ્યો ઉપદેશ, અમર થયા પતીરે. ૯૦

કૃષ્ણ તનું ધારી તે તકે, બ્રંહ્મ શાપથીરે;
કાઢયો ઉદ્ધવને તમે બાહાર, પરમ પ્રતાપથીરે, ૯૧

બદ્રીકા શ્રમમાં મોકલ્યો, તે અમર કરીરે;
કર્યું રામાવતારમાં તેમ, તે વરણું ફરીરે. ૯૨

મારૂતીને વીભીષણ શીરે, કર થાપીયારે;
તેની કોટથી કાળના પાસ, તે તમે કાપીયારે. ૯૩
તેમ તુકાને શીરે પતી, કર ધારશોરે;
તો તો અજર કરી અવિનાશ, મૃત્યુ ઉગારશોરે. ૯૪
હાસ આવ્યું હરીને સુણી, આ તેવા થશેરે;
તુકારામથી કંપીને કાળ, તે નાશી જશેરે. ૯૫
એમ કૈ મહુરત આપીયું, અવીનાશીયેરે,
મહા સુદી દશમી ગુરૂવાર, મંત્ર ઉપાશીયેરે. ૯૬
શયન તુકારાંમે કરયું સ્વપ્ન તાં થયુ રે;
નાહાયો ઇંદ્રાયણીની માંહ્ય, મન દરશને ગયું રે. ૯૭
મંદીર મારગે ચાલતાં, કો બ્રાહ્મણ મળ્યોરે;
તેના હાથનું તુળસીપત્ર, જે ના જાયે કળ્યોરે, ૯૮
તેને તુકારાંમ જઈ નમ્યા, ચરણે જઇરે;
ધરી તુળસી ચરણપર તાંહ્ય, મગ્ન મને થઈરે. ૯૯
સોમપે શીર કર મુકીયો, મંત્ર આપીયોરે;
રાંમ કૃષ્ણ રટણકર ભાઈ, શીષ્ય મેં થાપીયોરે. ૧૦૦
પુછે પરંપરા ગુરૂ તણી, કો તુને કદારે;
તો તું કેજે બતાવુ તે બોલ, સાંભળી સર્વદારે. ૧૦૧
શીષ્ય રાઘવ ચેતન તણો, મુંને સઉ કહેરે;
માહારૂં કેશવ ચેતન નાંમ, જગ જાહેર કહેરે. ૧૦૨
એમ કેજે ભજજે પ્રભુ, હેતું સાંભળીરે;
તુકારાંમ વધા દ્રીજ પાસ, તેજ તકે વળીરે. ૧૦૩
પાવન ઘર મા રૂં કરો, લ્યો પ્રસાદનેરે,
ત્યારે વિપ્ર વધો તેણી વાર, રાખજે યાદનેરે; ૧૦૪

પાશેર ઘીનું સીધું તોળી, જો આપો મનેરે;
તો તાં આવી કરૂ હું પ્રસાદ, જો તમથી બનેરે ૧૦૫

ચાલો આપું કહી કર ગ્રહી, તેડી લાવીયારે;
આપી આસન બેસાડયા ઘેર, તે મન ભાવીયારે. ૧૦૬

નારીને ઘરમાં તેડી કહ્યું, સીધું આલવારે,
માગે એટલું આપજે ઘીઈ, લાડુમાં ઘાલવારે. ૧૦૭

આવલી ઉકળીએ સુણી, બોલી બળ કરીરે;
છાંટો છોકરાં દેખે ન છેક, નેં ભાંણે ભાખરીરે. ૧૦૮

કાંણ પરાંણો પાશેરનો, માંધો લાવીયોરે,
નીત્ય નવનવા ધાગડા ધાય, પાર ન આવીયોરે ૧૦૯

એવું વચન વનીતા તણું, સુણી શ્રીહરીરે;
થયા અંતરધ્યાંન એ વાર, સ્વપ્ન ગયુ ફરીરે. ૧૧૦

આક્રંદ જાગી કરે ઘણું, ગુરૂ કયાં ગય રે;
ભવ તારવા ભય હરનાર, ભાગ્યે ભેળા થયારે. ૧૧૧

શ્રીપતી કે સ્વપ્નાંતરે, કહ્યું મે તારે;
એમ તહારે વીશે હોય પ્રેમ, તે મળશે મનેર. ૧૧૨

તું પણ સ્વપ્નમાં પ્રેમીને, દર્શ દઇ શકુરે,
કરૂં ઇચ્છા પુરણ માહારી પેરચ, ભાવ લહી ટકુરે ૧૧૩

॥ વિશ્રાંમ ॥ ટકુ ભાવ લહી ત્યાંહ્ય તુરે, અદ્યાપી એમ થાયરે;
રેવા રસીકનો વરમળ્યો, રહી અમર એ કાયર ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीने त्रोडोत्ता पयपान वीर्धी त्रगनो नाम श्रीसमोध्यायः ॥

## અધ્યાય ૩૧ મો

॥ રાગ મારૂ ॥

અગ્રદાસ કેરે, કાંતાએ ક્લેશ કરયો ઘણો,
તુકારાંમનોરે, વરણુ બળાપો શો તે તણો. ૧
શેર પા અંતરે, શીધુ પુરીને ન આલીયું,
તુકારાંમનું રે, આવલી પ્રત્યે ન ચાલીયું. ૨
ગુરૂ રીસાવીરે, ઘરમાંથી તર્ત નાશી ગયા;
તુકારાંમના રે, શા સમાચાર પછી થયા. ૩
બોલ્યા તે સુણીરે, નાભાજી વળતી કહું કથા;
જે શ્રવણ થકીરે, જન્મ મરણની ટળે વ્યથા. ૪
તુકારાંમનેરે, કર્કશાની કરણી લહી,
વજ્ર વેણનીરે, અણીયો તે ઉર ચીરી વહી. ૫
તેથી કંટાળીરે, રાંનમાં તે રવાંને થયા,
લાજ લોકમાંરે, લુંટાઇ તેથી હારી ગયા. ૬
આવ્યો આંગણેરે, જે અતીથી નીરમુખ પળે;
અંન પાંણી એરે, માગે મુખે તે ઝાં ના મળે ૭
મુઠી કણ જળરે, યાચે અનાથને ના મળ્યું;
તેવા ગ્રસ્થનુંરે, જીવે છે પણ જીવતર બળ્યું. ૮
પરમારથરે, માનુષ જન્મે નથી થયો;
પશુ પુર્શમાંરે, પુચ્છનો ફેર બાકી રહયો. ૯
સત્ય મધુરતારે, વામાને વહને ઝાં ના વશી,
કાળ કર્કશારે, દેખીને ત્યાંથી જવું ખશી. ૧૦
તેહું ધારીનેરે, વગડામાં વાસ કરયો જઇ;
કે ભલું થયુંરે, સંગતી દુષ્ટ મટી ગઇ. ૧૧

હાવે શાંતીએરે, ભજન કરીશું ભલી ત્હરે;
દીને રાંનમાંરે, રજનીયે મંદીર પરવરે. ૧૨

કરે કીરતનરે, લોક ઘણા જોવા મળે;
ચાર પોહોરએરે, રજની વીતે નાહાવા પળે. ૧૩

પછી પુજનરે, આરતી કરી વગડે વળે;
જાય ઘેરનારે, ભક્ષ કરે જે આવી મળે. ૧૪

એમ કરતાં તાંરે, માસ બે વહી ગયા જેટલે;
પાડોશણ કનેરે, કર્કશા તે ગઇ તેટલે. ૧૫

ભાંડે ભરતાનેરે. કે રડયો ક્યાં રખડયા કરે;
કળી કષ્ટમાંરે, ઠાલુ ઠેલું ઘર શી ત્હરે ૧૬

કોડી નહી કનેરે, પાંચનાં પેટ હુ કયમ ભરૂં;
બાપ ત્યાં ટળ્યોરે, જાણે હું ઝેર ખાઇ મરૂં ૧૭

મળતો નથીરે, કયાં વગડે ચોંટયો હશે;
કહી થાકી હુંરે, લાજ નાવી હેને કશે ૧૮

એમ કળકળેરે, કાળ નથી જાતો કાઢ્યો;
આવે જળ ભરીરે, વાટમાં વર સામો મળ્યો ૧૯

ધશી ધાંસમાંરે, પલવટ પરણ્યાની ગ્રહી,
રોકી રસ્તામાંરે, અંગના તે ઉભી રહી ૨૦

દંત પીશીનેરે, બોલી કે માસ બે વહી ગયા,
ચોટયો ક્યાં જઇરે, જાય વનેખા ન મેં કહ્યા. ૨૧

કીયા વર કનેરે, જોઇયે તે વસ્તુ માગુ જઇ,
તે બતાવ્ય તુંરે, કાહ્યર હું હાવે થઇ ૨૨

તુકારાંમ કેહેરે, વીઠલ રૂક્મણી બે રહ્યાં;
સીતા માતએરે, શેવીને સઉ સુખીયાં થયાં. ૨૩

તેના ચરણમાંરે, પ્રીતી પરમ એની વશી;
ઘર પાંતીનીરે, તેવડય નહી તેને કશી; ૨૪
હેવું સાંભળીરે, વામા વચન વળતી ભણે;
તમને ખાતરીરે, તો ચાલો આંગણે આપણે. ૨૫
તુકારાંમ કેરે, આપ્ય વચન મુજને ખરૂં;
કહું તે કરૂં રે, તો તારા ઘરમાં પગ ધરૂં. ૨૬
સુંણી સુંદરીરે, બોલી પ્રતીજ્ઞા પોતે કરી;
કેશો તમ કરૂં રે, પ્રાંણ પળે ન જાઉ ફરી. ૨૭
તે વચન લેઇરે. ઘર ભણી વળતી પોત્યે વળ્યા,
દ્વારે તુળશીનું રે, વન લહી બેઠા બોલે પળ્યા. ૨૮
એજ અવસરેરે, એકાદશી દીન તે હતો;
લોકે મંદીરેરે, ઉચ્છવ ના દીઠો થતો. ૨૯
ત્યાંથી જન સઉરે, ભકતને ભાવીન આવીયા;
દેખી આવલીરે, ડાકેણે ડોળા બતાવીયા. ૩૦
ધાટે ધાડાં આરે, કયાંથી અભાગી આવ્યા કરે;
અણ તેડયાં આરે, ફુલણજી કેડયે ફરે. ૩૧
તુકારાંમ કેરે, કોણ કોને ઘેર જાય છે;
માહારાં વહાલાં એરે, સરવે સગાં તેઓ થાય છે. ૩૨
પરીબ્રહ્મ તેરે, એ સઉનું પુરૂં કરે;
તારૂં જાય શું રે, પાપનું પોટલું તું ભરે. ૩૩
માટે બોલ તુ રે; શ્રવણ કથા કરય જો તરી;
આપ્યુ વચન તેરે, સંભારી બેડી ઠાંમે ઠરી ૩૪
તુકારાંમ કેરે, ઉતમ આ દેહ આપીયો;
કર્મ ઇંદ્રીયોરે, પાંચ તેમાં થીર થાપીયો. ૩૫

તેને ધારવીરે, સઉ પરમારથ કારણે;
ત્રૈણ્ય તે ભણું રે, અરપી છે પ્રાંણીને તારણે. ૩૬
તે વાણી વડયેરે, ગાવાના ગુણ હરી તણા;
સેવા દાંનએરે, હાથે કરે મળે ગુણ ઘણા. ૩૭
પગ અરપીયારે, યાત્રાઓ કરવા કૃપા કરી;
જન્મ બહુ ગયારે, ના થયું સાધન ત્યાં જરી. ૩૮
છે આ અવસરરે, સાંમટુ સાધન લે કરી;
પરમારથેરે, અરપીદે રાજી થશે હરી. ૩૯
કાલે દ્વાદશીરે, સોમવારનો સમો થશે;
ઘર આપણું રે, વીપ્રોને લુટાવી દેહશે. ૪૦
અન્ન વસ્ત્રનીરે, ચીંતા ધરીશ ન તું જરી;
એ આપ્યા વીનારે, કોઇને આપે ન શ્રીહરી ૪૧
જો સુદામાયેરે, તાંદુલ અરપીયા જાહ્યરે,
મોહોલ કનકનારે, કેશવે કરી આપ્યા તાહ્યરે. ૪૨
શીર આપણેરે, માત પીતા સંપ્રથ સદા,
કશી વાતનીરે, નહી કમી રાખે સર્વદા. ૪૩
માંની માહ્યરૂંરે, લે લ્હાંવો આ જનમ્યા તણો;
માહારૂં માંનુ તોરે, લાખેણો લાભ મળે ઘણો. ૪૪
પુછે પીયેરીયાંરે, ઉત્તર દેજે કહું તને,
પેશી ઘર વીશેરે, તસ્કરે દીધો દગો મને. ૪૫
વસ્ત્ર વાસણરે, વસ્તુઓ સર્વ હરી ગયા;
ભેંશો બળધીયારે, ચારય વિના તે મરી ગયા. ૪૬
કાંમ કપરૂં છેરે, હૈયું તે વજ્રનું રાખજે;
રાજી જોઇ થજેરે, વીઠ્ઠલ વદનથી ભાખજે. ૪૭

પીડયા પુત્રોનીરે, રાખીશ ના મનને મથી;
તેનું કરમજરે, આપણે વેચી ખાધું નથી. ૪૮
વસ્તુ વીવીધઆરે, નાશવંત નીરમી હરી;
ફીજ સાધુનીરે, સેવા સાધન સરવોપરી. ૪૯
અભ્યાગત કોઇરે, આદરથી ઘેર આંણવો,
અંન જળ વડયેરે, સંતોષી ઇશ્વર જાંણવો. ૫૦
આપણથી બનેરે, એટલી ટેહેલ ઉપાડવી;
કોના અહીતમાંરે, લક્ષના કદપે લગાડવી. ૫૧
અર્ધ આહારથીરે, ગ્રાસ અતીથીને આલવો,
ચોરી ચાડીનારે, કાર્યમાં ના જીવ ઘાલવો. ૫૨
ક્ષણું ભગુરરે, પંડય પતીત ન પલકની;
ઇચ્છું અંતરેરે, લેવાને લક્ષ્મી આ ખલકની. ૫૩
મેલી સંપતીરે, પલકમાં પ્રાંણ ચાલ્યો જશે;
કોણ લાવ્યોનેરે, કોણ વેળા કોનું થશે. ૫૪
માટયે હાથ્યે તેરે, સાથ્યે કરયે જીવ ના બળે,
સાંચી રાખીયુંરે, રાખ થાયે તેમાં શું રળે. ૫૫
આવી રીત્યનારે, કીધા અભંગ એકાદશે;
જ્ઞાંન ગોરીનેરે, પ્રગટ થયું ન ટળે કશે. ૫૬
આખી રાતએરે, શ્રવણ કરયુ પ્રગટયો રવી;
નાહી ધોઇનેરે, સેવા કરી થઇ અનુભવી. ૫૭
પછી ભામનીરે. બ્રાંહ્મણો સઉ ભેળી ઉચરી;
માહારે મંદીરરે, સર્વે પધારો કૃપા કરી ૫૮
તેડી લાવીનેરે, તુળસીપત્ર સહન ધરી;
વહી દયો સઉરે, મન માને તે હાથ્યે કરી. ૫૯

હેવું સાંભળીરે, બ્રાહ્મણો ભાવીનમાં ધશા;
વસ્ત્ર વાસણરે, વસ્તુઓ લેઇ લેઈ ખશા. ૬૦
રાછપીછનેરે, અંનને માટલાં કાંમનાં,
દ્વારદ્વાંકનેરે, છોડી ચાલ્યા હેના ધાંમનાં ૬૧
કોઠી કોઠ્ઠાળારે, કાટલાં તાજુવાંને છરો;
લાગ્યા તાંણવારે, ઉભા ટેકા તે કળે કરી ૬૨
કીધું ઉજડરે, કામ ચાલ્યે થઇ ચોવડી,
કશું ના રહ્યુંરે, ધાડય ધોળે દીવસે પડી. ૬૩
સાહ્ય સૂંથીયુંરે, ચારણી ભુંગળી તાવડી;
ઘંટી ખાંયણીયોરે, સાવરણી ના મુકી પડી. ૬૪
ચારય લાકડાંરે, વળગણી વાંસ કાઢી ગયા;
આવ્યા નાગડારે, રાંખોડી ચુલાની લેઇ વહ્યા. ૬૫
દોરી દોરડાંરે, કોઠી કબેલાં તાંણી ગયા;
ખીલા ગાળીયાંરે, પેટી પટારા લેઇ વહ્યા; ૬૬
વસ્ત્ર વામાનુંરે, વાડામાં ભીનું સુકાવીયું;
આવી રૂક્મણીરે, વણુકરીનું તનુ ભાવીયું. ૬૭
તુકારાંમનીરે, પાસે તે માગે છે કરગરી,
ફાટયું ટુટયું કંઇરે, આપોને વસ્ત્ર દયા કરી. ૬૮
સુણી ભગવતીરે, અંત્યજ નાવી સહન શકે;
માટયે માગે છેરે, બારણે રહીને એકી ટકે. ૬૯
તાંણી લાવીનેરે, વાડામાંથી તેને આલીયું;
દે આશીશ તેરે, છે ભલું પેહરવા ચાલીયું ૭૦
તુકારાંમે તાંરે, સંકેત વસ્ત્ર આપી કરયો;
તે લેઈ પળીરે, ભરતાર ભાંમની ભય ડરયો. ૭૧

તકે બાળકોરે; રમતાં તેણયે નજરે લહ્યું,
દીઠી આવલીરે, બાળકોએ તેને કહ્યું. ૭૨

સુંણી વારતારે, કોપાયમાન પછી થઇ;
હું ગતી વનીરે, લાવી તાંણી ઘરમાં અહીં ૭૩

કાયા કષ્ટીયેરે, દોહ્યલા દીવસ કાઢતી;
કરી પાંમરેરે, તાડની ટોકેથી પાડતી. ૭૪

બોધ બાળીનેરે, માહ્યરૂં ઘર લુંટાવીયું;
આભ ઓળવેરે, મુકી પણ મ્હોત ન આવીયુ. ૭૫

ભીખ માગીનેરે, પેટ ગમે તાંહાં એ ભરે;
માહારાં બાળકોરે, શું ખાશે ને ક્યાં રહી ઠરે ૭૬

કહ્યું મુજનેરે, શરણ આ કાળીયાનું ધરૂં;
માગું તે મળેરે, મે માન્યું કેવું ખરેખરૂં ૭૭

આખી રાત્યમાંરે, બેવાર ચીત ચરણે ધરયું;
વરાંણું વાતામાંરે, મારી ભુવન ઉજડ કરયું. ૭૮

એમ ધારીનેરે, પથ્થર મણ માથે ધરી,
પગ ભાગવારે, વીઠ્ઠલના ભણી સંચરી. ૭૯

કોઇ પુજે ના રે, હેવો કરી નાંખુ જઇ;
દેખી દુરથીરે, ચીંતા ચતુરભુજને થઇ. ૮૦

હાવે શુ કરૂં રે, ભાંમની ચરણ આ ભાગશે;
બોલી રૂક્ષમણીરે, નાંખી દે ભાર આ લાગશે. ૮૧

વદી આવલીરે, તોડીશ પગ તારા વર તણા;
ઘણો ઘાતકીરે, કીધા દગા મુજને ઘણા. ૮૨

ધણીને કહયેરે, ક્યાંન હેના પગનું ધરયુ,
આપ્યું ફળ મુંનેરે, ભુવન ભરેલું ઉજડ કરયું. ૮૩

વસ્ત્ર ફાટલુંરે, વાડામાં મેં સુકવ્યું હતુ;
એ પણ અરપીયુંરે, ઝીટવા જાંણે મુદલ નતું. ૮૪

માટે આવી છુંરે, ટાંટીયા તોડવા કારણે;
ઘર લુંટાવીરે, છોકરાં બેસાડયાં બારણે ૮૫

અંન ઓરવારે, હાવે નથી ઘરમાં કણી;
હેવું સાંભળીરે, બોલી ઉઠી તકે રૂક્ષમણી. ૮૬

અન્ન વસ્ત્રનીરે, ચીંતા કરીશ ના તું જરી,
એમ કહી મોહોરોરે, આપી તાં માયે મુઠ્ઠી ભરી. ૮૭

ચીર ચોળી બે રે, પહેરવા અરપીયાં તે પળે,
રાજ રાંણીનેરે, નીરખવા ના નજરે મળે ૮૮

પહેરી પ્રેમદારે, મંદીર બારણે નીસરી;
તુકારાંમ તાંરે ભાળી તેને હરખે ભરી, ૮૯

તુકારાંમ કેરે, મોહોરો આપી તુજને ખરી;
વહેંચી વીપ્રનેરે, જા નીજ મંદીર પાધરી. ૯૦

સુણી સુંદરીરે, બ્રાહ્મણોને અરપી વળી;
પોત્યે ઘેર ગઇરે, બેઠી પ્રજા પાસે મળી, ૯૧

॥ વિશ્રાંમ ॥ મળી પ્રજાને માનુનીરે, બેઠી મંદીર માંહ્યરે;
રેવા રસીક તેવડય કરેરે જે જોઇએ તે તાંહ્યરે. ૧

॥ इतिश्री भक्तलीलामृत परमपवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते सर्वस्व ब्रंह्मार्पणवीधी वर्णनो नाम एकत्रीशमोध्यायः ॥

---

## અધ્યાય ૩૨ મો.

॥ રાગ ધનાશ્રી ॥

નાભાજી કહે સાંભળો સ્વામી, ગયા દેવ દાતાથી વીરામી. ૧
તુકારાંમ તાં લક્ષ લગાડી, નાંખ્યો માથેથી ભાર સૌ કાહાડી. ૨
જગદીશને બેઠા છે ઝાલી, ચારે ખુંટમાં વારતા ચાલી. ૩
તુકારાંમનું ગાયું ગમે છે, જોડયે વીઠ્ઠલ બેશી જમે છે. ૪
હેવે ચીચવડય કરી એક ગાંમ, ચીંતામણ દેવ વીપ્રનુ નામ. ૫
તેણે વાત આ સાંભળી જ્યારે, ધારયું મળવા તુકાને તે વારે ૬
જાણ્યું બોલાવી અહીં મારે દ્વાર, જોવા ગાઉછે હેમાં ચમત્કાર. ૭
તેમ ધારી તેડી કોઇ જંન, તેને શીખવે કેવાં વચન ૮
તુકારાંમને કેજ્યો બોલાવે, મુને અહીં સુધી મળવાને આવે. ૯
હેવું માણસને કહે જે વાર, તુકારાંમ કરે ત્યાં વીચાર ૧૦
ગામ ચીચવડય તે મારે જાવુ, ચીંતામણ દેવને ભેળા થાઉ ૧૧
તેને મળવાનો અંતરભાવ, ભેટું જાઇ એથી કીયો લહાવ. ૧૨
એમ કહીને ચાલ્યા તેણી વેળા, મધ્ય મારગે બે થયા ભેળા. ૧૩
તુકારાંમ ભજન કરે ચાલે, પેલો માણસ પરખીને ઝાલે ૧૪
વાત વીસ્તારી કહો તેજ ઠાંમે, તમને તેડ્યા છે મળવા મુકાંમે ૧૫
માટે ચીચવડય ગામે પધારો, ચીંતામણનો છે પ્રેમ વધારો. ૧૬
મળી આનંદ આપો અપાર, તુકારાંમ બોલ્યા તેણીવાર. ૧૭
હું પણ એમને મળવાને જાવું, ચાલ્યા બે જણ બોલીને હાવુ ૧૮
પળ્યા તે ગામમાં જઇ તાંહ્ય, નમ્યા ગણપતી મંદીર માંહ્ય. ૧૯
તેવે ચીંતામણ દેવ જેહ, બેઠા સંધ્યા આચરવાને તેહ ૨૦

તુકારાંમ આવ્યા તેણે ઠાર, નથી જાણતો પોત્યે લગાર ૨૧
કરતો માનસી પુજા તે ધારી, નોહોતું નીશ્ચળ મન છે વીકારી. ૨૨
એક બાગ કરાવેલો નેક, તેમાં રોપેલા છોડ અનેક. ૨૩
નીકે કચરો ભરાયલો ભારી, છોડ સુકાતા દેખી વીચારી ૨૪
તેડી માળીને શીક્ષા તે દેવી, એ વીચારમાં ભ્રાંતી છે તેવી. ૨૫
એવી ગડભાંગ્ય અંતરમાંહ્ય, મન સ્થિર કરે નહી કયાંહ્ય ૨૬
કરી માનસો ગણપતી કેરી, આવ્યા બારણે માનને ઘેરી. ૨૭
તુકારાંમ નમ્યા જાઇ ચરણ, બોલી શ્રી મુખે અશરણ શરણ. ૨૮
ચીંતામણ ન નમ્યા અભીમાને, હુ છું વીપ્ર એ શુદ્રને સ્થાને ૨૯
બોલ્યા મુખથી મળ્યો ઘણો લાભ, જાતીમાંને અડયો દ્વીજ આભ. ૩૦
પુછયું કયારના આવ્યા છો આપ, તુકારાંમે ત્યાં દીધો જવાબ. ૩૧
કરતા માનસી ભીડી કમાડ, ભાળ્યાં બાગમાં સુકાતાં ઝાડ ૩૨
શીક્ષા માળીને કરવાની ધારી, બેઠો બારણે વેળા વીચ્યારી. ૩૩
હાવું સાંભળી ભાષણ તાંહ્ય, ગળી વર્ણ થયો મનમાંહ્ય ૩૪
તુકારાંમ ભેટયા જગતાત, નથી વ્યર્થ એ છે ખરી વાત. ૩૫
એક સંશય છે મન માંહ્ય, જમ્યા પાછળ પુછીશ આંહ્ય. ૩૬
નમે બ્રાંમણો ચરણમાં જાઈ, તે દેવાતણ જોવાનું ભાઇ. ૩૭
જો દેખીશું તો આદર દઇશું, સમા પરમાણે સાવધ થઇશું. ૩૮
નહી દેખું દેવાતણ ધાડુ, કરી શીક્ષાને ખોડય ભુલાડુ. ૩૯
વળી ધારે વીચ્યારજ હાવો, વીશ્વદેવની વેળા કોઇ આવો ૪૦
વીષ્ણુ જેવો જાંણી અંન દેવું, જાતી કેવી ન લક્ષમાં લેવું. ૪૧
એમ ધારીને અંતર સાથ, છેટે પંગત્યથી ચાર હાથ. ૪૨

એક આસન મુકાવ્યું ઝારે, તુકારાંમ તે બોલીયા તાહારે ૪૩
મુકો આસન બે બીજાં તાંહ્ય, ધારયું ચીંતામણે મન માંહ્ય. ૪૪
હશે કો બીજાં બે જણ હારે, જાંણી મુકયાં બીજાં બેઉ ત્યારે. ૪૫
ચીંતામણ કે આ બે જમનારા, કયાં છે કોણ કહો જે તમારા. ૪૬
તુકારાંમ કે નામ તે દેઉ, ગોપીનાથ ગજાનન બેઉ. ૪૭
ભાળી આનંદના દીન હાવો, ઇષ્ટ ગજમુખ આપ બોલાવો. ૪૮
મંત્ર ગાયત્રીનો ભણી તાંહ્ય; કરયું પ્રોક્ષણ મંદીર માંહ્ય. ૪૯
ધ્યાંન ગજમુખનું ધારયું તાંહ્ય, નથી આવતા ધ્યાંનની માંહ્ય. ૫૦
બોલ્યા તારે તુકારામ ધારા, ગયા સીંધુમાં ઇષ્ટ તમારા ૫૧
ભકત બુડવા લાગ્યો જે વારે, સમરયા ગૌરીના પુત્રને તાહારે. ૫૨
જરા જુવો તપાસીને ધ્યાંને, તે નથી ને બોલાવો છો કાંહાંને. ૫૩
લાગશે ઘડી અડધીની વાર, કાઢી આવશે શંભુ કુમાર. ૫૪
આ શુંણી તે વીચારમાં પડીયો, જરા જોઉ પછી ડાખલો જડીયો. ૫૫
ત્રીસ પળ પછી ધ્યાંન તે ધરીયુ, લંબોદરનુ તે દરશન કરીયું ૫૬
પીતાંબર જોયુ પાસમાં જાઇ, લાગ્યું ભીનું વીધી સમજાઇ. ૫૭
છેડો નીચોવી ચાખીયું ઝારે, ખારૂં લાગ્યું થૈ ખાતરી તાહારે. ૫૮
તુકારાંમ કે હાવે બોલાવો, જંબા જગદીશ્વર જોડયે આવો. ૫૯
ચીંતામણ તવ ચીતમાં વીચ્યારે, કઇ મુરતી તે જંબા પધારે. ૬૦
વીપ્ર કે એતો વાસના સે છે, તુકારાંમ તે સાંભળી કે છે. ૬૧
જમે પ્રત્યક્ષ આવી ન જ્યારે, માનો વ્યર્થ ઉપાસના તાહારે. ૬૨
વ્યર્થ વાદળ ગગને ગણાય, જેથી વીશ્વમાં વૃષ્ટી ન થાય. ૬૩
નીર નેત્ર ન દેખાય ઝારે, મુઢ હોય તે મેઘ એ ધારે. ૬૪

સુણી સાદ ને પાસે ન આવે, એ તો ઢીંગલાં દેવ ન કહાવે. ૬૫
ડોળ દેખાડવા વેહેવાર, વૃથા શબને જેવો શણગાર. ૬૬
થાય સાક્ષાતકાર ન દેવ, ડાલી ભકતી જુડી તેની શેવ ૬૭
સુણી સમજીયા બ્રાંમણ ભાઈ, એવી શકતી ના મુજમાં ભરાઈ ૬૮
બોલ્યા ચીંતામણ તેણી વાર, ઉંડો મનમાં કરીને વીચાર ૬૯
ઇષ્ટ આપના સ્વાધીન સારા, તેડો રૂક્મીણી રમણ તમારા. ૭૦
કેજ્યો શીઘ્ર સમો વેહેલા આવે, સાથે શંભુના સુત પણ લાવે. ૭૧
એ બે નાવે આ જંબાને ઠાંમ, માહારે ભોજન કરવુ હરામ ૭૨
તુકારાંમ કે રહો વીશવાસે, લાવી ગણપતી બેસાડુ પાસે. ૭૩
કરી અંતરમાં એક તાર, બે અભંગ બોલ્યા તેણી વાર. ૭૪
જય જય વીઘ્નવીનાશન દેવ, કરે સુરનર મુનીવર શેવ ૭૫
કરી વદન કૃપા કરનાર, વીધ્યાસાગર ભવ જળતાર. ૭૬
સીદ્ધિનાયક સંકટ હારી, ઉમાનંદન મંગળકારી ૭૭
ચીંતામણ દેવના ચરચેલા, ભીડયભંજન પ્રેમ ભરેલા ૭૮
તોહયે નાવ્યા ગજાનન જ્યારે, તુકારાંમ વધ્યા તેણી વારે ૭૯
ચીંતામણનું જતું પણ જાંણી, વંધ્ય ગાયથી પય કાઢુ તાંણી. ૮૦
તેવું ભાળવું ના કશું કાંમે, તેડુ ત્રપ્તી થવાને આ ઠાંમે. ૮૧
એવું સાંભળી શંભુકુમાર, આવી બાજટે બેઠા તે વાર ૮૨
દીવ્ય દરશન દે છે એ બેને, ચીંતામણ ને તુકારાંમ તેને. ૮૩
બીજા કોઇ ન દરસે એ દેવ, ભાળે સંમૃથ જેહની સેવ. ૮૪
બોલ્યા ચીંતામણ હીત હાવે, તેડો વીઠ્ઠલનાથને હાવે ૮૫
મળે કયાં થકી અવસર હાવો, લેઉ લોચન હું ભરી લ્હાવો. ૮૬

જરા શેવકનો જોઇ શ્રંમ, અહીં પધારીયે પુરણ બ્રહ્મ. ૮૭
તુકારાંમે ધરયું તવ ધ્યાંન, પોતે પ્રગટ થયા ભગવાંન ૮૮
મોર મુકુટ પીતાંબર ધારી, કંઠ કૌસ્તુભ કુંજવીહારી. ૮૯
મકરોક્રત કુંડળ કર્ણ, બેઠા આજટે અશરણ શરણ. ૯૦
તુકારાંમે તે ભાળીયા જ્યારે, દંડવર્ત કર્યા તેણીવારે. ૯૧
તેમ ચીંતામણ હરખાય, ઉઠી લાગ્યા પ્રભુજીને પાય. ૯૨
દીસે સાચું કે શમણું રે આતો, હર્શ હૈયામાં તે નથી માતો, ૯૩
પીરસુ પાત્રમાં તે જમી જાય, બે વીના ના બીજાને દેખાય. ૯૪
એક પગતે બ્રાંહ્મણ નામ, બીજા પક્ષમાં દેવનાં ઠાંમ. ૯૫
થયા ત્રપ્ત આપ્યો મુખવાસ, તુકારાંમ ભેટયા જાઇ પાસ. ૯૬
ભાવ ભાળી પોતે ભગવાંન, થયા ભક્તમાં અંતરધ્યાંન. ૯૭
તુકારાંમની શકતી ન થોડી, દેખી ગર્વની ગાંસડી છોડી. ૯૮
ચીંતામણ જાઈ ચર્ણમાં પડીયા, જગદીશ્વર જે થકી જડીયા. ૯૯
બીક ઉંચ પણુ અભીમાંન, વસે ભકતને વશ ભગવાંન. ૧૦૦

॥ વિશ્રાંમ ॥ વસે ભકતને વશ હરીરે; દંભ થકી રેહે દુરરે,
રેવા રસીક વાસે સદારે, ત્રગ્ણાતીતને ઉરરે. ૧

॥ इतिश्री भक्त लोलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते चीतामण तुकारांम समागमो नाम द्वीत्रिंशमोध्यायः ॥

---

## અધ્યાય ૩૨ મો

॥ રાગ આશાવરી ॥

નાભાજી કહે શ્રવણો સ્વાંમી, ચીંતામણ જે વાર;
તુકારાંમને ચરણે લાગ્યા, ઉર આનંદ અપાર. ૧

તુકારાંમ કે ઉત્તમ કુળ છો, હીન જાત્ય હું કાહાવું,
મુને નમો તે અનુચીત દીસે, તમને ન ઘટે આવું. ૨

ત્રીલોક તીર્થો આપ ચરણમાં, વાસ કરીને રહે છે;
ભ્રગુએ લાત પ્રભુને પટકી, તો પણ પગ પુંજે છે. ૩

સુણી ચીંતામણ તે તક બોલ્યા, ઇશ્વરપદ અનુરાગી;
ભકત હીન જાતી ન ગણાયે, જે કહાવે બડભાગી. ૪

કનકાદ્રી પરવત ના કાહાવે, નદી ગંગા ન ગણાય;
રામ ધનુર્ધરના કહેવાયે, શંકર યોગી ન થાય. ૫

સીદ્ધ મંડળે જમ દત્તાત્રી, નારદ નામી માંહ્ય;
તેમ તુકાજી ભકત મંડળે જોડ્ય જડે નહીં કયાંય. ૬

બ્રહ્મરૂપ કાયા કરી આપે, ભાજ્યો પ્રગટ પ્રતાપ;
ભવતારણ ભેટાડ્યા મુજને, અતુલીત એ બળ આપ. ૭

તુકારાંમ કે એ સરવે સઉ, આપ ચરણની માંહ્ય;
વીદાયગીરી માગું છુ જાવા, નમન કરી કહે ત્યાંહ્ય. ૮

એમ કહીને પંથે પળીયા, આવ્યા દેહુ ગ્રામ;
ટેક જગતથી જુદો રાખે, આપ્યો નવ લે દામ. ૯

આ સંસાર તમામ રચેલો, માયામય વહેવાર;
ડગલું એક નભે નહીં એ વણ, ભાગી જાયે ભાર. ૧૦

વરાવાદ વીહીવા તકરારે, માન તાન ને દાન;
શોભા શાબાશી અનાથી, એ વણ પશુ સમાંન. ૧૧

અગ્રહાસ એવું સમજીને, પ્રશ્ન કરયો તે વાર;
તુકારાંમને પાંચ પ્રજાઓ, પરણાવી કે ઠાર. ૧૨
કુવર કુંવારા કદા રહે પણ, તનયા તેમ ન થાય;
પઇશા વણ પગરણ ના ચાલે, ન મળે અન્ય ઉપાય. ૧૩
કયેમ કરી પરણાવી કન્યા, વરણો વાત તમામ;
નાભાજી કહે શ્રવણો સ્વામી, થયું એક દીન આમ. ૧૪
તુકારામને ત્રણ પુત્રીયો જનમી તે નીજ ધામ;
કાશી, ભાગીરથી ને ગગા, અનુક્રમે એ નામ. ૧૫
વરવા વેશ થઇ તે ભાળી, માનું મન મુંઝાય;
તુકારામને તરૂણી કે છે, લાગે મુજને લાહ્ય ૧૬
સરપતણા ભારા સાચવવા, તમને ન મળે તાપ,
હઇયું હરતાં ફરતાં ધીકે, ચીત્ત ફરે જમ ચાપ. ૧૭
માટે ઘર વર સારૂ શોધી, લગ્ન કરો જોઈ લાગ;
નીકર વાર ની લાગે, બેસે ઉજળે લુગડે ડાગ. ૧૮
તુકારામ કે મા કરય ચીંતા તું કરય ઘરનું કાજ;
આપણે સોંપી મુકયું તેની, લક્ષ્મીવરને લાજ. ૧૯
એમ કહી શામા સમજાવી, રાખી અંતર વાત;
યાત્રાનો દીવસ ત્યાં આવ્યો, લોક થયા રળીયાત. ૨૦
ગામેગામતણાં નરનારી, મચીયો મેળો તાંહ્ય;
જોવા જેવી જગા અનંતો, બેઠી મેળા માંહ્ય. ૨૧
તુકારામ તાં ફરતા ફરતા, જુવે જાતીલા બાળ;
ગુણ ઘાટીલા પરખી લાવ્યા, ત્રણ ગ્રહી તે કાળ ૨૨
કઇ અરપી ખોળામાં ખાવું, લાવ્યા તે નીજ ઘેર;
બ્રાહ્મણ બોલાવીને લાવ્યા, થવા લગ્નની પેર. ૨૩

લગ્ન તણો દીન લાધ્યો તે તક, હળદર કંકુ લાવી;
પીઠી ચોળી ષટને સાથ્યે, તે દીધાં પરણાવી. ૨૪
દુધ ભાતનું ભોજન અરપ્યું, વર કન્યાને કોડયે;
બ્રાહ્મણે તે પરણી ઉઠાડયાં, ત્રણે બેલાં જોડયે. ૨૫
નીશીએ ન ગયા પુત્રો સ્થાને, પ્રગટયો પ્રાતઃકાળ;
માત પીતાને સુત વણ દીઠે, પ્રગટી પ્રૌઢી ફાળ. ૨૬
રાંધ્યાં અંન રહ્યાં તે સઉનાં, કાઢે સુતની ભાળ;
કોઇ કહે ઇંદ્રાયણી તીરે, રમતોતો એ બાળ ૨૭
કોઇ કહે મહીરમાં ભાળો, કો કે દરસો બાગ;
કો કે મંડળી મધ્યે બેઠો, કો કે ગાતો રાગ. ૨૮
એમ ખોળ કરતામાં કો કે, મેં દરશા ત્રીબાળ;
તુકારામની સાથે જાતાં, ખાતાં કંઇક રસાળ. ૨૯
ભાળ કાઢતા ભમતા આવ્યા, તુકારામની પાસ;
ઉદાશ અતર અરભક કષ્ટે, કોછો કાંઇ તલાસ. ૩૦
બોલાવી બાળ્યક દરસાવ્યા, હાથે મીંઢળ સંગ;
દરશી મોદ પીતાને પ્રગટયો, રાખ્યો હરીએ રંગ ૩૧
તુકારામ કે પરણ્યા પુત્રો, લાવો ઘરથી જાન;
રીતભાત કરવી રહી હાવે, વહેંચો ફોફળ પાન. ૩૨
જન જાતીલા મહા ચડશીલા, બોલ્યા તેણી વાર;
કહો કેટલાં માણસ લાવું, હમને હોંસ અપાર. ૩૩
તુકારામ કે મળે તેટલાં, લાવો આદરભેર;
વાહન સાથે વેગે આવો રાખી મુજપર મહેર. ૩૪
તે ખળ પુરૂશો ખોડય ભુલાવા, તાંણ્યાં ગામ તમામ;
વીઠ્ઠલવરને ચીંતા પ્રગટી, રાખ્યો એક મુકામ. ૩૫

સાથ ચંચળા છે શેઠાંણી, રહેવા જનની લાજ,
માઆ પ્રગટ કરી તે ટાંણે, કરવાને સઉ કાજ. ૩૬
રૂડું સ્થાન રસોઇનુ નીરમ્યું, જ્યાં પાંચે પકવાન;
ચંદી ચારચ દેનારા સરજ્યા, તે પણ ભારી સ્થાન ૩૭
મંડપ રચીયો માહા મોકળો, શોભા સ્વર્ગ સમાન;
હાંડી તકતા ગલાસ મુકયાં, ઝુંમર ઝાલરવાન ૩૮
વાજાં વીવીધ પ્રકારે વાજે, સઉ રાગણી ષટરાગ;
તાન તાળને મુરછા સાથે, છે આનંદ અથાગ. ૩૯
આવી જાન ઝપાટા ખાતી, ઉલટયું આખું ગામ;
વીઠ્ઠલ શેઠ કરે તેવડય તાં, આપ્યા વીવીધ મુકામ. ૪૦
સઉ બળધોને ઘીની નાળ્યો, પીએ તેટલી પાય;
ચંદી ચાકરને સોંપેલી, જ્યમ જોણે ઉચકાય. ૪૧
જંખા સ્થાને જળ છંટાયાં, ત્યાં રંઘોળી પુરી;
અબ્બે બાજટ મુકયા જનને, નથી સુગંધ અધુરી ૪૨
ગજી ટાટ જ્ઞાતીને ધરીચા, પાંચે મહી પકવાન,
શાક પાક ભાજીની ચટણી, પાપડ તળ્યા નીદાન ૪૩
ભાત્ય ભાત્યનાં ભજીયાં મુકયાં, અમીત અથાણાં નેમ;
અરચાઓ કેસરની કીધી, પુરણ રાખી પ્રેમ. ૪૪
જે જે જાતીના જન તેને, પીરસે તે થઇ જાત્ય;
જે જોઇયે તે માગી લેજ્યો, જમો થઇ રળીયાત ૪૫
વીઠલ શેઠ ફરે વચમાં તે, મુખથી કહેતા જાય;
તાબડતોબ લગન આવ્યું તે, કયમ તેવડ્યે પોચાય. ૪૬
આછું પાતળું માંની લેજો, તમ લાયક નહિ થાય,
કરૂણાસાગર કેહે તે શ્રવણી, વેહેવઇ મન મુઝાય. ૪૭

શીતળ જળ પંગત્યમાં ફરતાં, જમી રહ્યા સઉ જંન;
પાન સોપારી લવીંગ એળકી, અરપ્યાં થઇ પ્રસંન. ૪૮

જમી જનો કેહેતા એમ જાયે, આ બીજે નવ થાય;
દીન દશા આ કયાંથી કાઢયું, કોએ ના કલપાય. ૪૯

ગાદી તકીયા અને ગલેચા, ઉશીકાં અનુકુળ;
ગાલ મશુરીયાં રેશમી ચાદરો, પલંગ છત્રો મુળ. ૫૦

દરેક નાપીક પગ ચંપીમાં, ફરે ઉતારા માંહ્ય;
પંખા ઝપટ ફરે વેહેવૈને, કેહેવત્ય ન મળે કયાંહ્ય. ૫૧

ત્રણ્ય દીવસની રીત્ય જાંનની, તે રાખી દીન સાત,
ફરતા ફરતી થાય જમણુ તાં, રહે સૌ જન રળીયાત. ૫૨

ચલાંમણી વહેંચી વેહેવૈને, પાઘડી શાલ સમેત;
ગરીબ ગરબો નીરમુખ જાય ન, અરપે આંણી હેત. ૫૩

પાઘડી શેલાં શાલ સરવને, બાળક જોઇ રૂમાલ;
કુંવારકાને હોરણી અરપે, વીઠલ શેઠ દયાળ. ૫૪

પછી સુતાઓને શણગારે, શેઠાંણી રહી પાસ;
નામ ચંચળા વીધીએ વરતે, પેટતણી લહી ખાસ. ૫૫

નાહાવણ કરવા બેસે બાળા, ચોળે અંગ સુવાસ;
ચંદન ચુવા અરગજા મૃગમદ, ઉત્તમ માંહી બરાસ ૫૬

એ મરદી ઉષ્ણોદકે નાહાઇ, વસ્ત્ર લોહી તે વાર;
કનક કાંશકી કેશ સુધારયા, અંબોડા અણીદાર. ૫૭

શીશ થકી શણગાર ધરાવે, વરણું આભ્રણ નાંમ;
કેતક કેવડા નખલો ભંમર, ચાક ચાંદલો ઠાંમ. ૫૮

તારા ટપકી મંડન ભાળે, નૌતમ વાળી નાક;
જાળી વાળી નવ ગ્રહ આળી, નીરખે નાવે થાક. ૫૯

કર્ણુ અકોટી ટોટી પાંદડી, વેલ્લા બુટ અનુંપ;
કોકરવાની સાથ્ય કલાફુલ, ઝાલ્ય ઝબુકે રૂપ. ૬૦
તરસટીયું તંદોડો ટાંકયો, ઝળ હળ જ્યોત્ય જણાય;
તાર પછી છાતીનાં આભ્રણ, વરણું જે દરસાય ૬૧
તુશી તનમનીયુ જવમાળા, કાંઠલી કાવળ હાર,
પરવાળી મણીમાળા દોરો, સાંકળી શોભાદાર ૬૨
ચોણ્ય માળ ચંપકળી ચંદન, હાર હીરામય તેજ,
જડયા જાંબુવા સાથ્ય ઝુમણું, વાળે વીદ્યુત વેજ. ૬૩
એક દાંણીયુ હીરાકંઠી, હાંસડી ને ગલુબંધ;
એ આદે ઉર સાથ્ય આભ્રણો, શોભા સાથ્ય સમંધ ૬૪
કરના શુભ શણગાર સજાવે, પુત્રીયો રહી પાસ;
ચંદનચુડી મરકટ ગુજરી, કડાં સાંકળાં ખાસ. ૬૫
કડુ કાંકણી ને કાતરીયું, વાંક બેરખી જેહ;
ઘુઘરી અને બજોઠા છલ્લા, વેઢ વીંટીયો તેહ ૬૬
આરસી અંગુઠીને પાંહાંચીયા, પુર્ણ કરી તે વાર;
ચર્ણતણા શણગાર સજાવે, મન ધરી મોદ અપાર. ૬૭
કલ્લાં ઝાંઝર સાથ્ય સાંકળાં, કાંબી લંઘર ટોડા;
પાયલને પગપાંન વીછુવા, અણવટ ફુલના જોડા. ૬૮
જોટ ગેન કપડા પેહેરાવ્યા, અંગ ન રેહે અધુરૂં;
ચરણા ચોળી સુંદર સાળુ, જરકશી ભરીયું પુરૂં. ૬૯
તે ઉપર શોભીત ફુલવાડી, દ્રગ અંજન અણીયાળુ;
કન્યાઓ શ્રીએ શણગારી, દીસે રૂપ રસાળુ. ૭૦
ગાંમ નાંહાંતરૂ નીત્યે થાયે, વરતે જયજયકાર;
વીદાગીરી વરને અરપે છે, જાતે જગદાધાર. ૭૧

કડાં સાંકળાં ને કદોરો, પોહોંચી રત્ન જડાવ;
કનક વેઢ હીરાની વીંટી, તેજ ઘણું ગરકાવ. ૭૨
હીરાકંઠી સાંકળી દોરો, મોહનમાળા જેહ;
ગલુબંધ ગરકાવ જડેલો, ઝળકે જળહળ તેહ. ૭૩
શાલ પીતાંબર કસબી સૌને, અરપી લાગ્યા પાય;
વસવાયાં સૌને પાઘડીઓ, નીરમુખ કોઇ ન જાય. ૭૪
અંબર વેહેવાંણ્યોને અરપ્યાં, કીધી જાંન વીદાય;
વીઠ્ઠલ શેઠ વળ્યા નીજ ઠાંમે, સૌ સૌ ઠાંમે જાય. ૭૫
કોટી દ્રવ્યથી કાંમ બને ના, તે કીધું આ વાર,
તુકારાંમની ભકતી ભાળી, ગાયે ગુંણ સંસાર. ૭૬
જન સૌ જાણે મળીયા માધવ, તે વણ ખર્ચ ન થાય;
લખેશરી લથડી જાયે તાં, કોણ્યે હાંમ ભરાય. ૭૭
એવી વાત સુંણીને સઉને, મળવા પ્રેમજ થાય;
પંઢરપુરની વાટયે નગરી, આલંદીસ કેવાય. ૭૮
ત્યાંના લોક વીનય કરી આવ્યા, તુકારાંમની પાસ;
પધારીયે પુર પાવન કરવા, કરગરીયે સઉ દાસ. ૭૯
તુકારાંમ કે ચાલો આવું, પરવરીયા તે સાથ્ય;
આલદીશ ગયા સઉ સંગે, જપતા વીઠ્ઠલ નાથ. ૮૦

॥ વિશ્રાંમ ॥ જપતા વીઠ્ઠલ નાથનેરે, ગયા તેમની સંગરે,
રેવા રસીકના પ્રીય લહીરે, સૌને પરમ ઉમંગરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते श्रीकंन्या वीवाह वीधि वर्णनोनाम त्रयत्रीशमोध्याय ॥ ३३ ॥

---

## अध्याय ३४ मो

॥ કેદારો. ॥

નાભાજી વદેરે, શ્રવણો સર્વ સભાસદ વાત;
ત્યાં પોતે ગયારે, આખું ગાંમ થયું રળીયાત. ૧

કીરતન ત્યાં કરેરે, જોવા ઝાઝા લોક ભરાય;
દીવસ પડે નહીરે, વારા ફરતી તેડાં થાય. ૨

એમ આનંદમાંરે, કંઈ દીન ગાળી આવ્યા ઘેર;
તાર પછી થયુંરે, તે વીસ્તારી વરણું પેર. ૩

બ્રાંહ્મણ જાતીનોરે, રેહેતો બીડ પરગણા માંહ્ય;
ઓઘો નાંમનોરે, અક્ષર એક ભણ્યો નૈ કયાંહ્ય. ૪

પંઢરીનાથનેરે, બેઠો બારણે લાંઘન લેઇ;
તાંમસનો ભરયોરે, દેહ દમે છે કષ્ટી દેઇ. ૫

અન્ન તજી અડયોરે, મનમાં લેવા ધારયું લાંહાંણ,
વગર ભણ્યો છતાંરે, વાંચુ ષટ ને બાર પુરાંણ. ૬

દશ દીન લાંઘણુંરે, ઘાલ્યું વીઠ્ઠલને દરબાર;
તવ સ્વપ્નું થયુ રે, જા આલંદી ગાંમ ઉદાર. ૭

શીઘ્રે ત્યાં જઇરે, જ્ઞાંનેશ્વરને તું આરાધ્ય;
ઇચ્છા તાહ્યરીરે, થાશે સઘળી તાહારે સાધ્ય. ૮

એવું સાંભળીરે, ઉઠી આવ્યો તેણ્યે ગાંમ;
ઘાલ્યું લાંઘણુંરે, બેશી જ્ઞાંનદેવને ઠાંમ. ૯

મનમાં વાસનારે, મુકતી ભુકતીનું નહી કાંમ;
વણુ વીધા ભણેરે, વાંચુ શાસ્ત્ર પુરાણ તમાંમ. ૧૦

ભોજન ના કરેરે, તેમ નથી જળનો આધાર,
દેહે દુખ પાંમતાંરે, વીતી ચાલ્યા દીવસ બાર. ૧૧

તાં જ્ઞાંનેશ્વરેરે, વાત વીચારી તે મનમાંહ્ય;
ભાગ્ય રહીત છેરે, કષ્ટ વૃથા વેઠે છે આંહ્ય. ૧૨
તેવું ધારીનેરે, આપ્યું સ્વપ્નું તેણી વાર;
દેહુ ગ્રામ જારે, ભકત તુકાને મળ્ય નીરધાર. ૧૩
જગ ઉધ્ધારવારે, જનમ્યો નામદેવ આવાર;
તે કેહે તે કરયેરે, ધારયું કાંમ થશે નીરધાર. ૧૪
સ્વપ્નુ સાંભળીરે, જાગી પડાયો તેણી વાર;
મદ મદે ભરયોરે, લાગ્યો કરવા મંન વીચ્યાર. ૧૫
રાંમ તુકા કહયોરે, જાતી શુદ્ર વંશ કેવાય;
તે પાસે જવું રે, ગેર ઘટારત એમ ન થાય. ૧૬
પણ સ્વપ્ને કહ્યુ રે, જોઉ જો શું માહારૂં જાય;
એમ લહી પળ્યોરે, દેહુ ગ્રામે ભેટો થાય. ૧૭
વાત બધી કરીરે, મોકલીયો જ્ઞાંનેશ્વર આંમ,
વાત સઉ સુણીરે ચીતમાં ચેત્યા તુકારાંમ. ૧૮
સીદ્ધ સમર્થ છેરે, હું મગ મોકલીયો એ ખેદ;
વાદે વદાવીયારે, જેણ્યે પાડા પાસે વેદ. ૧૯
વીધા વાદમાંરે, થાવા ચાંગદેવથી જીત;
ચલવી જેમણ્યેરે, બેશીને માટીની ભીંત. ૨૦
મન્મથ જીત એરે, પ્રાંણી સરવે ઉપર વાહાલ;
સોના પત્રનોરે, પીપ્પળ જેને આંગણે હાલ. ૨૧
કો વાતે કમીરે, ન મળે જ્ઞાનદેવને ઘેર;
દાસ થવા પણુંરે, ન મળે જો ના હોયે મેહેર. ૨૨
અક્ષર આપનારે, ચાટી વદવા શીખ્યો બોલ;
તમ પાસે નથીરે, માહારો તરણા માપે તોલ. ૨૩

એમ વીનય કરીરે, રચીયા તાં અગીયાર અભંગ;
અરપ્યા વીપ્રનેરે, આંણી ઉરમાં પરમ ઉમંગ, ૨૪
ગ્રંથ વણાકનુંરે, જેમાં ભરીયું પુરણ જ્ઞાન,
તે અરપ્યા રચીરે, સાથે શ્રીફળ શકતીવાન ૨૫
તે લેઇ બ્રાંમણેરે, આંણ્યો અંતર ગર્વ અપાર;
ફેંકી ચાલીયોરે, પોત્યો તુકારાંમને દ્વાર. ૨૬
હું ગીરવાંણનોરે, ગ્રાહક આવ્યો હેની પાસ,
પ્રાકૃત આકરીરે, આપ્યે થાઉ કયેમ હુલાસ. ૨૭
એમ વીચ્યારતોરે, પોત્યો જ્ઞાનદેવને વાસ,
બેઠો લાંઘણેરે, પંડીત થાવા ઉર અભીલાસ. ૨૮
ત્યાર પછી ફરીરે, રામ તુકાયે કરી વીચ્યાર;
તેર અભંગ ત્યાંરે, પ્રેરયા જ્ઞાનદેવને દ્વાર. ૨૯
તે માંહયે લખ્યુંરે, આપે મોકલીયો કવીજ જેહ;
માગે તે મળેરે, હેના સંચીતમાં નહી એહ. ૩૦
અપયશ મુજનેરે, અરપી આવ્યો છે તમ પાસ;
કરજ્યો મેં કહ્યુંરે, તેની આપે પુર્ણ તલાસ. ૩૧
સેવા નીત્ય હુંરે, અરપું આપ ચરણની માંહ્ય,
નીજ પ્રેરયો લહીરે, બનતું બળ કીધું રહી આંહ્ય. ૩૨
દશ એક મેં રચીરે, આપ્યા અભંગ શ્રીફળ સંગ;
તે પટકી ગયોરે, આવ્યો છે ત્યાં ધરી ઉમંગ. ૩૩
કાગળ સાંભળીરે, મુકયો તગડાવી તે વાર;
ભુંડા ભાગ્યનોરે, નાવે તે પીડયાનો પાર. ૩૪
કલ્પતરૂ તળેરે, ભીક્ષા માગી ખાવા ચાહ્ય,
કનક પડયું લહીરે, દવ દેખીને આડો જાય. ૩૫

ભુંડા ભાગ્યમાંરે, પારસ ચોંટે પગની માંહ્ય,
પથ્થર જાણીનેરે, નાસે પટકી તેને તાંહ્ય. ૩૬

તમ સઉ શાસ્ત્રનોરે, સાર ગ્રહીને કરયા અભંગ;
તે ત્યાગી ગયોરે, શ્રીફળ સાથ્યે તજી ઉમંગ. ૩૭

ત્યાર પછી થઇરે, દેહુ ગ્રામ વીશે એક વાત;
પટકીને ગયોરે, અભંગ શ્રીફળ બે સંગાત. ૩૮

તેહ ગયા પછીરે, કોડોબા નાંમે દ્વીજ એક,
પુષ્ટ તનું તણોરે, આવ્યો બીજે દીવસ છેક. ૩૯

સાહસા મારગેરે, સુંણીને તુકારાંમનું નામ,
દરશન કારણેરે, આવ્યો પુછી પોત્યે ધાંમ. ૪૦

માંન મળે નહીરે, અભણ ન આવડે અક્ષર એક;
ભાયગ પાધરૂરે, તેનો ત્રીકમ રાખે ટેક. ૪૧

જે પટકી ગયોરે, રૂદ્ર અભંગો શ્રીફળ સંગ;
અરપ્યાં તેહ્યનેરે, આંણી ઉરમાં પરમ ઉમંગ. ૪૨

પાયે તે પડયોરે, શ્રીફળ ફોડયું જેણી વાર;
ગજ મોતી તણોરે, લક્ષ રૂપૈયાનો એક હાર. ૪૩

ફળમાં કયાં થકીરે, શ્રોતા શંકા તમને થાય;
વીસ્તારી વદુરે, શ્રવણે ભ્રાંતી સરવે જાય. ૪૪

અમદાવાદનોરે, સંપ્રથ કોઈ હતો શાહુકાર;
બાધા તેહ્યનીરે, રાખી જ્ઞાનદેવને દ્વાર. ૪૫

સુત થાવા તણીરે, સફળ થઇ કરવાને કાજ્ય;
બાધા લાખનીરે, તેનાં મોતી જે ગજરાજ. ૪૫

શ્રીફળમાં ભરીરે, જાયે જ્ઞાંનદેવ છે જા હ્ય;
સ્વપ્નામાં કહ્યુંરે, મુકય તુકાના મંદીર માંહ્ય. ૪૬

સુણીને શેઠ તેરે, પોત્યો તુકારાંમની પાસ;
અરપ્યું તાં જઇરે, તે ફળ ધરીને દ્રઢ વીશ્વાસ. ૪૭
વરણી વારતારે, પ્રેરયો ગ્નાંનદેવે આ ઠાંમ;
સ્વપ્નામાં કહ્યુંરે, કીધી વીસ્તરી વાત તમાંમ. ૪૮
મોતી આપવારે, આવ્યો કેતો ન ધરે હાથ;
પણ ફળ ધારીનેરે, લીધું વદીને વીઠ્ઠલ નાથ. ૪૯
તે ફળ ફેંકીનેરે, નાડો ભુંડા ભાયગવાંન;
અરપ્યું લેઇ તેરે, કોંડોબાને તેણ્યે સ્થાંન. ૫૦
મોતી લાખનાંરે, દરશી દેવા આવ્યો તાંહ્ય,
તવ તુકો વદેરે, એ ના ઝાલું હું કર માંહ્ય. ૫૧
વીઠ્ઠલનાથનારે, આપ્યા વીના સર્વ હરાંમ;
જાઓ તમો ગ્રહીરે, માહારે માયાનું નહીં કામ. ૫૨
રૂદ્ર અભંગનેરે, નજરે જોતાં પ્રગટ્યું જ્ઞાન;
વદવા લાગીયોરે, ભાશા ગીર વાણી તે સ્થાંન. ૫૩
શટ શાસ્ત્રો તણોરે, વકતા તર્ત થયો તે વાર;
પ્રણમી ચાલીયોરે. મનમાં ધરીને મોદ અપાર. ૫૪
તેજ તકે થઇરે, સભા સતારામાં તે વાર;
દેશે દેશનારે, આવ્યા પંડીત અપરમપાર. ૫૫
કોંડોબા સુણીરે, પોત્યો પ્રેમ કરી તે માંહ્ય;
પુરવે જાંણ તેરે, લાગ્યા હસવા દરશી તાંહ્ય, ૫૬
ગણતાં સોલગીરે, ઝેને આવડય ન મળે લેશ;
જઇ તેણ્યે કરયોરે, પંડીત પંગત્ય માંહી પ્રવેશ. ૫૭
દ્વૈતા દ્વૈતનીરે, મુકી ચરચા મંડળ માંહ્ય;
કોટી ત્યાં કરેરે, સમઝી શકિત માફક ત્યાંહ્ય. ૫૮

ગૌણ પખુ પડેરે, તે મગ ટેકો દે તે વાર;
શેશ સરીખડારે, શોભે ભાશણમાં નીરધાર. ૫૯
ન્યાય[1] મીમાંશકારે[2], વૈશેશીક[3] વેદાંત[4] વીશાળ;
તમ પાતાંજળીરે[5], શાંખ્ય[6] શટે શાસ્ત્રો તે કાળ. ૬૦
ઋગ્યજુ શામનેરે, તેમ અથરવણ ચારે વેદ;
મત ચાલી રહ્યારે, ખંડન મંડન ભેદાભેદ. ૬૧
ત્યાં સરવોપરીરે, કોડાબા તે મુખ્ય મનાય;
જોઇ રાજી થયારે, પોતે તર્ત શીવાજીરાય. ૬૨
માહા પંડીતનીરે, પદવી અરપણ કીધી ત્યાંહ્ય;
દેઇ શીરપાવનેરે, રાખ્યો રાજ સભાની માંહ્ય. ૬૩
શાસન થાપીયુંરે, વાહન વસવા સુદીર સ્થાંન;
કોડાબા તણુંરે, વાધ્યું મહંત કૃપાથી માંન. ૬૪
પુરપતે પુછીયુંરે, કોડાબાને કયાં અભ્યાસ;
તવ તેણ્યે કહ્યુંરે, રાંમ તુકાની કરૂણા ખાસ. ૬૫
સુંણીને તે પળ્યોરે, રાવ શીવાજી દરશન કાજ્ય;
દીન દીન એ વધીરે, પરમ પતીષ્ઠા ત્રષ્ણા તાજ્ય. ૬૬
તાર પછી ગયારે, આલંદીશ કરીને ગાંમ;
કીરતન તાં કરેરે, ભકિત વાધે ઠાંમો ઠાંમ. ૬૭
શ્રવણી વારતારે, લોહ ગ્રાંમ તણા જન જેહ;
આલંદી ગયારે, મળવા તુકારાંમને તેહ ૬૮
જૈ પાયે પડયારે, કરજોડીને કેહે તે વાર:
આપ કૃપા કરોરે, પુર પાવન કરવા તે ઠાર. ૬૯
ભકત ભણે સુણીરે, કાલે આવીશું તવ ગાંમ;
રાત્ય ટકો અહીંરે, પ્રેમ કરીને આતમરાંમ ૭૦

॥ વીશ્રાંમ ॥ આત્મારામ ટકો અઇરે, પીઓ રામરસ ભાઇરે,
રેવા રસીક રાજી થયેરે, વધે સરવ સરસાઇરે. ૧

॥ इतिश्री भक्तलीलामृत परमपवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते कोडोबा वीद्या क्रपा वर्णनो नाम चतुर्त्रींशमोध्यायः ॥ ३४ ॥

---

## अध्याय ३५ मो.

॥ રાગ ધનાશ્રી. ॥

ભણે નાભાજી સાંભળો સ્વાંમી, રહ્યા લોક તે સઘળા વીરાંમી. ૧
બીજે દીવસ ગયા લોહ ગ્રામ, દીધો ઉતમ એક મુકાંમ. ૨
બ્રંહ્મ ભોજન જે સ્થળે થાય, ત્યાંહાં કીરતન કરવાને જાય. ૩
કથા કીરતન તાં નીત્ય ચાલે, રૂડી રીત્યના મંડપ ઘાલે. ૪
બેસે સરસ સભા ભરી ત્યાંહ્ય, તુકારાંમ છે કીરતની જાંહ્ય. ૫
તાળ મરદંગ મંજીરા વાય, ઉભા રહી હરી કીરતન થાય. ૬
નાદ બ્રંહ્માના યોગે તે વાર, બ્રંહ્મ રસતણી વૃષ્ટી અપાર ૭
આપુ ઉપમા એ જોઇ કેવી, બ્રંહ્માદીકને દુર્લભ જેવી. ૮
નીત્ય એ રીતે કીરતન થાતું, નથી એ થકી ત્રપ્તી થવાતું. ૯
રહે આનંદ વરશી અપાર, ચાલે ચક્ષુવે પ્રેમની ધાર. ૧૦
થાય તર્ત ત્યાં નીંદ્રાનો નાશ, રહયો પ્રેમનો છાહી પ્રકાસ. ૧૧
થયો અરૂણ ઉદય જેણી વારે, પુરણારતી થાય છે ત્યારે. ૧૨
જય વીઠલ નાંમ વદાય, સભા ત્યારે વીસરજન થાય. ૧૩
તુકારાંમ સ્તુતી કરી ગાય, કરી આ તકે પુરણ કૃપાય. ૧૪

દીવ્ય મુરતીનાં દરશન થાય, જીવ તે જમ હાથ્ય ન જાય ૧૫
પ્રભુ પંઢરપુર વસાવી, મુકયું વૈકુંઠ ભુતળ લાવી. ૧૬
જ્યાં ત્રીલોકનાં તીરથ ભાવે, ચંદ્રભાગામાં મજ્યાંને આવે. ૧૭
તેથી ત્રીદશ વૈમાને આવી, નીત્ય નાહાય છે ભાવ બતાવી. ૧૮
ક્ષેત્ર ઉપમા ના જડે કાંમી, એવા બ્રંહ્માદી દેવ વીરાંમી ૧૯
એક રોમમાં બ્રંહ્માંડ કોટી, કાહાડુ મહતાની કયેમ કસોટી ૨૦
જેમાં ના મળે ચોથો તે પાયો, તે તુકાના તું હદયે સમાયો. ૨૧
એમ કહીને હરી ગુણ ગાય, વારા ફરતી મહોત્સવ થાય ૨૨
ત્રષ્ણાતીત હેવા નથી સ્થાંન, જેને કંચન કચરો સમાંન. ૨૩
શત્રુ મીત્ર નથી જેને મંન, ભારી ભુપને કો નીરધંન ૨૪
સમવરતે છે તાં તુકારાંમ, વૃદ્ધ વીધવા આવી તેને ઠાંમ ૨૫
રંક બ્રાંહ્મણી તે કર જોડી, આવી કરગરે આધું હોડી. ૨૬
કાલ્યે મુજ ઘેર જંમાને આવો, તો કરાવું કથા લેઉ લ્હાવો ૭
તુકારાંમ કે ત્યાં નમી પાય, પેલું બ્રાંહ્મણ ભોજન થાય ૨૮
ત્યાર પુંઠળ જંમા હું આવું, ધર્મ સેતુ હું નહીં પલટાવું. ૨૯
વૃદ્ધા કે કરૂં તેવડય જાઇ, વસ્તુ વાસણ વેચ્યાં ઠરાઇ. ૩૦
દશ બ્રાંહ્મણની ત્યાં રસોઇ, કીધી તઇયાર ટાંકણું જોઇ ૩૧
હર્શ હૈયામાં તે નવ માય, તેવે જાગી તાં કરમ કથાય. ૩૨
દૈવ યોગે જ્યાં અદ્દલ ખુટી, પડોશણનું પડયું ઘર ટુટી. ૩૩
થયો કાટયકો પડતાં તે ડરથી, નાઠી બ્રાંમણી નીકળી ઘરથી ૩૪
લાગી કુટવા છાતી તે કાળ, મારૂં કથળો કયાં બેઠું કપાળ. ૩૫
આંસુ આંખ્યમાં રોતી તે લાવી, તુકારાંમની પાસમાં આવી. ૩૬

આશા અંતરની તેની ભાગી કરજોડીને કહેવા લાગી. ૩૭
કરયું આપે કહ્યું તેમ જાઇ, મારૂં કરમ તાં બેઠું કવાઇ. ૩૮
પડોશણનું પડયું ઘર ઘુમી, રહી પડવાને ભીંત્ય જઝુમી. ૩૯
જગા જંબાની કીરતન ઠાંમ, બાજી બેઠી બગડવા તમાંમ. ૪૦
ધણી ધીંગો હજાર છે હાથ, ચ્યાર દાહ્ડા નભાવશે નાથ. ૪૧
જાઓ આવું છુ કલેશ ન લાવો, પેલું બ્રાંહ્મણોને પીરસાવો. ૪૨
કીધો ઇશ્વર સાથ્યે કરાર, ભીંત્ય નૈ પડે દીવસ ચાર. ૪૩
જંબા જાવામાં છે નહીં માલ, ભીંત્ય ટુટશે પલકમાં હાલ. ૪૪
વાંકી વાંસડા પેડય થઈ છે, આડી વાયુના વાંકે રહી છે. ૪૫
આખું ગાંમ ભણે છે નકારો, તુકારાંમનો છે મત ન્યારો. ૪૬
જાણ ભકત કેછે હરી સાથ્ય, તેથી વીઘ્ર કશું નહી થાય. ૪૭
ભીંત્ય રોકે તાં શું ભારી હાવે, આખા આભને એ અટકાવે. ૪૮
તુકારાંમે તાં આદર કીધો, વીપ્રો સાથ્ય પ્રસાદ તાં લીધો. ૪૯
રાતે કીરતન ઉછવ કરીયો, નથી ભીંત્યનો કાંકરો ખરીયો. ૫૦
પ્રાતે ઇશ્વર આરતી કીધી, વસ્તુ વૃદ્ધાની સઉ કાઢી લીધી. ૫૧
રાછપોછ પટારૂ તમાંમ, ઘંટી ખાણીયો વાસણ નાંમ. ૫૨
વસ્ત્ર વળગણી બારણે કાહાડી બીજા સ્થાને તે દીધું પોતાડી. ૫૪
પુરા ચાર દીવસ થયા ઝારે, જોવા લોક ભરાયા છે ત્યારે. ૫૫
મળી મેદની લોક ન માય, હૈયે હૈયાં તાં ઉભાં દળાય. ૫૬
તુકારાંમે જે બોલાવો જ્યારે, ટુટી ભીંત્ય પડી તેણી વારે. ૫૭
કરયું લોકે મળી અનુમાંન, તુકારાંમને વશ ભગવાંન. ૫૮
એ અચંબો જોઇ હરખાઈ, તુકારાંમને સૌ નમ્યા જાઇ. ૫૯
બીજું ઘર તે બાઇને અપાવ્યુ, ફરી કીરતન તેમાં થપાવ્યું. ૬૦

પ્રેમ આનંદમાં દીન જાય, ભાવી ભક્તોને મોહન માય. ૬૧
શુકલ પક્ષનો શશીયર જેમ, કળા વૃધી પાંમે તેની તેમ ૬૨
તુકારાંમની કીરતી તે ચાલે, જેના ચરણમાં સૌ શીર ઘાલે. ૬૩
ગુણ ભાળીને સજ્જનો ગાજે, દેખી દુરીજનો અંતર દાઝે. ૬૪
ચીત્ત વીધાને કુળ અભીમાન, તેને ના રૂચે શક્રનુ સ્થાન. ૬૫
એક રામેશ્વરભટ નામ, વીપ્ર વાઘોલીમાં છે મુકાંમ ૬૬
ચાર શાસ્ત્રનો પાઠી ચતુર, રાજ પંડીત અંતર ક્રુર. ૬૭
તુકારાંમની કીરતી લૈ જાહ્ય, ધીકી ઉઠયો તે અંતર માંહ્ય. ૬૮
જાણ્યું શુદ્ર જાતીને પુજાય, ભાશા કીરતન તે કરી ગાય. ૬૯
ભોળા લોકને નાંખે ભમાવી, કાંણુ વીપ્રોને પુછશે આવી. ૭૦
માટયે હું ખરો ખોડય ભુલાડું, તાંણી દેશથી તગડીને કાહાડું. ૭૧
જો આ ધારેલું મેથી ન થાય, માહારૂ જીવ્યું અકારત જાય. ૭૨
એમ ધારીને વળીયોરે શ્વાસે, પળ્યો તર્ત દીવાંનની પાસે. ૭૩
વાત વરણી તુકારાંમ કેરી, શુદ્ર જાતી ને ધુમરૈ ઘણેરી ૭૪
શ્રુતી શાસ્ત્રના અર્થ એ કાહાડે, તેને પ્રાકૃત ભાશામાં પાડે. ૭૫
નામ મારગે લોકોને પાડે, પગે બ્રાહ્મણોને તે લગાડે. ૭૬
સાધી મોહન મંત્રમાં પેઠો, વેદ મારગ બોળવા બેઠો. ૭૭
સુણી વાત દીવાંને એ ઝારે, લખ્યો એક રપોટને તાહારે. ૭૮
કરી અંતર ક્રોધ અપાર, દેહુ ગ્રામમાં પેરયો સવાર ૭૯
મુખીને મળી આદર કીધો, તેને હાથ્ય રપોટ તે દીધો. ૮૦
લખ્યું તેમાં ન વાર લગાડે, તુકારાંમને ગામથી કાહાડે ૮૧
સુંણી કાશદ તાંથી ચલાવ્યા, તુકારાંમને તેડી મગાવ્યા. ૮૨

કહ્યું રાજ લખણ આવ્યું એમ, કો હાવે કરવુ ગાંમને કેમ ૮૩
તુકારાંમે ધારી મનસંગ, રચ્યો કરૂણા રસે ત્યાં અભંગ ૮૪
હરી હાવે જઉ કીયે દેશ, કોપેયો કાળના સરખો નરેશ ૮૫
ગાંમ બારણે મુકશે કાહાડી, રેહેવા નૈ દે એ જંગલ ઝાડી. ૮૬
નથી હોદાને હુંફ હમારે, વૃજાધીશ ચઢો માહારી વાહારે. ૮૭
એમ કહીને નમી પુર બાહાર, તુકારાંમ ચાલ્યા તેણી વાર ૮૮
ગાંમ વાઘોલીમાં તેણી વાર, ગયા રાંમેશ્વર તણે દ્વાર. ૮૯
તે તાં સંધ્યામાં બેઠેલો જાંહ્ય, કરયા દંડવ્રત જઇ તાંહ્ય ૯૦
શબ્દ વીઠ્ઠલ બોલીને હાવા, લાગ્યો પ્રેમથી હરી ગુણ ગાવા ૯૧
રામેશ્વર વધો સુણીને તે વાર, શુદ્ર જાતીને શો અધીકાર. ૯૨
શ્રુતી સ્મૃતિના અર્થ મહીં આવે, તેનું પાકત ભાશામાં લાવે. ૯૩
હાવું સાંભળે કે કોઇ ગાય, શ્રોતા વકતા બે નર્કમાં જાય ૯૪
માટે આજ પછી કોઇ વાર, ના કરીશ આ કાવ્ય ઉચ્ચાર. ૯૫
તુકારાંમ તાં મનમાં વીચારે, આપી વીઠ્ઠલે આગન્યા ઝારે. ૯૬
કૃપાસીંધુ દયા કરી ખાસી, તારે વાંણી મેં વદને પ્રકાશી. ૯૭
તમે ના કહી દેવ થૈ ભાવે. નવી નહી કરૂ આજથી હાવે. ૯૮
આજ પેહેલી રચેલી છે એનું, માહારે કયમ કરવું કહો તેનું ૯૯
રામેશ્વર કેહે સઉ કરી ગોળો, તેને જાઇને જળમાંહી બોળો ૧૦૦

॥ વિશ્રાંમ ॥ બોળો જળમાં જાઇ તેરે, નાશ મુળ થઈ જાયરે;
રેવા રસીક જન સાંભળીરે, વીઠ્ઠલ વીઠ્ઠલ ગાયરે ૧

इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकारांम चरीत्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते रामेश्वरभट्ट द्वेश वर्णनो नाम पंचत्रीशमोध्यायः ॥ ३५ ॥

---

## અધ્યાય ૩૬ મો.

॥ રાગ મારૂ ॥

નાભાજી વદેરે, સાંભળો સ્વાંમીજી વીનતી;
તુકારાંમનેરે, અંતર શોક નથી રતી. ૧

ધારે મન વીશેરે, ગોવીંદજી ગમતું કરે;
જેના હાથમાંરે, બાજી તે બીજાયે ના ફરે. ૨

નમી વીપ્રનેરે, દેહુ ગ્રામમાં તે ગયા,
પોત્યા મંદીરરે, વીઠ્ઠલ સાંહાંમા ઉભા રહ્યા. ૩

નમી નાથનેરે, કરજોડીને કરે વીનતી;
કહ્યું આપનુંરે, મેં કરયું તેમાં શી ભુલ્ય હતી. ૪

તારી આગન્યારે, પાળીને વાંણી જે વીસ્તરી,
તે બુરાડવારે, જાને બેઠા તું પાછો ફરી ૫

ગમ્યું આપનેરે, તે ભલે કરવા રૂચી ધરી,
એમ બોલીનેરે, કીધેલી કાવ્ય ટોળે કરી. ૬

દેહ ઢંઢેરેરે, ગામ લોકને ભેળા કરયા;
કાવ્ય કોથળારે, બાંધીને મહી પથ્થર ભરયા. ૭

ખોળી ખંખોરીરે, બાંક્યા ન રેહે કશું બારણે,
નદીપર ગયારે, કાવ્યને બોળવા કારણે. ૮

ઘોરી ધોધમાંરે, નાંખી તે સર્વ જોતાં જને;
જય વીઠ્ઠલરે, સાચવજે સોંપી તને. ૯

ભાળી ભાવીકોરે, શોકના સીંધુ વીશે પડયા;
પુત્ર શોકથીરે, પાંચ ઘણા કષ્ટે રડયા. ૧૦

બીજા દુરીજનોરે, આનંદ અંતર પાંમીયા,
ઢાંગ ધારતોરે, તેમાં ખરી આવી ખાંમીયા. ૧૧

ઝાંઝો ના ટકેરે, રંગ પતંગનો પા ઘડી;
ફરતો લેહરે, ચાવી ખાવાને એ ચોપડી ૧૨
રામેશ્વર ભટરે, વીદ્વાન સુર્ય સરીખડો;
આ અશુદ્ધ લૈરે, ચોળીને બોળાવ્યો ચોપડો; ૧૩
જેમ જૈમીનીરે, વ્યાસના શીષ્ય થઇ ફરે
જોઇ વ્યાસનું રે, ભારત ભીજુ પ્રગટ કરે ૧૪
વાત વ્યાસે લહીરે, પાંણીમાં તેને બુડાડીયું;
અશ્વમેધનુ રે, એક પરવ તે ઉગાડીયું. ૧૫
તેમ જૈનમાંરે, અમરવીજય થયો મહામતી,
કરયા ગ્રંથ બૌરે, શંકરે બોળાવ્યા બળવતી. ૧૬
બાળ ભારતરે અમર કોશ બે બાકી રહ્યા,
નાંમ રાખવારે, બે વીના સૌ જળમાં ગયા. ૧૭
એમ આ મળ્યોરે, રામેશ્વરે બળ કાડીયું;
તુકારાંમનું રે, ખોદીને મુળ ઉખાડીયું. ૧૮
એવી રીત્યથીરે, ભકત દ્રોહી બકયાં જાય છે,
તુકારાંમ તેરે, ગોવીંદના ગુણ ગાય છે. ૧૯
જાંણે જગદીશરે, જેમ ગમે તેમ તે કરે;
તેવું ધારીનેરે, શોકને હર્શ ના મન ધરે. ૨૦
એમ કરતાં તાંરે, પાંચ દીવસ વીતી ગયા;
તારે દુરીજનોરે, વાત પાછળ કરતા થયા. ૨૧
તે આ લોકનું રે, લેણું ને દેવું બોલ્યું હતું,
તારે તુજનેરે, આ ફળ પુડયે મળ્યું જતુ. ૨૨
બોળ્યું પાંકું રે, પોતાનું કયમ સધરી શકે,
હાથ હરી તણારે, લાંબા છે તુત એ કયમ ટકે ૨૩

એવું સાંભળીરે, તાપ અંતરમાં ઉદે થયો;
પ્રાંણ ત્યાગવારે, ધારે વીચાર વટી ગયો ૨૪
આત્મ હત્યાનું રે, પાતીક લહી અંતર ડરે;
અંન ત્યાગીનેરે. મંદીરમાં જઇને ઠરે. ૨૫
તુળસી વનેરે પસ્તાવો પોતે શમાવવા;
ત્યાં અભંગજરે, ઓગણી પોત્યે રચ્યા નવા. ૨૬
ઓ દયાનીધીરે, શેવા સ્તુતી કરી તાહ્યરી;
આવ્યો દરશનેરે, શોભા વધારી તેં માહ્યરી. ૨૭
મુખ લોકમાંરે, દેખાડવા સમુ ના રહ્યું;
પ્રાંણ લીધો નરે, એટલું કયમ આળસ થયું. ૨૮
માહારૂં કાવ્યએરે, સાબુત સાચું જો ના થશે;
તો આ પ્રાણજરે, આપના ગુણ ગાયે જશે. ૨૯
કહે આપનેરે, મે કવિતા કોડયે કરી;
તે વૃથા ગયેરે, નૈ કુશકા કુટ્ટુ ફરી. ૩૦
જન્મ આપીઆરે, જીવતો મુજને ઝભે કરયો;
ખોઇ આબરૂરે, જકતમાં હું જુઠો ઠરયો. ૩૧
માહારૂં કથનએરે, આપ કરાવશો જો ખરૂં;
વધે વીશ્વમાંરે, આપણ બેઉની આબરૂ. ૩૨
લાજ લુંટાઇરે, નાકવનો થઇને ફરૂં;
હાવેથી ફરીરે, લેખણી હાથમાં નહી ધરૂં. ૩૩
પોકારૂં પીડયેરે, આપે કરાવ્યું ઠેરવી;
ફરી બેઠાછોરે, મારા થકી મુખ ફેરવી. ૩૪
વેશ ભકતીનોરે, કાઢીને મેં વગાંણું કરયું;
ખોહયો સંસારરે, પોશીને પેટ નથી ભરયું. ૩૫

પ્રજા પેટનીરે, પાસે રહીને પીડ્યા જુવો;
તે ઘટે નહીરે, આબરૂ આધીનની ખુવો. ૩૬
એમ કહી ઊઠીરે, અંન પાણી તણી આખડી;
દેવાલય [illegible]રે, શલ્યા ઉપર સુતો ચડી. ૩૭
વાંકી વનીતા[illegible]રે, વીષ્ણુનું વેર ચાલ્યા કરે;
તેમાં આ થયું રે, બે બેંગ ના ફરકી ફરે ૩૮
અન્ય ભાવીકોરે, પ્રેમ શ્રવણી કશુ ધારતા;
થયા વીમુખ તે[illegible], સણી વરઘોડાની વારતા. ૩૯
કંઇક તરૂવરે[illegible], પાકેલું ફળ ટુટી પડે;
તેથી વીપરીત[illegible], કાચું ડીટામાંથી સડથાંડ ૪૦
એમ ભકતીઆરે, માહારી અપકત્ર ટુટી પડી;
કવાયું કરયુંરે, કાળી ટીલી કરમે જડી ૪૧
મીઠું મનવવારે, આવી ખબર પુછે જરી,
જીવે કે મુવારે, કોઇ ખબર ના લે ખરી ૪૨
એમ શોચનારે, [illegible]રૂેસવર આગળ કરે;
સુણી શ્રીપતીરે, દ્વેશીને ફળ દવા ફરે. ૪૩
જે વાગોલીયારે, ગામમાં રામેશ્વર હતો;
તુકારાંમનીરે, ઉપર દ્વેશ જે રાખતો ૪૪
તેના યોગથીરે, પુણ્યનો નાશ થઇ ગયો,
પછી કો દીનરે, પુનાના પથ વીશે વહયો. ૪૫
નાગનાથએરે, નામના શંકર તાં હતા;
તેના દરશનેરે, પ્રેમ કરી પોતે જતા. ૪૬
તેજ અવસરરે, સોમ પ્રદોશ આવ્યો હતો,
રામેશ્વર ભટરે, નીરખવા તે ઉપર જતો ૪૭

તેના સાથમાંરે, વીધારથી બે રૂડા હતા;
એક બાગમાંરે, શીતળતા ભાળી જતા. ૪૮

તે છે યવનનોરે, અનઘટશા નાંમે કરી;
માહા મંત્રનોરે, પાકો પ્રયોગી તે ખાતરી ૪૯

તેના બાગમાંરે, ઉતારો ત્રણ્યે જઇ કરયો,
બાગ મધ્યમાંરે, પાંણીનો હોજ દીઠો ભરયો ૫૦

સ્નાંન પ્રાતમાંરે, કરવા તે હોજ વીશે ગયો;
દીઠો અનઘટેરે, કોપ અપાર તેંનો થયો. ૫૧

તાં પ્રયોગ તેરે, તર્ત ફકીરે તેને કરયો,
જળ નીમાજનુરે, ભ્રષ્ટ કરયું જે ઉતરયો. ૫૨

તેના દેહનેરે, તર્ત દાવાનળ લાગજ્યો;
તે કશા થકીરે, અંગ ન એ શીતળ થજ્યો. ૫૩

શાપ સબળનોરે, વડવાનળ વપુ જાગીયો;
બુંમે બુંમ તાંરે, ત્રાશી પોકારવા લાગીયો. ૫૪

વદે શીષ્યનેરે, કરમ કવાયુ હું કયમ કરૂં;
બાહારય નીસરૂંરે, પાંણીથી તો પ્રજળી મરૂં. ૫૫

વધો શીષ્ય ત્યાંરે, કઇક પેલા યવને કરયું,
હેના શરણમાંરે, જૈએ તો કષ્ટ થશે પરયું. ૫૬

રાંમેશ્વર સુંણીરે, બોલ્યો કે વીપ્ર વરણ થઇ;
નમુ કયમ કરારે, નીચ યવન પાસે જઇ. ૫૭

ઉંચ વર્ણ હુ રે, તાં ગયે માપ માહારૂં મટે;
લાજું લોકમાંરે, તેજ ગાયત્રીનુ ઘટે. ૫૮

મુંઢ મત કરીરે, પેશી રહયો જળમાં જઈ;
બાહારય નીકળેરે, કે બળતા બમણી થઇ. ૫૯

પાછો મહી પડયોરે, કાહ્યર તે થયો જાહ્યરે;
જખ મારીનેરે, ત્રાશીને નીકળ્યો તાહ્યરે. ૬૦

અંગે અગનીનોરે દાહ ન વેઠાયો જેટલે;
શીષ્યને કહ્યું રે, વસ્ત્ર ભીનાં વીંટય એટલે. ૬૧

ઘડો જળ તણોરે, લે ભરી છીદ્ર તળે કરી;
માહારે શીર ધરયરે, રેહે અભીશેક પેઠયે ઝરી. ૬૨

જળ ઝારીમાંરે, લેઇને છાંટય બળી ગયો,
ઘેર લેઇ જારે, અંત આવ્યાનો સમો થયો. ૬૩

પુત્ર શોકનારે, તેવો પોકાર કરયા કરે,
ઉઠે બેસેનેરે, હાય હાય મુખ ઉચરે. ૬૪

કુટે શીશનેરે, મર્ણ કમોતે માહારૂં થશે;
હાવે કયમ કરૂંરે, પાકો પ્રયોગી ફકીર હશે. ૬૫

કહે કેટલારે, હાલ કરયું હવડે ફળ્યું;
તુકારાંમનારે, તીરસ્કારનુ ફળ મળ્યું. ૬૬

પીડે ભકતનેરે, વીશ્વપતી ન વેઠે વળી;
પરા પુર્વનીરે, વારતા કે એક સાંભળી. ૬૭

અમરીષનેરે, દુરવાસાયે દુખ ઝુકીયું;
ત્હારે ઋષીપરરે, ચક્ર ચતુરભુજે મુકીયું. ૬૮

દુરવાસાનેરે, તાં દડવર્ત કરાવીયા;
તેમ વીઠુલરે, વીપ્રની વેળા તે લાવીયા. ૬૯

લેઇ શીષ્યોનેરે, આલદીશ ગાંમે ગયા;
જ્ઞાંનેશ્વરતણારે, સ્થાનમાં જઇ ઉભા રહ્યા ૭૦

ધાલ્યુ લાંઘણું રે, અંન ઉદક બને તજી;
બેઠા તરૂ તળેરે, ડાળ તળે શીંકુ સજી. ૭૧

ઘટ પાંણીનોરે, છીદ્ર કરી શીંકે ધરયો;
તે ધારા પડેરે, જમ અભીશેક દીસે નરયો. ૭૨
જગદીશ્વરેરે, ભક્તનું વેર તે વાળીયું;
વણ પાવકેરે, દંભીનું પુદગળ બાળીયું. ૭૩
દંભીની દશારે, કષ્ટમે એમ કળી ગયો;
ધારા શીર પડેરે, પીડયાનો પાર નથી રહયો. ૭૪
એમ હે થયુંરે, વરણું તુકારાંમની કથા;
દેહુ ગ્રામમાંરે, પોતે વેઠે છે પરમ વ્યથા. ૭૫
અંન પાંણીનીરે, આખડી લેઇ પડી રહ્યા,
જગદીશ્વરરે, કીશોર વય કરી તાં ગયા. ૭૬
મન ધારીયુંરે, ગુણ ગાયે માહરા આ થયું;
કોના મુજવીનારે, માટયે માહરે જોઇયે રહ્યું. ૭૭
તુકારાંમનીરે, પાસે ગયા પોતે હરી;
કર ફેરવ્યોરે, અંગ ઉપર કરૂણા કરી. ૭૮
કહ્યું કાંનમાંરે, ચીંતા ના કરશો હાવે જરી;
છું સેવા વીશેરે, ચુકની આવે હાવે ફરી. ૭૯
મારૂં રટણજરે, કરતાને કષ્ટ આવી પડે;
સમે સાચવુંરે, અંગે ન દુખ આવી નડે. ૮૦

॥ વીશ્રાંમ ॥ અંગે કષ્ટ પડે નહીરે, કરૂં સંકટમાં સાહ્યરે;
રેવા રસીકે મહારો કહયો, પવને ના પીડાયરે. ૧

इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकारांम चरीत्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते रामेश्वरभट्ट द्वेश वर्णनो नाम षट्त्रीशमोध्यायः ॥ ३६ ॥

---

## અધ્યાય ૩૭ મો.

॥ રાગ સીંધુ ॥

સંકટનોસંગીશરણેઆવ્યોતેનેતારૂં,ભક્ત દ્વેશીને ભીદુર ભેદી ખલકે ખોળી મારૂં,સંકટનોસંગી, શરણે આવ્યો તેને તારૂં ટેક ૧

હીરણ્ય કશીપુ દ્વેશી ધર્મનો, નામ રૂચે ના માહારૂં;
થયો પુત્ર પ્રહ્લાદ હરીજન, ન રહ્યું બચવા બારૂં. સં૦ ૨
પ્રથમ પુત્ર પાતન કરવાને, લાગ અનંતો લીધા,
કાંણુ ગજુ માહારાગળ તેમે, નીરમ્યા નીસ્ફળ કીધા. સં. ૩
પરવત શીખર થકી પાપીષ્ટે, સુતને નાંખી દીધો;
તાં હજાર મેં હાથ કરીને, જાળવી ઝીલી લીધો. સં૦ ૪
સમુદ્રમાં સુતને નાંખ્યો તાં, કાચ્યબ થઈ મેં તારયો;
પાવકમાં ઉશેટયો ત્યાંમે, તર્ત હીમાળો ઠારયો. સં. ૫
હાથી ના પગ તળે કચરવા, ડાંમી કીધી ડાહો;
સી હભાસ પ્રલ્હાદ કરયો જોઇ, ચીસ પાડતો નાઠો સં૦ ૬
દસવા સુતને સર્પ છોડીયા, લોક ગયા સઉ ત્રાસી;
ગરૂડઘાટ પ્રલ્લાદ બતાવ્યો, ગયા પનગો નાસી. સં૦ ૭
એક ઉપાય ન ચાલ્યો તાહારે, વરણવને વીશ દાધું;
મેં પ્રહ્લાદ હૃદયમાં રહીને, પરમ હળાહળ પીધું. સં૦ ૮
સુતને પુછયું કયાં ઇશ્વર છે, સચરાચર ઉચાર્યો;
તપ્ત લોહનો થંભ કહયો તાં, મેં તેમાં દેહ ધારયો. સં૦ ૯
વીધીનો વર નમરે કોનાથી, અષ્ટ આંતરા જેમાં,
બળ બીજા સુરનું ના પોતે, જે પણ કીધુ તેમાં સં. ૧૦

ઘરમાં ન મરૂ બારણે ન મરૂ, ન જનાવર જન જાતે;
લાકડે ન મરૂ લોહે ન મરૂં, ન મરૂં દીવસ રાતે સં૦ ૧૧
આડ અંતરાયો સાચવવા. થંભે બાળ બઝાડ્યો;
વદન વ્યાઘ્ર તન સઉ માનુષનું, સ્થંભ થકી દેહે કહાડ્યો સ૦ ૧૨
પકડ્યો શત્રુ સંધ્યા સમયે, અડઘો બાહ્યર ઘરમાં;
દરસાવ્યા નખ લાકડુ લોહુ, ચીરયો ધરયો ઉદરમાં. સં૦ ૧૩
પુછ્યું રાત્ય કે છે દીવસ આ, છું બાહ્યર કે ઘરમાં;
ભાળ્ય પશુ કે આ પુરૂશ છે, નૈ વનચર નૈ નરમાં સં૦ ૧૪
મેઘ અકાળે મે મોકલીયો, ઉદક હુનુ ભાળી;
નરસઇ મહેતો નાહાતી વેળા, પરમ પ્રતિગ્ના પાળી સં. ૧૫
સોના સારૂં નાપીક થઇને, નૃપનું મુંડન કરીયું;
તેમ ત્રીલોચનને ઘેર પાંણી, મેં કાવડ્ય લેઇ ભરીયું. સં૦ ૧૬
તેમ તુકા તુ નીરભય રહે જે, પુસ્તક જળમાં નાખ્યાં;
તે મારા કાળજડામાં મેં, કોરાં શાકટ રાખ્યાં. સં૦ ૧૭
નીકળશે તાહારે તું જોજે, કીરતી વધશે તાહારી.
એમ કહી હૈયામાં ડાબ્યો, ગોપ્ય થયા ગીરધારી. સં૦ ૧૮
તુકારાંમને હૃદયે વાશ્યા, લોક પછી સઉ આવે;
શાબવત સુતેલા દરશીને, છેટે રહી બોલાવે. સં૦ ૧૯
પ્રાંણ ગયો કે રહયો તપાસે, દુષ્ટ દંભીયો ભાળે;
કરી કડાકા કાષ્ટ થયો દેહે, વાતો કરી મન વાળે સં. ૨૦
કો કે મરે કમોંતે હેવો, હાવે મુજને લાગે;
બીજો કે નૈ નવાઇ હેવુ, થાતું આવ્યું આગે સં૦ ૨૧
અંન અન કરતી મોઇ મોહોટી, પુત્ર પળ્યો તે પુંઠયે;
તુકરાંમની તેજ દશા છે, રામ ભજનથી રૂઠે. સં૦ ૨૨

ભક્ત લોક કે થાઓ ગમે તેમ, લાજ ન હેની જાયે;
ત્રીકમજી તાજુડે આવી, આખર કરશે સાહયે. સં૦ ૨૩
અન ઉદકથી રેહે અળગા પણ, તન તેજસ્વી લાગે;
બાંનુ છે બળવંત હરીનું, માટે ભારની ભાગે સં૦ ૨૪
જુવો જરા પાસે જઇ હેનું, રટણ રહ્યું છે જારૂ,
તેર દીવસ વીત્યા એમ કરતાં, થશે ધણીનું ધારયું. સં૦ ૨૫
દેહુ ગ્રામના ઉતમ જનને, સ્વપ્નું શ્રીજી દીધું;
તુકારાંમના અભગ બોળ્યા, કુમને કુડુ કીધું સં૦ ૨૬
અભંગ વેદ સરીખા વાહાલા, જળમાં પડતાં ઝાલ્યા;
કોરા કટ રહેવાને માહારા, ઉરમાં ખોસી ઘાલ્યા. સં૦ ૨૭
ગાંમ લોક ભેળા થઇ સરવે ઇંદ્રાયણીપર આવો;
મહાજળમાંથી તરી નીકળે, લ્યો લોચનનો લહાવો. સં૦ ૨૮
તમે લાવજો પ્રેમે વાંચો સાંભળશે જે ભાવે.
ગરભવાસમાં તે નહી આવે, જમનું જોર ન ફાવે. સં૦ ૨૯
થયુ સ્વપ્ન તે ઝાઝા જનને, લોક થયા સઉ ભેળા;
ઢોલ મૃદંગ નગારાં વાજે, ગયા નદી તે વેળા. સં૦ ૩૦
જયજય વીઠ્ઠલ કરી ગર્જના, સઉજને જેણી વારે,
તર્ત તુમડાં પેડય તરીને, પુસ્તક આવ્યાં તાહારે. સં૦ ૩૧
નજરે નીરખી પડયા લોક મહી, જઇ પુસ્તકને ઝાલે;
ઝેની જેટલી હીંમત પોતી, તેટલાં તાંણી ચાલે સં૦ ૩૨
એક એકના કરથી ઝડપે, બુંમારણ બૌ થાયે;
પાંને પાંન રહ્યું ના બાકી, કોરાંકટ દરસાયે સં૦ ૩૩
જમ પેટીથી પુસ્તક કહાડયાં, કોરાં દીસે તેહેવાં.
તુકારાંમની ભારી ભકિત, અચરત જોવા જેવાં. સં૦ ૩૪

દુષ્ટ લોકનાં મુખ લેવાયાં, આ કારણ શું કૈયે;
હેની મેળ્યે તરી નીકળ્યાં, પડયો ધ્રાશકો હૈયે. સં.૦ ૩૫

ભક્તોને આનંદ જાગીયો, જય જય વીઠ્ઠલ કરતા;
તુકારાંમની પાસ આવીયા, ધંન્ય તમો ઉચરતા. સં ૦ ૩૬

ભક્તી તત્વ તમારૂં ભાળી, સૌને અંતર ભાવ્યા;
આંખ્ય ઉઘાડી ભાળો આ, ત્રીકમ તાજુડે આવ્યા. સં.૦ ૩૭

નીરવીઘને નીકળીયાં પુસ્તક, જમ સઉ દુનીયાં જાંણે,
સાત અભગ કરયા કરૂણા રસે, તુકારાંમે તે ટાંણે. સં.૦ ૩૮

તુકારાંમ કે હું અપરાધી, કષ્ટી તમને કીધા;
બેઉ જગાયે જીવ રાખવા, દુખમાં નાંખી દીધા. સં ૦ ૩૯

કરવું રક્ષણ એક માહરૂં, બીજું પુસ્તક જળમાં;
શીત રતુમાં બે સંકટમે, નાંખ્યાં એકી પળમે. સ .૦ ૪૦

આ બીજો અપરાધ માહરો, સાધન બળ ના ચાલ્યું;
ઘોર પતીત છતાં તમ આંગણે, આવી લાંગણું ઘાલ્યું. સં.૦ ૪૧

હાવો ભાર તમારે માથે, હું નહીં મુકું હાવે;
કાપી લે કો મુસ્તક માહરૂ, ચાહ્ય ગમે તે દાવે. સં ૦ ૪૨

શીત રતુમાં તેર દીવસ જળે, ઉભા રાખ્યા તમને;
અણ અશને મુજ પ્રાંણ રાખીયો, જાળવ્યો રોકી જમને.સં.૦૪૩

આ તમને સંકટ દેવાને, અધીકાર નહી માહારો;
લૌકાક લજ્જા માટયે કીધો, મેં કૈ એક લવારો. સં.૦ ૪૪

માત પીતાનો કૈ અપરાધ, કરયો તો ઉઠી મારે;
તમો દયાના સાગર માટયે, ક્ષમા કરો અત્યારે. સં.૦ ૪૫

આ સંસાર થકી કંટાળ્યો, સ્વપને સુખ ના ભાળ્યું;
કૃપા કરીને જોઇયે હાવે, ત્રષ્ણાનું મુળ ટાળ્યું સં.૦ ૪૬

એ અભંગ કોરા રાખ્યાની, વાત વીશ્વમાં ચાલી;
અનંત તે ઉતારા કરીયા, પરમ પ્રસાદી આલી. સં.૦ ૪૭
તુકારાંમને જેણે તપ૦યો, તેને જો દુખ કેવું,
આલંદી અલકાપુરીમાં છે, સંકટ જોવા જેવુ. સં.૦ ૪૯
॥ વીશ્રામ ॥ જોવા જેવું જાગીયું રે, સ કટ તેણી વારરે;
રેવા રસીક કોપે બળ્યોરે, માથે જળની ધારરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परमपवीत्र तुकाराम चरीत्र पारायणे कवि श्री रेवाशंकर वीरचीते भगवान भक्त साह्य वर्णनो नाम सप्तत्रिंशोध्यायः ३७

---

## अध्याय ३८ मो.

॥ રાગ કેદારો. ॥

નાભાજી વદેરે, શ્રવણો સ્વાંમી કરમ કથાય;
ભટ રાંમેશ્વરેરે, દ્વેશ કરયો તેનાં ફળ ધાય. ૧
શાપ ફકીરનોરે, પ્રગટયો પુનામાંથી તેહ;
નાહાતાં નીરમાંરે, જાગ્યો દાવાનળ સઉ દેહ. ૨
ત્રાશી તાં થકીરે, આવ્યો આલંદીની માંહ્ય,
બેઠો લાંઘણેરે, ગળતી માથે મેલી તાંહ્ય. ૩
ઉર ઉપાસનારે, કરતો જ્ઞાંનદેવની જાય
છો વીષ્ણુ તમોરે, સંકટ સમયે માગુ માહાય ૪
તે દરશી કરયુંરે, સ્વપ્નું જ્ઞાંનદેવે તે વાર,
અધરમ તેં કરયોરે, લાગ્યુ પાતીક અપરમપાર. ૫

બોળાવી બધીરે, જળમાં તુકારાંમની કાવ્ય;
રાજી રાંમ રહેરે, હેવો એક શબ્દ તો લાવ્ય ૬
મીથ્યા દંભમાંરે, રહીને ફોડયુ નીષ્ટ કપાળ;
તારયાં તેહ્યનાંરે, પ્રભુએ પુસ્તક ફેડયું આળ. ૭
ઘોર ગુનો કરયેરે, પાંમ્યો આ ફળ આંણી વાર;
શરણે તેહ્યનેરે, જા આવે પીડયાનો પાર. ૮
નીહીતો કો સ્થળેરે, તારાં કરમની છુટે લેશ;
સઉ તીરથે ફરૂંરે, કર્મ ટળે નૈ ન મટે કલેશ. ૯
ભક્ત શીરોમણીરે, દેહુ ગ્રામ વીશે છે વાસ;
તહાં જઇને નમોરે, તારે ટળશે તનનો ત્રાસ. ૧૦
બીજું કષ્ટનુંરે, કારણ ના જાણીશ તલભાર;
ત્યાં નમવા થકીરે, જીતી જાઇશ આ સંસાર. ૧૧
સ્વપ્નું સાંભળીરે, પશ્ચાતાપ થયો તે વાર;
હરીજન દુભીયોરે, કીધો અધરમ અપરમ પાર. ૧૨
જમ સીંધુ મથ્યેરે, વીશ હળાહળ પ્રગટયું તાંહ્ય;
પશુ પતી પી ગયારે, દાવાનળ પ્રગટયો દેહે માંહ્ય. ૧૩
રામ રટયા થકીરે, શાંતી થઇ વીશની તે વાર;
તમ ધારી લખ્યોરે, રાંમેશ્વરે કાગળ નીરધાર. ૧૪
સાંપ્યો શીષ્યનેરે, ચાલ્યો દેહુ ગ્રામે તેહ;
આપ્યો જાઇનેરે કરમાં તુકારાંમને એહ. ૧૫
તે વાંચ્યો સઉરે, મુખથી શીષ્યે વરણી વાત;
ગુરૂ માહારા અતીરે, કષ્ટી વેઠે છે દીન રાત. ૧૬
અનવડશા કરીરે, ફકીર પુંનાનો રહેનાર;
તેના બાગમાંરે, નાહ્યા ગુરૂજી એકજ વાર. ૧૭

તેના હોજનું રે, પાંણી અડક્યું અંગે જાંહ્ય;
દાહા દેહેને થયોરે, ન શમ્યો ઉપાય કરતાં ક્યાંહ્ય. ૧૮
વાંચ્યુ પત્રમાંરે, મેં કીધો નીજનો અપરાધ;
પગ પાછા પડરે, આવે અંતરમાં એ બાધ. ૧૯
માફી દોશનીરે, આપો આવું શરણે નાથ;
હું છું આપનોરે, હારયો હાવે ઝાલો હાથ. ૨૦
આ વાંચ્યા પછીરે, પસ્તાવો પ્રગટયો તે વાર;
બ્રાહ્મણ દેવનેરે, કસ્ટી ન ઘટે એક લગાર. ૨૧
સમદરશીપણુ રે, પોત્યે બ્રંહ્મરૂપ કેવાય;
પરના દોશનેરે, ન લહે ને પોતે ગુણ ગાય. ૨૨
એક અભંગ તાંરે, લખીને આપ્યો તેને તાંહ્ય,
તે લેઇને પળ્યોરે, સાંપ્યો જઇ ગુરૂના કરમાંહ્ય ૨૩
વાંચ્યો તે ગુરૂરે, તેનો અર્થ અનુંપમ થાય;
મન હોય શુધ્ધ તોરે, શત્રુ મીત્ર થઇને જાય ૨૪
અતર શુદ્ધનેરે, નડશે વાઘ્ર સીંહ વનમાંહ્ય,
કો વીશ પાયતોરે, આપે અમ્રીતનો ગુણ તાંહ્ય; ૨૫
હણવા આવીયોરે, તે પણ લાગે આવી પાય,
કો કડવું કહેરે, તે સાકર સરખું સમજાય. ૨૬
પટકે પાવકેરે, શીતળ લાગે તેને તેહ,
સમદરશીપણુંરે, રાખ્યે નારાયણનો નેહ. ૨૭
કો દુખ દે કદારે, તો તે સરવે સુખ થઇ જાય;
અભંગ વાંચતાંરે, દાહ શમ્યો શીતળ થઇ કાય ૨૮
વીપ્રે ધારીયુ રે, સત્ય વચન હેનાં નીરધાર,
અગ્નીના દહેરે, ઝેનુ અંતર શુધ્ધ અપાર. ૨૯

એ વાંચી થયોરે, પોતાને મન પશ્ચાતાપ;
ધીક પંડીત હું રે, મીથ્યા દંભી હુ ઘટપાપ. ૩૦
ના સમજ્યો કશું રે, નીંદા ભગવદીનો કરનાર;
હોરયુ કષ્ટ મેં રે, માહારા ડાહાપણને ધીકાર. ૩૧
એનાં પુસ્તકોરે, કોરાં તેર દીવસે જળમાંહ્ય;
નીકળ્યાં આપથીરે, તે બળ મુજમાં આવ્યે કયાંહ્ય. ૩૨
અંતર જાંણીયું રે, હેને પુરણ પ્રભુની સાહ્ય;
આ જગ તારવારે, પ્રભુએ પ્રગટાવી એ કાય. ૩૩
માટે જઇ મળુ રે, માહારાં પુરણ પાપો જાય;
ધારયું તે તકેરે, ચીંતા તુકારાંમને થાય. ૩૪
મંન વીચ્ચારીયું રે, બ્રાંહ્મણ રાંમેશ્વર કેવાય;
જૈ તેને મળુરે, શ્રંમ ન સાધુને અરપાય. ૩૫
એમ વીચારીનેરે, ચાલ્યા તુકારાંમ તે વાર;
મધ્ય પથે મળ્યારે, નમન કરયુ દ્વીજને તે ઠાર. ૩૬
તવ ભટજી વધારે કરવા આ જગનો ઉદ્ધાર;
જન્મ તમે ધરયોરે, તરશે પ્રાંણી અપરમપાર. ૩૭
મેં અણજાંણ્યમાં રે, નીદા કરી તમારી ઘોર;
પુસ્તક પુજનીરે, બુડાડ્યાં હું કર્મ કઠોર. ૩૮
આપ હરી તણારે, એકાંતીક લહી અંતર માંહ્ય,
જળમાં જાળવીરે, કોરાં કાઢી અરપ્યાં તાંહ્ય. ૩૯
પરમ પ્રતાપનેરે, હું ના સમજ્યો મંદ ગમાર;
ભકતી આપનીરે, વ્યાપક વિશ્વ થઇ આ વાર. ૪૦
વાયક વીપ્રનું રે, સુણીને તુકારાંમ કે તાંહ્ય;
હું હીન જાત્યનોરે, પ્રાકત ભાશા મુખની માંહ્ય. ૪૧

તે હું આપનારે, ચરણ તણી રજનો લેનાર;
તવ દ્વીજ બોલીયોરે, હું નહી ભુલું તમ આભાર. ૪૨
આપ અભંગથીરે, માહારો દાહ શમ્યો સૌ આંહ્ય;
મુંકી આપનેરે, હાવે હું નહી જાઉ કયાંહ્ય. ૪૩
એ રીત્યે કહીરે, પડીયો તુકારાંમને પાય;
એમ હળી મળીરે, બે આલંદી ગાંમ પળાય. ૪૪
જાઇ બે જણારે, નમીયા જ્ઞાંનદેવને સ્થાંન;
વીસ્તરી વારતારે, લોકે મળીને દીધું માંન. ૪૫
સઉ પુરવાસીયોરે, આવી ચરણ નમે તે વાર;
પુછે વારતારે, પ્રેમ ધરીને અપરમપાર ૪૬
ધન્ય દીન આજનોરે, આપ્યાં દરશન દીનદયાળ;
દીન બે ત્યાં રહ્યારે, દેહુ ગ્રાંમ પળ્યા તતકાળ. ૪૭
ચીત ભટજીતણુંરે, ચોટયું તુકારાંમની માંહ્ય;
સુતવીત સુંદરીરે, ત્યાગી પોતે વશીયા તાંહ્ય ૪૮
એ સઉ વારતારે, દાહ શમ્યાની દેશ વીદેશ;
અનઘડશાતણેરે, શાપ નીવારયો ભકત રમેશ. ૪૯
તે પુના વીશેરે, આવી અનઘડશાને કાંન;
ક્રોધ સુણી થયોરે, મ્રાડુ તુકારાંમનું માંન. ૫૦
મેં પીડયા કરીરે, તે ના આવ્યો માહારી પાસ;
ભાળુ તાં જઇરે, હેનુ દેવાતણ હું ખાસ. ૫૧
એમ વીચ્યારીનેરે, સીધ્ધી સંપાદનનું પાત્ર;
તે કરમાં ગ્રહીરે, શાહાનક નાંમે જોવા માત્ર. ૫૨
પુનેથી પળ્યોરે, આવ્યું વચમાં ચીચવડ ગાંમ;
ગણુ ઉપાસનીરે, ચીંતામણ બ્રાંહ્મણનું નામ ૫૩

તેને બારણેરે, માગી ભીક્ષા કરી પોકાર;
પરમ સદાવૃતીરે, નીરમુખ જાય ન દેહે ધરનાર. ૫૪
કોઠારીકનેરે, બોલ્યો શાહાનક આ ભરી આલ્ય;
તે તુંબા સમુરે, પુરૂ કરીને પાછો ચાલ્ય. ૫૫
તેણ્યે લાવીનેરે, દોપટ નાંખ્યું કાચુ અંન;
પણ ઉંણુ રહ્યુરે, ન ભરાયું કચવાયું મંન. ૫૬
લાવ્યો જૈ ફરીરે, નાંખ્યું પણ ઉણુ દેખાય;
વળી નાંખ્યું ફરીરે, ઉશેટે તમ ઉંડું જાય. ૫૭
તાં કોઠારીયેરે, ઉશેટ્યા સઘળા ભંડાર;
પણ ઉંણુ રહ્યુંરે, પોત્યો ચીંતામણ પોકાર ૫૮
કેહે કો બારણેરે, ફકીર આવ્યો ભીક્ષા કાજ્ય;
તેના પાત્રમાંરે, નાખ્યું જાયે સઉ બરબાજ્ય. ૫૯
સઉ કોઠારનુરે, અન ઉલેચી નાંખ્યું તાંહ્ય;
પાત્ર ભરાય નારે, કારણ ના સમઝાયે કયાંહ્ય. ૬૦
એવું સાંભળીરે, બોલ્યા ચીંતામણ તે વાર;
ખાંણ્યો ભાંયમાંરે, નાંખ્યો નીરમુખ જાય ન દ્વાર. ૬૧
સુંણી કોઠારીયેરે, ઉઘાડીને કાઢયુ અંન;
ભરીને ટોપલારે, નાંખે તમ તમ થાય મગંન. ૬૨
કળશી સો પચારે, નાંખી થાકયા તેણી વાર,
પણ ઉંણુ રહ્યુંરે, તારે વળતી કરયો વીચાર. ૬૩
સીધ્ધી સાધ્યકોરે, દીસે પોતે પાત્ર ફકીર;
ગજ મુખનું કરયુંરે, આરાધન ચીંતામણ ધીર. ૬૪
માગણ નાયકેરે, આપ્યું મુષ્ટી ભરી તે વાર;
તે મહી નાંખતાંરે, ઉભરાયું તે અપરમ પાર. ૬૫

સમઝ્યા બે જણારે, શકિત પરમ્પરે રહી જેહ,
આવ્યો ત્યાં થકીરે, દોડ્યો દેહુ ગ્રામે તેહ ૬૬

ચાલ્યો ચાંપમાંરે, આવ્યો તુકારાંમને દ્વાર,
ભીક્ષા માગવારે, કીધો આવી એક પોકાર ૬૭

તરૂણી તે તકેરે, હતી રસોઇ કરવા માંહ્ય,
બોલ્યો તે સમેરે, અરપો પાત્ર ભરીને આંહ્ય. ૬૮

આવલી ઉચરીરે, ફાટ્યો ભીખારાંનો પાહાડ;
આવે કયાં થકીરે, કોના ઘરનો ન લહે ત્રાડ. ૬૯

લાજ વનો લવરે, પાત્ર ભરીને માગે મુખ,
લાવે કયાં થકીરે, વેઠ ઘરમાં ભારી ભુખ. ૭૦

નીરમુખ જાચનારે, આવ્યો આંગણે કોઇ અતીત;
તમ ધારી સુતારે, નાંની બોલાવી કરી હાત ૭૧

ગંગા નામનીરે, આઠ વરસની ઉમ્મરવાન,
તેને માત કહેરે, આપ્ય ભીખારીને કહી ધાંન. ૭૨

તનયા તે સુણીરે, મુકી લોટ ગ્રહયો તે વાર,
આવલી ભાળીનેરે, ઝડપી ઝાપટ તેણે ઠાર ૭૩

અડધો વેરીયોરે, ખુંચી લેવા જાતાં તાંહ્ય,
અડધો નાંખીયોરે, શાંનક ઉભરાયુ તે માંહ્ય. ૭૪

ફકીર બોલીયોરે, તુ શું તુકારાંમ છુ આપ,
તવ તનયા વદીરે, હુ છુ બેટી તે મુજ બાપ ૭૫

તે મદીરમાંરે બેઠા ભજન કરે છે તાંહ્ય,
અનઘડશા પછીરે, પાંમ્યો વીસ્મય મનની માંહ્ય. ૭૬

સીદ્ધી માહ્યરીરે, બાળકી બળમાં સર્વ સમાઇ,
કરવું યોગ્ય છેરે, દરશાન તુકારાંમનુ જાઇ ૭૭

ધાયો ધાંસમાંરે, આવ્યો મ દીરમાં તે વાર;
નમન કરયું જઇરે, ભેટયા ભાવે અપરમપાર ૭૮

પુરણ બ્રંહ્મનું રે, ભાળ્યું તત્વ તુકાની માંહ્ય,
દીન બે ત્યાં રહયોરે, અખંડ ઉભો કીરતન જાંહ્ય. ૭૯

ગર્વ ગળી ગયોરે, માગી વળતી રજા વીદાય;
તે પુંને પળ્યોરે, ભાળી ભકતીનો મહીમાય ૮૦

॥ વિશ્રાંમ ॥ મહીમા ભાળી ભકતીનોરે, થયો ચકીત મન માંહ્યરે;
રેવા રસીકના જન વીશેરે, કમી ન દીસે કયાંહ્યરે ૧

॥ इतिश्री भक्त लीलामृत परमपवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते अनघडशा सीद्धी वर्णनो नाम अष्टत्रिंशमो ध्यायः ॥ ३८ ॥

---

## अध्याय ३९ मो.

॥ રાગ આશાવરી. ॥

નાભાજી કહે શ્રવણો સ્વાંમી, તાર પછી શુ થાય;
તુકારામનો મહીમા શ્રવણી, દરશને દોડયા જાય. ૧

ગામ ગામના લોક ભરાયે, કીરતન સુંણવા કાજ્ય,
તુકારામમાં તેજ હરીનું, ત્રષ્ણા કીધી તાજ્ય. ૨

ત્યાં એક અપુર્વ રૂપ ભરેલી જુવતી જોબનવાન;
તુકારામના રૂપે મોહી, ઇચ્છે મળવા સ્થાન. ૩

તુકારામને ચરણે લાગી, વીનય કરે બહુ વાર;
કામ વાસના પુરો માહારી, ઇચ્છા અપરમપાર. ૪

ઘણા દીવસની હોંસ હમારી, આજ મળી એકાંત,
તુકારામ તે સુણીને કપ્યા, વદીયા ભાળી ભ્રાંત ૫
અરે જનીતા જુવે ન માહારી, વૃત્તી તણો વીચાર;
પરણી તે વણ વનીતા જનીતા, શુ વરાશે આ વાર. ૬
જમ શુકદેવ લહી રંભાને, તનમાં પાંમ્યો ત્રાસ;
એમ ઉદાસ થયા અંતરમાં, મુકયો માહા નીશ્વાસ ૭
પછી અભંગ ઉભય કરી દીધો, અબળાને ઉપદેશ;
માહારા શડ વૈરી મેં સાંધ્યા, ચરણે જઇ અખીલેશ ૮
માટયે પ્રયાસ માં કરય માતું, મીથ્યા શ્રમ જનાર;
અનંત યુગ સુધી મેં હેવું, કામ નથીજ થનાર. ૯
સમગ્ર સીદ્ધીયો મેં ત્યાગી, કોણ પ્રકાર્તિ અંગ,
મુઢ મતી મોહોમાં બંધાયે, પલ ના ગમે પ્રસંગ. ૧૦
એમ કહી એકાંત્યે બેઠા, જપવા જગદાધાર,
અરૂણ ઉદય યાત્રી સઉ આવ્યા, વરત્યો જયજયકાર. ૧૧
લોહ ગ્રામના લોકો આવ્યા, ચરણે નામે શીશ;
પધારીયે પુર પાવન કરવા, હમને હાંસ અતીશ. ૧૨
લીધા ત્યાર કરી તે ટાંણે, સંગે સોબતી ચાર;
રાંમેશ્વરભટ બીજો કાંહાંના, ભ્રાત લઘુ ને ડાર. ૧૩
મવાળ ગંગાજી છે ત્રીજો, વરણું ચોથો જેહ;
સંતાજી તેલી એ ચારે, સંગત્યમાં રેહે તેહ. ૧૪
બીજા પ્રેમી પાછળ આવે, તુકારામની સંગ;
સાંહાંમા મંડળી લેઈ સૌ આવે, વાજે ઢોલ મૃદંગ. ૧૫
પગે લાગી પુરમાં લેઈ ચાલ્યા, આગળ ઉત્છવ થાય;
ઉત્તમ એક ઉતારો અરપ્યો, જ્યાં પુરણ શોભાય. ૧૬

થાય નોહોતરાં વારા ફરતી, બ્રાહ્મણ ભોજન થાય;
રાતે ઉત્છવ કીરતન ચાલે, સૌને મોદ ન માય. ૧૭
એકે દીવસ પડે ના અટકી, દાંન દક્ષણા ચાલે;
બ્રહ્મભોજ્ય શકતી અનુંસારે, પુષ્પ હાર ત્યાં ઘાલે. ૧૮
એમ ગાંમ આખુ ભકતીમાં, ભાવીક અપરમપાર;
ત્યાં શીવજી નામે કંસારો, પાકો ખળ સરદાર. ૧૯
કુટીલ દભી દ્વેશી તેવો, પ્રેમ પાશ નહી લેશ;
તુકારામ કે ગાંગડુ રેહે આ, માટયે દેઉં ઉપદેશ. ૨૦
તુકારામ કે નીત્ય સભામાં, સરવે હરીજન આવો;
તો શીવજી કંસારો તેને, કયમ ના તેડી લાવો. ૨૧
લોક કહે કહીએ પણ નાવે, નીંદા નીત્ય કરે છે;
પરમ કુટીલ કુબુદ્ધી વાળો, સ્વારથમાં વીચરે છે. ૨૨
તેવી તકમાં એક અચબો, આવ્યો તેણી વાર;
આલંદી ગામે એક બ્રાહ્મણ, દેવે દુખી અપાર. ૨૩
જ્ઞાંનદેવને સ્થાનક જાઈ, બેઠો લાંઘણ ઘાલી;
દશ હજાર રૂપઇયા દેવું, ઉઠાડો તે આલી. ૨૪
બાળંભટ નામે બ્રાહ્મણ તે, અંન ઉદકને છોડી;
છ મહીના સુધી તાં તપીયો, જીવે આશા જોડી. ૨૫
જ્ઞાંનદેવે તવ સ્વપ્નું આપ્યુ, બ્રાહ્મણને તે વારે;
તુકારામની પાસ જાવું, દેવુ ટળશે તાહારે ૨૬
શડાંગ સીદ્ધીએ અણમાગ્યે, વાસ કરી તન રેહે છે;
મળ્ય તેહેને તારૂં દુખ ભાગે, એ સ્વપ્નામેં કેહે છે. ૨૭
સ્વપ્નું શ્રવણી ઝબકી જાગ્યો, બાળંભટ તે વારે;
પુછા પુછે લોહ ગ્રામમાં, આવી મળીયો ત્યારે ૨૮

તુકારામને નમન કરી કે, ગ્નાંનદેવે મોકલીયો;
એટલું કેહેતાં સરવે સમજ્યા, દેવા દુખમાં છલીયો. ૨૯
ડંડેરો દેઈ ગાંમ લોકને, ભેળા કરીયા તાહારે;
આ બ્રાહ્મણ દેવામાં દુલ્યો, ટીપ કરો આવારે. ૩૦
ઝેનાથી જે બને તેટલું, લખજ્યો માપ વીચારી,
કંઇ ઉપકાર કરીને આપો, ધરમાદામાં ધારી. ૩૧
જેમ લાકડી પંચ તણીને, બોજ એકનો થાયે;
તેમાં નામ પ્રથમમાં લખવું, માહા ઉદાર ગણાયે. ૩૨
તેમેં સૌથા શોધી કાઢયો, જે શીવજી કંસારો;
તેને હાથ્યે બાંણી કરવી, લખણી પાછળ ધારો. ૩૩
ખરખડાટ સરવેજન હશીયા, લશ્કર ભેદ જણાયો;
હાથી ઘોડા પાછળ મુકયા, આગળ ગરદભ આયો. ૩૪
તુકારામ કે એમ ન સમજો, હેના કરની બાંણી;
ભળે ભાગ્ય બ્રાહ્મણનુ હેમાં, એ નીમડે નીરવાંણી ૩૫
એ સાંભળી કાગળ કરમાં લેઇ, ચાર જણા તાં ચાલ્યા;
કેહે ધરમાદામાં કંઇ આપો, ઘરમાં જઇને ઝાલ્યા. ૩૬
કંસારાએ ખઇ કટાળો, પંચ આગળ ના ફાવ્યું;
બોલ્યે બે ઢબ્બુ આડુ જોઈ, આપી નામ લખાવ્યું. ૩૭
હસ્તા હસ્તા લોક ઉઠીયા, આવ્યા સરવે તાંહ્ય;
તુકારામના કરમાં આપ્યા, બે ઢબ્બુ તક માંહયે. ૩૮
તુકારામ કે ભલે થયું આ, સ્વારથ સરવે સીધો·
જય વીઠ્ઠલ કહી જોતાં સઉને, એક કાંકરો લીધો. ૩૯
ઘશી તેહ્યને બે ઢબ્બુ પર, લેપ કરી તે લીધો;
તે ગરીબ બ્રાહ્મણના કરમાં, જગને જોતાં દીધો. ૪૦

પાંણીથી પ્રક્ષાલન કીધું, કુંદન દરસુ તારે;
ત્રીશ રૂપઇઆ દર તોલાની, કીમત થઇ તેવારે. ૪૧
બ્રાહ્મણ બોલ્યો તે તક પાછો, આટલે દુખ નહી જાયે;
તુકારામ કે તાહારી પાસે, ત્રાંબુ હોય તો થાયે. ૪૨
આ સાંભળતાં ભરયા પંચના, મનમાં એમ જણાયુ;
તુકારામની પાસે પારસ, પાકો મણી ગણાયું. ૪૩
બાળંભટને તાં બળ આવ્યુ, પોટલું છોડયુ પાસે;
આચમની અરધીયુ તરભાંણું, છે જળપાત્ર ખુલાસે. ૪૪
ચાર વસ્તુવો સઉ ત્રાંબાની, લાવી હાજર કીધી;
ફરી કાંકરો ઘશી ચોપડો, દ્વીજને અરપી દીધી. ૪૫
ધોતાં સરવે કુંદન દરશુ, હરખ્યો વીપ્રજ તાહારે;
તુકારામે તે દીધે વાવ્યમાં, ફેંક્યો તેણીવારે. ૪૬
વાત બધા પુરમાં તે પ્રસરી, માયાનું બળ ભારી;
શીવજી કંસારો સેવક થઇ, ચાંપે ચરણ વીચારી. ૪૭
તુકારામની પુઠય ન મુંકે, હાજર હાજર રેછે;
કાંમ કોકને કંઇ ભાળવે તે, પોતે તર્ત કરે છે. ૪૮
જાંણ્યુ કે હાંની સેવામાં, દળદર દુરજ થાશે;
એમ ધારીને નીત્ય કથામાં, આવે સ્વારથ આશે. ૪૯
અંતર ઇંદરવરણા સરખુ, ઉપરથી રૂપાળુ;
મહી કડવાટ હળાહળ સરખો, એવુ તે ઉરભાળુ. ૫૦
એક વરસ વીત્યુ સેવામાં, કૃપા હરીએ કીધી;
સેવાફળ દેવાની સમજી, અંતર બુધ્ધી દીધી ૫૧
એમ વીચાર થયો મુંએથી, કલ્લ્સ માલ મંગાવું,
છત્રીસ પોઠી લેઇને પ્રેરયા, ગુમાસ્તો કહી હાવું. ૫૨

નાંમ લખાવી માલ લાવજે, સારો સકઇ જોઇ;
કેહેતાં પોઠી લેઇ પળ્યો તે, સાથ ન બીજો કોઈ. ૫૩
કહ્યા પ્રમાણે વોહોરી લાવ્યો સાંપી શીવજી હવારે,
કેહેવો માલ તપાસો જોવા, એક ઉકલી તાહારે. ૫૪
પરખી પાટયો સઉ ચાંદીની, ચમકયો તવ કંસારો.
અરે અધમ આ લાવ્યો જઈ શું, ભાર ભાગવા માહારો ૫૫
લાખો લેખે દાંમ અરપવા, આ ઘરબાર પળાયે,
આ ભવમાં પુરૂં નવ થાયે, લાજ લોકમાં જાયે ૫૬
માટે જઇ અરપી દે પાછી, તર્ત સુંણી ને ચાલ્યો;
શીવજી કંસારાયે તેને, પત્ર લખીને આલ્યો. ૫૭
અદલાબદલી માલ થયો છે, લેજો તર્ત તપાસી;
કંઇક લખ્યુને આ કહી આપ્યુ, ખોટ ભરાવા ખાસી. ૫૮
ચાંપ કરીને તે લેઇ ચાલ્યો, અરપી તાં જઇ જારે,
એક ઉકેલી માલ તપાસો, શીશુ દરશું તાહારે. ૫૯
પેક કરીને પાછી મોકલી, પત્ર લખીને આલ્યો;
લખ્યું માલ આ હોય ન માહારો, ચાંપ કરી તે ચાલ્યો. ૬૦
શીવજી કંસારાને સાંપી, કાગળ આપ્યો કરમાં,
વાંચી વીસ્મય મનમાં પાંમી, માલ ઘાલીયો ઘરમાં. ૬૧
તુકારામની પાસે આવી, વાત જથારથ કીધી,
શું કારણ આ ના સમજાયુ, ગુરૂવે તાં ગમ દીધી. ૬૨
એક વરસ સેવાનું આ ફળ, અરપ્યું વીઠ્ઠલનાથે,
ધરમાદા મારગમાં વાપર, તે તાહારે સઉ હાથે ૬૩
તુકારામને ચરણે લાગ્યો આ સઉ કૃપા તમારી;
વીશાળ વાવ્ય કરાવી તેણે, ધરમાદા ધન ધારી. ૬૪

સદાવર્ત બારણીએ બાંધ્યુ, જન ભુખ્યો ના જાયે,
કુપ ધર્મશાળામાં કીધો, પરદેશી પોસાયે ૬૫
બ્રંહ્મ ભોજને દાંન દક્ષીણા, પાત્ર પુસ્તકો દે છે;
ત્યાગ કરી સંસાર સર્વનો, વીઠ્ઠલ નામ જપે છે. ૬૬
તુકારામની પાસે સંતત, તે રેહેવાનુ કીધુ;
કંસારીને કોપ જાગીયો, કે ઘર ભાગી દાધું. ૬૭
ભાવે એમ ભસે સઉ આગળ, ભોગ ભગતડે આંણ્યો,
ભુત કરયો ભભેરી ભરતા, મેં આવો ના જાણ્યો ૬૮
હુંજ ખરી કેહેનો ખોટો, કરી ગમે તમ કાહાડુ;
એમ કરી આમંત્રણ દેવા, ગઈ જ્યાં માણસ ધાડુ. ૬૯
તુકારામને કેછે કાલે, જમવાનું ઘેર માહારે;
સાંજે ભજન સમે સઉ આવે, હરખ્યા હરીજન તાહારે. ૭૦
કુટીલ હતી તે કોમળ થઇ આ, ભરતા ભક્તી ભાળી,
આમંત્રણ દેઇ મંદીર આવી, કોપ કરી કંકાળી. ૭૧
પ્રયોગ પ્રાંણ હરે તે કરવા, લાગી લંપટ આપે,
વીશના મોદીક ઉદક હુંનું, લોહ ગળે જે તાપે ૭૨
પાંચ દેગડા તેવુ પાણી, ઉછળતુ ઉકાળ્યુ,
ખોબો છાંટે ખાલ ઉકલે, તેવું નજરે ભાળ્યુ. ૭૩
તુકારામને તેડ્યા જમવા, નાહાવા બાજટ આલ્યો,
હાર ભજનનો ધરી માંડવે, વળતી નાહાવા ચાલ્યો. ૭૪
બાજટ ઉપર બેઠા જાઇ, વાત વનીતા જાણીં;
કડકડતુ ઉપરથી રેડ્યુ, પાવક સરખુ પાંણી ૭૫
ત્વચા તર્ત ફુલાવી દીધી, સાદ હરીને દીધો;
ધાજ્યો વીઠ્ઠલ વાહારે કહીને, અભંગ એકજ કીધો. ૭૬

તેલ કઢા તારયો સુધનવા, પાંડવ લાખા ઘરમાં,
માંઝારીનાં બાળ બચાવ્યાં તપતા નીંહીમા ભરમાં ૭૭
એ સંકટના સાહ્ય તમો છો, તે અવસર આ જાંણી;
હીમાળો હરજીએ પ્રેરયો, કીધુ શીતળ પાંણી. ૭૮
હસ્તા હસ્તા નાહો ઉઠ્યા, અંગે આંચ ન આવી,
સોમલ દશ તોલાનો શીહીંગ, લસલસતો તે લાવી ૭૦
પવન ઢોળવા પાસે બેઠી, તુકારામ તે વારે;
થાળ ધરાવી વીઠ્ઠલ વરને, જમવા વળગ્યા ત્યારે ૮૦
બ્રહ્મરૂપને ભાવ ન બીજો, જમીંને સ્થાનક આવ્યા,
કંસારીપર કોપ કરીને, કમળાકાંત રીસાવ્યા ૮૧
તેથી કુષ્ટ ગળત સર્વાંગે, કંસારીની કાયે,
દુરગંધી દારૂણ ઉઠેને કો પાસે ન જવાયે. ૮૨
શીવજી કંસારો તે પાછળ. ઘેર ગયો જે વારે,
તે બાઇ બેભાંન પડેલી, તરફડતી જોઇ તાહારે. ૮૩
વીરૂપ વેશ થયો વનીતાનો, હાર માંડવે ભાળ્યો,
તુકારામ આવ્યા જાંણ્યું કે, રાંડે રોળજ વાળ્યો. ૮૪
કપટે કર્મ ગમે તે કરીયુ, રમા પતી રીસાવ્યા,
કષ્ટ કર્કશાને આ પ્રગટયું, બીજો બાધ ન લાવ્યા ૮૫
રામેશ્વરની પાસે જાઇ, વાત કરી સઉ વીતી;
તેણયે તોલ કરયો તનમાં કે, કીધી કંઇક અનીતી ૮૬
રાત્ય દીવસમાં એજ ભકતને, ભવતારણનો ભેટો;
તુકારામ નાહ્યા તે કાદવ, લાટી અંગ લપેટો. ૮૭
શીવજી કંસારે તે શ્રવણી, ઘેર જઇ તે કરીયું,
દીવ્ય દેહ દારા થઇ બેઠી, કષ્ટ સઉ પરહરીયુ. ૮૮

શીક્ષા લાગી તે શામાને, સાચુ તે સમજાયુ,
કુટીલતા કાંતાની છુટી, આજ્ઞાન આખુ આયુ ૮૯
નીત્ય જાય કીરતનાં નારી, ભક્તી ભાવ વધારે;
તુકારાંમને ઇશ્વર દેખે, દરશ્યુ દૈવત જ્યારે. ૯૦
॥ વીશ્રાંમ ॥ જ્યારે દૈવત દરશીયું રે, ચીતમાં ચોટયો પ્રેમરે;
રેવા શીવાજી ભુપનેરે, ઉપની ઇચ્છા એમરે ૧

इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकारांम चरीत्र पारूयाने कविश्री रेवाशंकर वीरचीते बाळभट भाग्योदय वर्गनो नाम नव त्रिंशमोध्यायः ॥ ३९ ॥

---

## अध्याय ४० मो.

॥ રાગ ધનાશ્રી ॥

નાભાજી કહે સાંભળો સ્વાંમી, તુકારાંમના તપમાં ન ખાંમી. ૧
જેની કીરતી બધે વીચરે છે, પરીબ્રહ્મ જે પુઠયે ફરે છે. ૨
તુકારાંમની કીરતી ફેલાય, સુંણી રાજ્યો સતારાનો રાય. ૩
ભાવ મળવાનો પોતાને ખાસ, તેડયો કારકુન એક પાસ. ૪
મસ્ત ઘોડાને છતરી મશાલ, પ્રેરયો તેડવા કારણે હાલ ૫
લોહ ગ્રામમાં કીરતન થાય, કારકુન તાં લાગીઓ પાય. ૬
પ્રણી પત્ય કરી કે હજુર, મળવા મહીપતી તમને આતુર. ૭
શીવાજી જે સતારાના રાય, કરો ત્યાં સુધી આપ કૃપાય. ૮
ભુપ ભેટવાનું સુંણ્યુ જ્યારે, થયો ખેદ ખરો તન તાહારે ૯
કહ્યું શ્રી હરીને સુંણી હાવું, મુને ફાંગ્ગે [illegible] ભાવું. ૧૦
જેને દંભ માયા મદ વાંન, તે લ્હો વીષ્ટા શુકરનાં સમાંન. ૧૧

મુને માથાના પાશમાં પાડો,થાય અતર જેથી દઝાડો. ૧૨
એમ કહીને અભંગતાં ચાર, લખી આપીયા તાં તેણી વાર. ૧૩
કારકુનને કહી સઉ વાત, દેજ્યો રાયને રૂડે રળીયાત ૧૪
અશ્વ મોકલ્યો બેસવા માહારે, થાઓ તેપર આપ સવારે ૧૫
કારકુન કે મરત એ છે તો, નથી કોઇને બેસવા દેતો. ૧૬
તુકારાંમે ધરયો પીઠ હાથ, થયો અશ્વ તે તર્ત અનાથ ૧૭
કારકુને દેવાતણુ ભાળ્યુ, ચાહ્ય તે કરે એમ નીહાળ્યુ ૧૮
તે ઘોડે ચઢીને તાંથી ચાલ્યો, એ અભંગ નૃપાળને આલ્યો ૧૯
ગતી ઘોડાની ભુપતે ભાળી, મ્હાચો સીહ છે જોયુ નીહાળી. ૨૦
વાંચી જોયા અભગ તે વારે, શીવાજી નૃપ અંતર ધારે. ૨૧
જઉ મળવા ધરે તેને માહારે, કરી તેવડ જાવાની તાહારે ૨૨
માહા વસ્ત્ર આભુશણ જેહ, પુજા સાહીત્ય સઉ ગ્રહ્યુ તેહ. ૨૩
સોના મોહોરોના ટાટ ભરીને, ચાલ્યા સાહીત્ય સાથે કરીને. ૨૪
છે પ્રધાનનું મડળ સંગ. સઉને મળવાનો પરમ ઉમગ ૨૫
શણગારીને પોતે સવારી, લોહ ગ્રામ ગયા અધીકારી ૨૬
થાય ભકિત ભજન સઉ જાહ્ય, શીવાજી ગયા તે સ્થળ માંહ્ય. ૨૭
તુકારાંમને લાગીયા પાય, સઉ પ્રધાન સાથે સમુદાય ૨૮
બેઠા આવીને મંડળ માંહ્ય. તુકારામને પુંજ્યા તાંહ્ય. ૨૯
પુષ્પ હારને તુળશાની માળા, સઉ સુગધીને કેસરવાળા. ૩૦
ગસી અરગજા અરચન કરીયું. બીજું સાહીત પાસમાં ધરીયું ૩૧
મોહોરો ટાટ ભરી ભરી ખાસ, મહાવસ્ત્ર મુકયાં તેની પાસ. ૩૨
રાજ દ્રવ્ય લહી તુકારાંમ, બોલ્યા કંટાળીને તેને કાંમ ૩૩

આ માહાવસ્ત્રને દ્રવ્ય તમામ, કશુ ના ખપે ત્યાગને ઠાંમ. ૩૪
પંચ વીશય તણો પરીવાર, નથી ભકતી વીના અંગીકાર. ૩૫
કીરતી આપની સાંભળી જેવી, દીસે મુરતી અનુંપમ એવી ૩૬
ભક્તીવાંનને માયા નકામી, શીદ શ્રંમ કરયો નથી ખાંમી. ૩૭
મળવા સુર્યને જાવુ હોય હાલ, તાંના જોડાં જોયે મશાલ ૩૮
હીમાચળ કને મળવાની માંમ, તાં નૈ વીંઝણાનું કશુ કાંમ. ૩૯
ભકતે માઇક કઇ ના રખાયે, રાજ્યે મહતનુ માપ પળાય. ૪૦
શ્રેય આપનું હાવે બતાવું, દઢ ધારજ્યો અંતરે હાવુ ૪૧
તુળસી હાર સમાગમ સંત, વ્રત એકાદશી ધરો ચંત. ૪૨
હરી દાસ તમારે તો થાવું, બીજુ એકે ન સાધન હાવું ૪૩
તુકારાંમના શ્રવણી વચન, થયુ શીતળ મહીપનું મંન ૪૪
આંણ્યુ જે તુકારાંમને કાંમ, વહેંચી વીપ્રને દીધુ તમાંમ. ૪૫
બેઠા રાત્રીએ કીરતન સારૂ, વાગે તાળ તુરઇ ને નગારૂ. ૪૬
વીણા વાંસળી ઝાંઝ મૃદંગ, ગરજી ગગન રહ્યું તેની સંગ ૪૭
નાચે ગાય વજાડે છે તાળી, કીધો ઘેરીને વશ વનમાળી ૪૮
જેજેકાર થયા કરે તાહ્ય, તુકારાંમ કે કીરતન માંહ્ય. ૪૯
માહારા માત પીતા બેહેન ભાઇ, સગા સંબંધી ને સુખદાઇ. ૫૦
ધન માલ ખજાંનો ને વાહાર, નથી વીઠુલ વણુકો આધાર ૫૧
પ્રાંણાધાર ને વાત વીરાંમ, નથી તમ વીના સુંદીરશ્યાંમ ૫૨
જગદાત્મા વીના જે જોવાય, ફુટી ચક્ષુ જન્મ્યા હેવું થાય ૫૩
કાંન હરી ગુણ વણ સુણે ઝારે, બેહેરો કંઠ થઉ તેણી વારે. ૫૪
શેવા વણ કર કે બેસે સ્હાઇ, જન્મ્યો શસ્ત્રથી તો બે કપાઇ. ૫૫

પગ હરી વણ મારગે ચાલે, થાઉ પાંગળો ઝોળીમાં ઘાલે. ૫૬
ગુણ હરી વીના ગાય જો ધારી, થજો ખંડીત રસના આ મારી. ૫૭
મન વીઠ્ઠલ વણ જો વીચારૂ, થજો માન ભષ્ટ તનું માહારૂં. ૫૮
માગુ જાચીને જુગ જીવંન, ટકે અદ્વૈત મતમાંના મંન. ૫૯
લાગે સંસાર સુખ જમ છાહાર, રૂચે ના પંચ વીશય પ્રકાર. ૬૦
વરસે પ્રેમનો પુર્ણ આનંદ, શુણે વ્યોમે રૈ સુરનાં તે વૃંદ ૬૧
કહ્યું જો માહારૂં ભાવથી કરશો, ભવ ભક્તીથી પાર ઉતરશો. ૬૨
વાગે કુચનું જારે નગારૂ, નથી તે સમે કો સગુ તાહારૂ. ૬૩
ધન માલ ખજાનો ને વસ્ત, થશે પારકુ તાહારૂ સમસ્ત. ૬૪
પુત્ર ભ્રાત ને ભાર જા ધાંમ, કશું તે ની આવે તારે કાંમ. ૬૫
પ્રાંણ પંડગે લગી કહે માહારૂ, તે પળ્યા પછી કાંઇ ન તારૂ. ૬૬
આપુ હાથે ઉપાડીને જેહ, તારૂ લેખામાં ગણવાનું તેહ. ૬૭
તુકારાંમનાં સુણીને વચંન, થયુ વીરક્ત ભુપનું મંન. ૬૮
થયુ અંતર એમ ઉદાસ, કરૂ રાજ તજી વનવાસ. ૬૯
ઉગ્યો અરૂણ થઇ આરતી જારે, મુકયાં વસ્ત્ર ઉતારીને તાહારે. ૭૦
તુકારાંમને તે નમી તાંહ્ય, બેઠા જઇ તે જંગલ માંહ્ય. ૭૧
કરે દીવસે ભજન વન ભાવે, પડે રાત્રી કે કીરતને આવે. ૭૨
ગયા પગલુ તે જોતા પ્રધાન, બેઠા વગડામાં ભુપ તે સ્થાંન. ૭૩
બોલ્યા ભુપતી સર્વને જોઇ, માહારી પાસે ન આવશો કોઇ. ૭૪
એમ કહી પાછા કાઢ્યા તમાંમ, જપે અંતર પુરણ કાંમ. ૭૫
હાવુ જોઈ પ્રધાને તે વારે, લખ્યો માતાને કાગળ તાહારે. ૭૬
શાંઘ્રે લેઇ સવાર તે ચાલ્યો, રાજ્ય માતાના હાથમાં આલ્યો ૭૭

રાજમાતાનું નામ જીજાઇ, વાંચી આંસુવે આંખ્યો ભરાઇ. ૭૮
થઇ ગદગદ કંઠ તે વારે, દુમો છાતીમાં બાજીયો તારે. ૭૯
કોપ કરમે કીધો નવ ચાલ્યુ, તુકારાંમે માહારૂ ઘર ઘાલ્યુ. ૮૦
જેજ્યાં તેત્યાં મુંકી તેણી વાર, થઇ શીબીકા માંહી સવાર. ૮૧
ચારે ચાંપેથી તેને ચલાવી, લોહ ગ્રામમાં નર્ત તે આવી. ૮૨
તુકારાંમને જઇ પગે લાગી, માહારી આશ ઉછરતી કયાં ભાગી ૮૩
રૂવે પાથરી ખોળો ચોધારે, ચઢો માહાતમા કોઇ મારી વારે. ૮૪
કહેતાં જાય છે બે પગ ધ્રુજી, આખા જન્મની એ મહારી પુંજી ૮૫
કરી ઉછેર્યો અમીત જતંન, મારી રાંકડીનું એ રતંન. ૮૬
એક પુત્ર એના સાંમુ ભાળુ, બીજો હોય તો હુ મંન વાળુ. ૮૭
તમો સંગતીનો ગુણ ગ્રૈને, બેઠો વગડે વીદેહી તે થૈને. ૮૮
તેને પેટ પ્રજા નથી નાથ, પડ્યા હેઠા સુણી મારા હાથ ૮૯
રાજ માતાનો શ્રવણી પોકાર, તુકારાંમ વધ્યા તેણી વાર. ૯૦
કલેશ કરશોની મા કો હેકાંણે, રાત્યે આવશે કીરતન ટાંણે. ૯૧
તાહારે કહીશ બે વારતા બાઇ, જરા જાશોનો મા ગભરાઇ. ૯૨
તુકારાંમની સાંભળી વાંણી, પડી ચર્ણમાં આદર આંણી. ૯૩
પુત્ર દાંન જો દેશો આવાર, તો જાણીશ તરી સંસાર. ૯૪
એમ કહીને નીવરતી તે પામી, જપે છે બેશી અંતરયામી. ૯૫
થયો અસ્ત અરૂણ સમો જારે, સભા લાગી ભરાવાને ત્યારે. ૯૬
થયો કીરતનનો સમો જાંહ્ય, વીભુ વગડેથી આવીયા તાંહ્ય. ૯૭
તુકારાંમના વંદીને પાય, બેઠા સાંહાંમા શીવાજીરાય. ૯૮
પુર્વ વાતમાં લક્ષ લગાડી, કર્મ કાંડની વારતા કાહાડી. ૯૯

પ્રાંણી માત્રનું જમ પ્રીય થાય, તેવો કીરતને બોધ ભરાય. ૧૦૦
જેને આત્માનો મોક્ષજ કરવો, તો સ્વધર્મ પોતાનો આચરવો. ૧૦૧

॥ વિશ્રાંમ ॥ સ્વધર્મ આચરવો ભણું રે, પ્રાંણી માત્રનો જેહરે;
રેવા રસીક નીગમે રટેરે, સમળાવુ લઉ તે હરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते शीवाजी समागमो नाम पुर्ण चत्वारींशोध्याय ॥ ४० ॥

---

## अध्याय ४१ मो

॥ રાગ આશાવરી ॥

અગ્રદાસ એ શ્રવણી બોલ્યા, વળતી શી થઇ પેરય;
ભુપ શીવાજી વગેડ વાર્યા, કે મોકલીયા ઘેર. ૧

નાભાજી કે શ્રવણ સ્વાંમી, સભા ભરઇ જે વાર,
તુકારાંમે તે પ્રસગ કાઢો, તર્ત કર્યો ઉચ્ચાર. ૨

આ સંસાર વીકટ ભવ સાગર, તરવા એક ઉપાય;
કર્મ કાંડ નીગમે નીરમ્યો તે વરણુ તેજ કથાય. ૩

સ્વધર્મ પોતાનો આચરવો, તો પારંગત થાય;
અન્ય તણો આચરવા જતાં, કષ્ટો માંહી કળાય. ૪

જેમ મચ્છનુ જીવન જળમાં, તે ધીમાં મરી જાય;
પક્ષી વ્યોમ વીશે ફરનારાં, દરમાં પ્રાંણ પળાય ૫

ઉંદર કોળ ફરે બાહ્યર તો, ના જીવે દીન એક,
સર્પ અંન ખાયે તો ન જીવે, વીધીએ નીરમ્યો નેક. ૬

ઝાડ ગતી કરતાં મૃત પાંમે અશ્વે હળ ન તણાય,
બળધ સવાર થતાં સંગ્રામે, કો દીન જીત ન થાય. ૭

સ્વધર્મ આચરવામાં સુખ છે, તે નીરમ્યા અવીનાશ;
શીતળતા શશીને કરવાની, રવીનો ધર્મ પ્રકાશ ૮
વૃષ્ટી મેઘ શીરે કરવાની, આયુશ ખુટે કાળ;
હાવે બ્રાહ્મણ ધર્મ બતાવું, છુટે ભવ જંજાળ ૯
વેદ ભણે ને પછી ભણાવે, કરે કરાવે યજ્ઞ;
દાંન તેમ લેવુ ને દેવું, રેહે શટ કર્મે યજ્ઞ ૧૦
વાનપ્રસ્થનો ધર્મ સુણો સૌ, હર્ષ શોક ના થાય,
પંચ વીશયથી રેહે પરવાર્તિ, તો પારાંગત જાય ૧૧
સંન્યાસીને શાંત સદાચીત, મોહો મમતાનો નાશ;
ઇંદ્રી દમન મનોનીગ્રહતા, ત્રષ્ણાતીત ઉદાસ. ૧૨
પર્મહંસનો ધર્મ પ્રકાસુ, જાતી કુળનો નાશ,
સમયે જેહ મળે તે ખાવુ, ના પળવુ પરપાસ. ૧૩
ક્ષત્રી ધર્મ પ્રકાશ કરૂ તે, નીગમે નીરમ્યા જેહ;
શત્રુને સનમુખ જીતે જઇ, ન પળે પાછો તેહ. ૧૪
પ્રજા પુત્રની પેડયે પાળે, લે સઉની સંભાળ,
દાંન ધર્મમાં રાખે વર્તા, કોને ન કરે આળ. ૧૫
માત પીતાની આચરે સેવા, કોને કષ્ટ ન થાય;
પાળે ધર્મ કહ્યા ક્ષત્રી તો, આ ભવ જીતી જાય. ૧૬
જઇ વગડામાં વાસ કરયાથી, આ સાધન ના થાય;
ઘેર કરે ગોવીંદ ભજન તો, જમને હાથ ન જાય. ૧૭
વૈશ ધર્મ તે વરણુ હાવે, બોલેસત્ય વચંન,
ધર્મ તણી ધારણ તે તોળે, હીંસા ન કરે મંન. ૧૮
કરે કપટનું કર્મ ન કોથી, દશાંશ રાખે દાંન;
ઘટતો ભાવ ચઢાવી વેચે, રેહે રાજી ભગવાંન. ૧૯

જાંણુ અજાંણુ ગમે તે આવે, નવ દે બીજો ભાવ;
જુઠો લેખ લખે ના કોનો, એજ વૈશનુ નાહાવ ૨૦
જાચક નીરમુખ જાય ન કોઇ, વૈશ ધર્મ વેહેવાર;
શુદ્ર તણા વરણું જે ધર્મો, શ્રેય સદા કરનાર ૨૧
ત્રૈણ વરણની સેવા કરવી, નીરવાહ કરવા તેમ;
ગરીબ દુખીયા ઉપર પીતી, હરી કીરતનમાં પ્રેમ. ૨૨
ચારે વરણ તણા એ ધર્મો, પાળે સઉ સુખ થાય;
ભવાટવી ભટકારો ભાગે, દુખ સઉ દુર પળાય ૨૩
પુણ્ય નથી પરમારથ જેવું, અસત્ય સમ નહી પાપ;
હીંસા સરખુ હીણુ કરમ નહી, રામ સમો નહી જાપ ૨૪
સરવ ભુતમાં દયા સમુ નહી, કો સાધન બળવાંન;
થયા શીવાજી શાંત સાંભળી, આવ્યુ અંતર ગ્નાંન. ૨૫
કથા વીસરજન પ્રસાદ વેહેંચ્યો, પડીયો ભુપત પાય;
વસ્ત્ર પછીથી પહેરી લીધા, સમજી ગુરૂ ઇચ્છાય. ૨૬
નૃપ માતાયે નમન કરયુ જઇ, બોલી વીનય વચંન;
પુત્ર દાંન આપે અરપ્યું તે, બદલો વળવા મંન. ૨૭
તેવું કાંઈ નથી મુજ પાસે, અરપી રાજી થાઉ;
એમ રાજ માતા ગુણ ગાયે શરણું નીજનુ સાઉ ૨૮
ચાર દીવસ ગુરૂ દૈવત જોવા, વશીયા તેણે સ્થાંન;
એવામાં એક થયો અચંબો, શ્રવણો રાખી ધ્યાંન. ૨૯
નાવજી નાંમ તણો એક માળી, ભાવીક ભકતીવાંન,
રાત્રે કીરતન કરવા આવ્યો, બેઠો જોઇને સ્થાંન ૩૦
તુકારામનો શ્રમ લહીને, વીનય કરી કહે તાંહ્ય.
તમો વીસાંમો જરા ખાઓ તો, હું ઉભો થઉ આંહ્ય. ૩૧

તુકારામ કે એમ કરો ભાઇ, તવ તે ઉભો થાઈ;
નાચ ગાન કરવા તે લાગ્યો, હઇયામાં હરખાઇ. ૩૨
જરા બોબડી ભાશા તેની, પ્રેમી પુરણ મંન;
વીઠુલ વીઠુલ કરે ગરજના, જાણે તન મન ધંન. ૩૩
ચાર ઘડી એ રીતે કરતાં, સ્વેદ વળ્યો તે વાર;
તરત ગયો બેશી તે વારે, લાગ્યો થાક અપાર. ૩૪
જીહ્વા અટકે કંઈ અપશબ્દો, મહી મહીથી બોલાય;
તે સાંભળી સઉ લોક હસે છે, હેવું તે તક થાય. ૩૫
તુકારામ તે પાછળ ઉઠી, પોતે કીરતન ગાય,
તેથી દશધા રંગ જામીયો, શોભા કહી નવ જાય. ૩૬
નાવજી માળી સુતર કાંતી, ફુલ વાડીથી લાવે;
હાર કરી તે તુકારામને, ને દ્વીજને પેહેરાવે. ૩૭
એમ નીરંતર સાધુ બ્રાહ્મણ, તેની સેવા કરતો;
નીત્ય સભામાં આવે નાચે, બોબડી ભાશ ઉચરતો. ૩૮
તુકારામ તેને જોઇ બોલે માહારો પ્રાંણ વીસાંમો;
નાચ કરે વીઠ્ઠલ ગુણ ગાતો, પેહેરી સુંદીર જાંમો. ૩૯
તેજ સભામાં નીત્ય જનારો, મોરૂપંથ દ્વીજ નાંમે;
નાવજી માળીની વાડીમાં, પળીયો નાહાવા કાંમે. ૪૦
તલાવડી વાડીમાં સારી, તાંહાં તે નાહાવા બેઠો,
પુષ્પ વીણવા તે વાડીમાં નાવજી માળી પેઠો ૪૧
મોરૂ પંથે પાસે તેડી, ઠાંમી ઠપકો દીધો;
આજ પછી ના ગઇશ સભામાં, બોળે બધજ કીધો. ૪૨
લોક બધા દલગીર થાયે છે. તારૂ ભાશણુ ભાળી;
માળી કે હાવે નહી બોલું, આ મે ગાંઠજ વાળી. ૪૩

ભગવદીને ભજને ચુકાવ્યો, રીસ પ્રભુને આવી;
મોરૂપંથ મુંગો થઈ બેઠો, જીભ ન જાય હલાવી. ૪૪
ત્રાસ પાંમીયાં તે સઉ ઘરનાં, કરમ કર્યુ ના જાયે;
રાંમેશ્વર ભટને દરસાવ્યો લેખ લખી દ્વીજરાયે. ૪૫
રાંમેશ્વરે વરણી કરણી સઉ, કાગળે વાંચી તેવી;
તુકારામની પાસે જાઇ, કહી કથા થઇ એવી ૪૬
મોરૂપંથને માળી નીંદે, મુંગાપણ તે વાપ્યું,
તુકારામે તેને તાં તેડયો, જોઇયે કષ્ટ ઉથાપ્યુ ૪૭
તેજ તકે કણબી કો આવી, કાકડી મુકી પાસે;
ચાર ચીરીયો કરી તુકાએ, પ્રાશી ત્રણ હુલાસે ૪૮
એક ચીરી બાકી રહી તેના, બને કડકા કીધા;
મોરૂપથને બોલાવ્યો પણ, ઉતર કાંઇ ન દીધા. ૪૯
સભાસદો કેવા લાગ્યા કે, મુંગો તે કમ બોલે;
ફરી જન્મ લે નાહારે હેની, ઝીભલડી તે ખોલે. ૫૦
સર્વ સભા જોતાં નીમેપા, તે મુંગાને આલી;
તર્ત હરી ગુણ ગાવા લાગી, ચંચળ રસના ચાલી ૫૧
વીસ્મે સર્વ સભા થઇ ભાળી, માહાદેવાતણ નરખી;
સમાન શક્તિ જોતાં લાગે, હરીજન હરીની સરખી ૫૨
બધા લોક બોલ્યા તે ટાંણે, એ પ્રસાદી કંઈ આલો;
વાલ વાલ અરપ્યા તે સઉને, કે લ્યો મુખમાં ઘાલો. ૫૩
જીભે અડતાં જીવ કચવાયો, કડવી વીશના જેવી,
થુથુ કરીને થુકી નાંખી, કરે કલપના કેવી. ૫૪
તકે નાવજી માળી આવ્યો, કેહેવા કરગરી ભાવે;
કીરતન કેવા નહિ થઉ ઉભો, આજ પછીથી હાવે. ૫૫

અવળુ સવળુ મે ઉચરાયે, ખેદ સભાને થાયે;
તે માટયે નહિ કીરતન ગાઉ, સઉનાં મન કચવાયે. ૫૬

તુકારામ કે તારૂ ભાષણ, સુરને શ્રવણ્યા જેવું;
રમાપતી રાજી થાયે તાં, કચવાયે મન કેવું. ૫૭

સુણી શબ્દ આનંદે ઉઠી, કીરતન કરવા લાગ્યો;
ચાર ઘડી ગાયનને નૃત્યો, કીધો ભય સઉ ભાગ્યો. ૫૮

તુકારામ તે પાછળ ઉઠી, કીરતન નૃત્ય કરે છે,
રાજ શીવાજી રજા માગવા, ગુરૂ પાસે વીચરે છે. ૫૯

નમન કરી મુખ માગે છે એક ચીંતા મનની કાપો;
વંશ પુંઠય રેવાની હોય તો, શ્રીફળ મુજને આપો. ૬૦

વીભુનુ ભાશણ સાંભળી ગુરૂવે, શ્રીફળ લાવી આપ્યું;
વીદાગરી માગીને નમીયા, વાયક મુસ્તક થાપ્યું ૬૧

પળ્યા સતારે સઉ મંડળશું, તે ગુરૂના ગુણ ગાતા;
રામેશ્વરને તમ કોંડોબા, પરથમ શત્રુ થાતા. ૬૨

તે દેવાતણુ દરશી રહે છે, સઉ સંસાર વીસારી;
તુકારામનો તે સેવામાં, રેછે સદગુરૂ ધારી. ૬૩

તે વેદાંત નીરંતર વાંચે, ને હરીના ગુણ ગાયે;
તુકારામની સાથે હેવા, વૈષ્ણવ ચૌદ સદાયે. ૬૪

જ્યાં જાયે તાં તે સંગાતે, શ્રવણ ભકતીમાં ધ્યાંન;
જીવન મુકત તણી સંગત્યમાં, નૈ કો તેહ સમાંન. ૬૫

તુકારામ તે સઉ સંગાને દેહુ ગ્રામ પધારયા;
લોહ ગ્રામમાં ચાર માસ રહી, વતને પછી સધારયા. ૬૬

॥ વીશ્રાંમ ॥ સધારીયા વતને પછીરે, દીપ્યું દેહુ ગ્રામરે;
રેવા રસીકના લાડીલારે, સાધક સુદીર શાંમરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परमपवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते शीवाजी वैराग्य वृत्ती वर्णनो नाम एकचत्वारिंशो ध्यायः ॥ ४१ ॥

---

### अध्याय ४२ मो.

॥ રાગ કાફી ॥

આવ્યો આવ્યો ચૌટડાનો ચોરરે, લાખેણુ લાડી લેઇ ગયોરે.

એ દેશી વાંચવાની છે.

તાર પછી શું દેહુગ્રામે થાયરે, માધવની માયા માહા બળીરે;
રાગ પુનાનો શંકર દરશન જાયરે, માધવની માયા માહા બળીરે ૧

ચિંતામણ દ્વિજ છે તેની સંઘાતરે, માધવની,
જાત્રાવાસી સાથે સઘળી ન્યાતરે, માધવની. ૨

ભીમશંકરની જાત્રા કરવા જાયરે, માધવની;
જોતીર્લિંગ જગત જાહેર કેવાયરે, માધવની. ૩

જાતાં વચમાં આવ્યું દેહુગ્રામરે, માધવની;
સઘળા સંઘે તાં કીધો મુકાંમરે, માધવની. ૪

સભ્ય પુરૂષો ભેળા થઇને તાંહાંરે, માધવની;
મળવા ચાલ્યા તુકારામ છે જાંહાંરે, માધવની. ૫

એટલે એક વણીકે જઈ તે વારરે, માધવની;
પાથરણું પાથરીયું શોભાદારરે, માધવની. ૬

બેઠા ચીંતમણ આદી સઉ તાંહાંરે, માધવની;
મળ્યા હળ્યા જય વીઠ્ઠલ મંડળ માંહાંરે, માધવની. ૭

ચીંતામણ કે ધન્ય ભાગ્ય આ વારરે, માધવની;
દરશ્યા દ્રષ્ટે આપતણા દેદારરે, માધવની. ૮

અંતર ઇચ્છા પ્રસાદ લેવા થાયરે, માધવની;
પુર્વ જન્મનાં પાતીક દુર પળાયરે, માધવની. ૯
તુકારામ કે ધન્યભાગ્ય આ વારરે, માધવની;
તોળી સીધુ સૌ સાંપ્યું તૈયારરે, માધવની. ૧૦
લોટ દાળ્ય તાંદુળ ઘૃત સાકર શાકરે, માધવની;
સર્વ મશાલો શરપણ કરવા પાકરે, માધવની. ૧૧
બોલ્યા યાત્રી અમને ઇચ્છા થાયરે, માધવની;
કરમાં કંઇક પ્રસાદી તે પાંમાયરે, માધવની. ૧૨
તુકારામ શ્રવણી આવ્યા ઘર માંહ્યરે. માધવની;
ત્રીકમનુ આરાધન કીધું તાંહ્યરે, માધવની. ૧૩
કપરૂ આવ્યુ હાવે કરવુ કાજરે, માધવની,
માહારા મળતી લુંટાશે તવ લાજરે, માધવની. ૧૪
તેજ તકે હીંમત્ય ધારીને ઠેઠરે, માધવની;
કીશોર વયના થઇને કેશવ શેઠરે, માધવની. ૧૫
આવી ઉભા તુકારામની પાસરે, માધવની;
એક પુરેલું સીધુ આપે ખાસરે, માધવની. ૧૬
સર્વ શંઘને સીધુ મોકલ્યુ તાંહ્યરે. માધવની;
આવે માણુસ પડાવ પડીયો જાંહ્યરે, માધવની. ૧૭
જન જાતીલા જાંણે કંઇ ઉપહાસરે, માધવની;
તારૂણી શ્રવણે તેને પડીયો ત્રાસરે, માધવની. ૧૮
આરણીયાએ ઘરમાં વાળ્યો રોળરે, માધવની;
છત્યમાં છાંણાં પડીયાં ગણુતી સોળરે. માધવની. ૧૯
કડકો કાઠી ઘરમાં ન મળે શેરરે, માધવની;
આ જગધાંને કયમ બાકી નીરેશરે, માધવની. ૨૦

તાંણી તુશી શીધુ પુરયું એકરે, માધવની;
બધા શંઘનો તે માંહયે વીવેકરે, માધવની. ૨૧
કેશવ શેઠે કરીને એક વીચારરે, માધવની;
એક શીધાનાં નીરમ્યાં અપરમપારરે, માધવની. ૨૨
માઇક મજુરા પ્રગટ કરયા તે વાસરે, માધવની;
ભરી ટોપલા મોકલીયા તે પાસરે, માધવની. ૨૩
ધી સાકર ને શરપણ સુદ્ધાં તાંહ્યરે, માધવની;
માણુસ માપે શીધાં ગણુતી માંહ્યરે, માધવની. ૨૪
મરી મશાલો તે સાથે મુખવાસરે, માધવની;
સર્વ શંઘમાં પ્રેરયાં કરી તપાસરે, માધવની. ૨૫
પુરપતીયે ના એક પલે પોતાયરે, માધવની;
ચીંતામણુ છે સીદ્ધ નમ્યા પણુ પાયરે; માધવની. ૨૬
તુકારામને કરગરી કેહેતા જાયરે, માધવની;
તમો કરો તે બીજાયે નવ થાયરે, માધવની. ૨૭
પંગત્ય લ્હાવો અરપો આંણી વારરે, માધવની;
તેમ કરીને રાજી અપરમપારરે, માધવની. ૨૮
નીશીયે કીરતન કીધું સઉ હરખાયરે, માધવની;
રજા માગી સૌ શંઘ થયો વીદાયરે, માધવની. ૨૯
જોઇ પુરવાસી જનને મોદ ન માયરે, માધવની;
પુરશોતમ વીના પુરૂ ના થાયરે, માધવની. ૩૦
એટલામાં એક બ્રાહ્મણુની થઇ વાતરે, માધવની;
દારૂણ દુખીયો ત્રષ્ણાવત અવાતરે, માધવની. ૩૧
અંગ ઉપર આંગમીને મરવા ખાસરે, માધવની;
લાંઘણે બેઠો જ્ઞાંનદેવની પાસરે, માધવની. ૩૨

વેઠયું કષ્ટ ઘણા દીન તેણી વારરે, માધવની;
આપ્યું સ્વપ્નું જ્ઞાંનદેવે તે ઠારરે, માધવની. ૩૩
દુખ દેવાનો ટળશે તાહારો ત્રાસરે, માધવની;
તું જઇને મળ્ય તુકારામની પાસરે, માધવની. ૩૪
લેજે કંઇક અપાવે આપે તેહ્યરે, માધવની;
રાખીશ ના કંઇ તાં મનમાં સ દેહરે, માધવની. ૩૫
તર્ત જાગીને મુકયો તેહ મુકામરે, માધવની,
દોડયો આવ્યો તાંથી દેહુ ગ્રામરે, માધવની. ૩૬
તુકારામને નમીયો જઇને પાસરે, માધવની;
વરણી કીધો સ્વપ્નાનો ઇતીહાસરે, માધવની. ૩૭
તુકારામને તે સુંણી ચીંતા થાયરે, માધવની,
અનાથે ભાર ધરયો આ કયમ ઉચ્ચકાયરે, માધવની ૩૮
કરો તમો ને મુંકો મુજને ભારરે, માધવની;
નથી સીધ્ધ હું જાણો જગદાધારરે, માધવની ૩૯
કહ્યું વીપ્રને બોલાવીને પાસરે, માધવની;
લોહ ગ્રામ જા ખાંત્ય કરીને ખાસરે, માધવની ૪૦
શીવજી નાંમે કંસારો છે જ્યાંહ્યરે, માધવની;
માગ્ય જઇને તેની પાસે તાંહ્યરે, માધવની. ૪૧
કેહેતાં પળીયો લોહ ગ્રામ તે વારરે, માધવની;
જઇને ઉભો શીવ કંસારા દ્વારરે, માધવની. ૪૨
તુકારામે મોકલીયો વરણી વાતરે, માધવની;
આપો મુજને કંઇ થઇને રળીયાતરે, માધવની ૪૩
સુંણીને શીવજી વીસ્મય પાંમ્યો મંનરે, માધવની;
હતું તે દીને બ્રાહ્મણને ભોજંનરે, માધવની. ૪૪

સૌ સંઘાતે જમીયા તેણી વારરે, માધવની;
દાંન દક્ષીણા અરપી કરયો વીચારરે, માધવની. ૪૫
તુકારામનો પ્રેરયો આવ્યો જેહરે, માધવની;
ચ્યાર પાશ લોઢાની અરપી તેહરે, માધવની. ૪૬
બાંધી મુકી તે બ્રાહ્મણને શીશરે, માધવની;
લોઢાની જોઇ આંણી અંતર રીશરે, માધવની. ૪૭
કષ્ટ તમારૂ ટળશે જાઓ સાહાઇરે, માધવની;
તુકારામની નજરે પાડો જાઇરે, માધવની. ૪૮
વીપ્ર લેઇને વળીયો તેણી વારરે, માધવની,
વાટયે કરવા લાગ્યો તે વીચારરે, માધવની. ૪૯
આ લોહો લગડાં લીધે શું સુખ થાયરે, માધવની;
ધીકે માથુ ટાંગા તુટી જાયરે, માધવની ૫૦
એમ ઉંચકી જાતાં દુખ્યું શીશરે, માધવની;
કનેરકી નામે બે પરવત ધીશરે, માધવની. ૫૧
તે બે વચમાં ત્રૈણ્ય પાશ લેઇ તાંહ્યરે, માધવની,
નાંખી ચાલ્યો એક લેઈ શીર માંહ્યરે, માધવની. ૫૨
ઉભો જાઇ તુકારામની પાસરે, માધવની;
ભાળ્યુ અંતર બ્રાહ્મણનું ઉદાસરે, માધવની ૫૩
તુકારામે દ્વીજને પુછયું તે વારરે, માધવની,
કીધો તેણે કંઇ તમને ઉપકારરે, માધવની ૫૪
તવ તે બોલ્યો દીધો આ લોહો પાશરે, માધવની,
એમ કરીને નાંખ્યો થઈ નીરાશરે, માધવની. ૫૫
તુકારામનો હાથ અડયો જે વારરે, માધવની;
કંચન પાશ થયો જોતાં નીરધારરે, માધવની. ૫૬

જ્ઞાંનદેવે આ અરપ્યુ તે લ્યો ભાઇરે, માધવની;
વાત ન કરશો બીજા પાસે જાઇરે, માધવની. ૫૭
ચાલ્યો બ્રાહ્મણ કંચન લેઇને તાંહ્યરે, માધવની;
ધાયો ધાંસે ત્રૈણ્ય ફેકીયો જાંહ્યરે, માધવની. ૫૮
જોવા લાગ્યો ન લહી તેને સ્થાંનરે, માધવની,
ભવીષ્ય ભુંડો થાય ન ભાયગવાંનરે, માધવની ૫૯
તે પસ્તાવો કરતો મંદીર જાયરે, માધવની;
લાભ મળ્યો ના કર્મ વીના લેવાયરે, માધવની ૬૦

॥ વિશ્રાંમ ॥ કર્મ વીના લેવાય નારે, અરપે અધીકું કોકરે;
રેવા રસીકે નીમીયુંરે, વધઘટ કરવી ફોકરે ૧

**इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकारांम चरीत्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते प्रसाद सीद्धी वर्णनो नाम द्वीचत्वारिंशमोध्यायः ॥ ४२ ॥**

---

अध्याय ४३ मो

॥ રાગ મારૂ ॥

અગ્રદાસ કેરે, ધન્ય ભાયગ અતી આપણુ;
તુકારામ તેરે, પુતળુ પરમ પારસ તણું. ૧
જેના ગુંણ સુણીરે, માયાનો પાશ પળાય છે;
સીદ્ધી સાધ્ય સઉરે, અંતર ઇચ્છે તે થાય છે. ૨
ત્યાર પુઠળ્યરે, વીસ્તરી તેહ કથા કરો;
બોલ્યા નાભાજીરે, ભાળીને ભાવ ખરેખરો. ૩

એક અવસરેરે, મુળાને ભીવરા નામની,
બે નદી તણેરે, સંગમ જોવાને કાંમની. ૪

બીજા નર સઉરે, દોદશાના સઉ જાય છે;
દેહુ ગ્રામનાંરે, દંપતી નાહાવાને ધાય છે. ૫

જતાં મારગેરે, એક અરણ્ય ઉજડ હતું;
ત્યાં ઘેટાં તણુંરે, એક ટોળુ બેઠું જતુ. ૬

તેના રક્ષણેરે, શ્વાન સબળ સહીવત હતો,
ભાળી મનુષ્યનેરે, વળગી પડે વાટયે જતો. ૭

પાડી નાંખીનેરે, કંઠ ચુશી ખાયે જઇ,
તેના ત્રાસથીરે, વાટય વેરણ ઉજડ થઇ. ૮

એજ મારગેરે, આડુ ન કો ઉતરી શકે;
ભારી ભય થકીરે, ત્રાસે ન કો વાટયે ટકે ૯

તુકારામનેરે, દૈવ યોગે તે રસ્તે જતા;
ધાયે ધાંસમાંરે, ભુંકતો એ અજાંણ્યા હતા. ૧૦

આવ્યો સનમુખરે, કાળ સરીખો તે કોપતો,
તુકારામનેરે, લેશ ન ત્રાસ રૂદે હતો ૧૧

ભશી ઉછળીરે, બાઝવા જાય છે જેટલે;
તુકારામે તાંરે, શ્વાનને શબ્દાવ્યો એટલે. ૧૨

જતુ કો તુનેરે, ભસ્તું નથી તું ભશા કરે;
હેવું માં કરયરે, ધર્મ વીરૂધ્ધ કૃતી ઠરે ૧૩

એક શબ્દમાંરે, શ્વાંન શીથીળ તે બની ગયો;
ભુલ્યો ભસવાનુંરે, બોધે બહ્યાડા જેવો થયો. ૧૪

ભુમી સુઇ ગયોરે, ભરવાડ આવીયા એટલે;
ભાળ્યો શ્વાંનનેરે, ત્રાસ પડયો તન તેટલે. ૧૫

તુકારામ તાંરે, સંગમ સરીતા વીશે જઈ;
કરયું સ્નાન તાંરે, પરમ શાંત પોતે થઇ. ૧૬

ત્યાં શીવાલયરે, બેટમાં એક રૂડુ હતું;
ત્યાં સગુણ તણુંરે, ધ્યાંન પ્રગટ કીધું જતું. ૧૭

એમ કરતાં તાંરે, મધ્યાંન કાળ સમો વહયો;
ગામ રાજણુરે, છે તાં જવા ઉભો થયો. ૧૮

કૃષ્ણાભટ નાંમેરે, બ્રાંહ્મણુ જાતી છે મહામતી;
ગયા ભીક્ષાનેરે, વૈશ્વદેવ વેળા હતી. ૧૯

તુકારામનેરે, ઓળખી આદર આપીયા;
ભીક્ષા અરપીનેરે, આસન ઉપર સ્થાપીયા. ૨૦

તુકારામે તાંરે, પુછયું પ્રજા શી છે જાહરે;
ધ્વીજ બોલીયોરે, ગળચવું ખાઈને તાહરે. ૨૧

કૃપાસાગરરે, એક પુત્ર અરપ્યો હરી;
મુંગો જન્મથીરે, હારયો હું એની તેવડ કરી. ૨૨

વર્ષ આઠમુંરે, જન્મથી બાળને જાય છે;
ઉપવીત્તનોરે, અવસર એવે પળાય છે. ૨૩

ગાયત્રી તણોરે, મંત્ર મુંગો કરી કયમ ભણે;
ન બોલાય તોરે, બ્રાંહ્મણુ કેમ કરી બણે. ૨૪

સોચ સબળ છેરે, આપ કહો તેમ કીજીયે;
કોપ્યું કર્મ તાંરે, દોશ કાને જઈ દીજીએ ૨૫

તુકારામે તાંરે પુત્ર તે પાસમાં ઘાલીયો;
મહા મંત્ર તેરે, પત્રે લખી મુખે આલીયો. ૨૬

થયો જીહ્વાએરે, અક્ષર સ્પર્શ તે જેટલે;
તર્ત લાગીયોરે, ગીરવાણુ વદવાને તેટલે. ૨૭

એ અચાંનકરે, દેવાતણુ લહ્યું જાહ્યરે;
પુરવાસીયોરે, ચરણુમાં સઉ પડ્યા તાહ્યરે. ૨૮

ધ્વીજ મંડળેરે, નીશ્ચય એ મનથી કરયો;
નોહયે મનુષ્ય આરે, ઇશ્વર અપર આ અવતરયો. ૨૯

તુકારામનેરે, બાજે દીવસ રાખી કરી;
એજ બાળનેરે, આપી જનોઇ પછી ફરી. ૩૦

કીધો બ્રાંહ્મણુરે, જન્મનો મુગો મટી ગયો;
શ્રતી શાસ્ત્રનોરે, પાઠી તે પલક વીશે થયો. ૩૧

મંત્ર વીઠ્ઠલરે, નામનો તે મુખમાં ધરયો
સાક્ય ગુરૂતણોરે, પલકમાં પારાંગત કરયો. ૩૨

તુકારામ ત્યાંરે, કાર્ય કરી મારગ પળ્યા,
તે રબારીયોરે, ઘેટાં વાળા વચ્ચમાં મળ્યા. ૩૩

નમી બોલીયારે શ્વાંન હમારો શિથીલ કરયો;
ભુલ્યો ભસવાનુરે, બહાઝવાનું પણ વીસરયો. ૩૪

વાડ ઘેટાંનોર, સાચવનો હુતો સર્વથા;
ચોર ચૌપગાંરે, તે પાંતી ની ને નોહોતી તથા. ૩૫

બોધ આપનોરે, લાગેથી ભસવું ભુલી ગયો;
રાખો પાસમાંરે, સાધુ કરી શરણે થયો. ૩૬

તુકારામ ત્યાંરે, વાકય રબારીનું મન ધરી,
સ્મરી વીઠ્ઠલરે, શ્વાંન સાંહાંમી દ્રષ્ટી કરી. ૩૭

બોલ્યા મુખ થકીરે, શ્વાંન સાધુ સંગે પળો;
શબ્દ સાંભળીરે, હુંઘેલો ઉડયો ઉતાવળો ૩૮

તે સાથ્યે પળ્યોરે, એકાદશી ન ખાયે કશું;
અ ના કોનેરે, પાસે આવે કો પાંણી પશુ. ૩૯

ભેદ ભેખનારે, કંઇ તીલકમાં જનમ ખુવો;
સદગુરૂ તણીરે, શક્તી આ શ્વાંન વીશે જુવો. ૪૦
શ્વાંન સાધુતારે, રાખીને જન્મ પુરો કરે,
દોશ મારગેરે, પ્રાંણ પળે ના પગ ધરે. ૪૧
એ રીત્યે થયુરે, પોતાને ઘેર પછી ગયા;
તાંહાં આવીયોરે, તે જમાઇના ભેળા થયા. ૪૨
એલવડ એવારે, ગાંમનો તે વાશી હતો;
તુકારામનોરે, તે જમાઇ મોહોટો થનો ૪૩
તેણે પુછીયુરે, નીત્ય નીમ અરપો મને;
તુકારામ કેહેરે, કરવાને પાઠ ગીતા બને. ૪૪
મોક્ષ દાયકરે સાધન શ્રેષ્ટ સરવ થકી
પણ પાઠનુંરે, પ્રાંણ સાટે પાળે ટકી. ૪૫
નીમ ધારીનેરે, પોતાને ઘેર વીદા થયો;
તેને મંદીરરે, ખેડકર નાંમે જોશી ગયો. ૪૬
તુકારામનોરે, જામાત્ર પાઠ ગીતા કરે;
પેલો જોશી ત્યાંરે, પાઠ સુણ્યા પછી ઉચરે. ૪૭
તુ અશુદ્ધ આરે, પાઠ કરીશ ના આ ફરી;
જઉ અધોગતીરે, કાહુ કરી ખરી ખાતરી. ૪૮
પેલો ગીતાનારે, પાઠના નીમ વીસારીયો;
તે જોઇ જોશીનેરે, શ્રી પત્યે શત્રુ ધારીયો. ૪૯
કીધુ સ્વપ્નમાંરે, જોશીને જઇ જગદીશ્વરે,
માહારા પાઠનોરે, નીમ તજાવી તું નઇ ઠરે. ૫૦
જેના બોલથીરે, રાજી હું રેહેતો નો સર્વદા;
કરયો બંધ તેરે. એથી તું પાંમીશ આપદા. ૫૧

તેને ઘેર જઇરે, શીખવ્ય સારો ત્યાં રહી ટકી;
નહી તો તુજનેરે, ખોદી હું નાંખીશ જડ થકી. ૫૨
સુંણી સ્વપ્ન તેરે, પ્રોહીત પીડયા વાશે પડયો;
પડી હેડય માંરે, મે પગ ઘાલ્યો મુને નડયો ૫૩
એમ શોચતોરે, એલવડય ગામમાં તે ગયો;
તેને જઇ મળ્યોરે, પાઠ તેને કરવો કહયો. ૫૪
તેવો બોલીયોરે, હાવે અશુદ્ધ હું નઇ કરૂ;
નીતો શીખવોરે, હઇ રહી મુજને ખરેખરૂ. ૫૫
ઝખમારીનેરે, જોશી તાં માસ ચતુર રહયો;
સારૂ શીખવીરે, વળતી વીદાય પોતે થયો. ૫૬
શટ શાસ્ત્રનોરે, સંપન હોય પોતે કદા,
મદમાંનથીરે, આપતી રીઝે ન સર્વદા. ૫૭
ભવતારણરે, ભાવના ભુખ્યા સદાય છે;
પ્રેમ પરખીનેરે, વાહાલોજી તાં વશ થાય છે. ૫૮
પ્રેમીજન કરેરે, તે માહયે દોશ ન ધારવો;
ડોહોળે ડાહાપણરે, આખર અવસર હારવો. ૫૯
એક અવસરેરે, કીરતન ગાયું તુકે ફરી;
મુકયુ માટી ખઇરે, માધવે મુખ મેલું કરી. ૬૦
યશોદાજી તેરે, લેઇને ફરતાં તે ભાવીયુ;
તે રામેશ્વરેરે, ભુલ્ય કઇ બંધ કરાવીયું ૬૧
તેનો દંડ તેરે, દીધો દયાળુવે જાહારે;
રાંમેશ્વર ભટરે, ત્રાશી ગયા જોઇ તાહારે ૬૨
કહ્યું સ્વપ્નમાંરે, શ્રીજીયે તે સઉને કહ્યુ;
રાંમેશ્વર ભટેરે, સર્વ સભાને રૂદે રહ્યું. ૬૩

કહ્યું કૃષ્ણ કેરે, આ તુકારામ જે ઉચરે;
તે જથાય રથરે, બીજે લખ્યું આતલઠરે. ૬૪

જન્મો જન્મનોરે, જોડયે તુકારામ માહ્યરી;
જોયું તે વદેરે, ભુલ્ય ન ભાળશો મૈં ફરી ૬૫

તાહારથી કોઇરે, ડાહાપણ ડોળવા ના ફરે,
બોલે તે ખરૂરે, સર્વને અંતર ઉતરે. ૬૬

એક અવસરેરે, ચૈત્ર માસ જોગે હતો,
શંભુ શીખરનીરે, યાત્રાનો સંગ દીઠો જતો. ૬૭

તુકારામ તેરે. જાવાને ત્યાર પોતે થયા;
ગંગાજી મવાળરે, સંતાજી તેલી જોડે ગયા. ૬૮

ત્રૈણ્યે સંગમાંરે, દીવસે મારગ સચરે,
જ્યાં નીશા પડેરે, ત્યાં રહી ભાવે ભજન કરે. ૬૯

એમ ચાલતાંરે, સાતમે દીવસ શીખર લહ્યું;
તુકારામે તાંરે, દંડવૃત્ત કરીને કહ્યું. ૭૦

કોથળેશ્વરરે,:આ પરવતનુ નામ છે,
તેજ નામનારે, આ શંકરનું ધાંમ છે. ૭૧

તળે તેહ્યનીરે, શીંગણાપુર સોહ્યામણું;
હેવું ક્ષેત્ર છેરે, સરોવર ત્યાં સુંદીર ઘણું. ૭૨

તુકારામ કેરે, પરવતપર પાંણી નથી;
માટે નહી ખઇરે, જાવું સુગમ પડે સર્વથી. ૭૩

તુકારામ કહેરે, ચ્યાર જણાની રસોઇ કરો;
ત્રૈણ્ય આપણેરે, ચોથા આ શંભુને નાંહાંતરો. ૭૪

કહ્યું તમ કરીરે, બેઠા તુકારામ ધ્યાનમાંઃ
તેવે આવીયારે નમ્ર અતીત તે સ્થાનમાં. ૭૫

માથે મુકુટરે, ભવ્ય જટા સોહ્યાંમણી.
ભસ્મ સર્વાંગેરે, ઝળહળ કાંતી દીસે ઘણી ૭૬
તુંબીપાત્ર છેરે, હાથમાં રાખેલું ધારોંણું;
તુકાને કહ્યુંરે, હું આવ્યો દરશન કારોંણું. ૭૭
વળી ત્યાં કહ્યુંરે, ભુખ્યો છુ દીવસ ઘણા તણા;
તારા દરશનેરે, આવ્યો છુ લાભ માની ઘણા ૭૮
તુકારામ કેરે, પીરસો પાત્ર તે એમનુ
ચાર પુરશનારે, તૃપ્ત થાયે મન તેમનું ૭૯
જંમા બેસાડયારે, દંડવૃત પોતે કરયા;
એક પાત્રમાંરે, સઉ પીરશુ તૃપ્તી કરયા. ૮૦
તે જમી ગયોરે, પાત્ર ઠાલાં પટે ઢાંકીયાં;
દીધી આશીશરે, કલ્યાંણ વાયક ટાંકીયાં. ૮૧
પાંણી તુમડુરે, પી પછી મુખ શુદ્ધી કરી;
બીડુ ખાઈનેરે, પળીયો તે પરવતમાં ફરી. ૮૨
સંગી તાં વદ્યારે, આ તમે યુક્તી સારી કરી.
ભુખ્યો જાત એરે, આવ્યો અતીત પાછો ફરી ૮૩
હાવે આપણેરે, સારૂ સાંમગ્રી મંગાવીએ;
કરી પાકનેરે, પેટને ભાડુ અપાવીએ. ૮૪
સંતાજી તેલીરે, જાવાને પુર તતપર થયા,
ઢાંકો પાત્રનેરે, માખ્યો ભમે છે કરી દયા. ૮૫
વસ્ત્ર ઉચકયુંરે, પુરણ પાક ભરયો લહયો;
પાંમ્યા વીસ્મયરે, આને અચંબો શો થયો. ૮૬
કરયો નીશ્ચયરે, શંભુ પ્રસાદ લેઇ ગયા.
દીધાં દરસંનરે, સંમૃથ સગતીની દયા. ૮૭

ત્રૈણ્ય પાત્ર તાંરે, પીરશીને સઉ સાથે જમ્યા,
ચાલ્યા દરશનેરે, શંભુજીને જઇને નમ્યા ૮૮

તેજ રાત્રીયેરે, હરી કીરતન કોડે કરી;
ત્યાં ગંગોત્રીનોરે, એક અભંગ બોલ્યા ફરી. ૮૯

પંચ રાત્રી ત્યાંરે, રહીને દેહુ ગ્રામે ગયો,
નામ સ્મરણનોરે, એક અભંગ પોતે કહયો. ૯૦

હીંડે હાલતાંરે, નામ મુખે બોલાય છે;
તેને પદપદરે, યજ્ઞ તણું ફળ થાય છે. ૯૧

તેજ કીરતનરે, નામદેવે વરણ્યું હતુ;
લોહ ગ્રામનારે, બ્રાહ્મણે ધારયું તે ઉર જતુ ૯૨

ગંગાપંત તેરે, વીશ્વાસ અંતરમાં ધરી,
પ્રતી નામનીરે, માળાયો સુતળીની કરી ૯૩

દડો પાસમાંરે, રાખીને ડગલુ ભરયા કરે;
વાળે ગાંઠયનેરે, તાર પછી પગલું ભરે. ૯૪

ગાંઠય ડગડગેરે, વરસ દીવસ સુધી વાળીયો;
તે દડો બધોરે, સાચવટયે સંભાળીયો. ૯૫

દૈવ યોગથીરે, અર્થ હેનો આવ્યો જતો;
બ્રંહ્મરાક્ષસરે, કો નરને વળગ્યો હતો. ૯૬

અતી યાતનારે, રાત્ય દાવસ દેયા કરે;
ગયો દરશનેરે, હરી હરેશ્વરનાં જાં ઠરે. ૯૭

મહા તપનીધીરે, બોલીયા તે કરૂણા કરી;
પ્રેત કષ્ટ આરે, ટાળવા કો ખરી ખાતરી. ૯૮

એક યજ્ઞનુ રે, પુણ્ય તમોને જો મળે;
તેજ વેળાયેરે, બ્રહ્મરાક્ષસ વળગણ ટળે. ૯૯

મહા પુરૂશનુ રે, વાચક આંમ ચ્યું જ્યારે
પગ ધ્રુજ્યારે, યગનું ફળ કહ્યું ત્યારે ૧૦૦

॥ વીશ્રાંમ ॥ કહયુ યગનું ફળ સુણીરે, તનમાં પડીયો ત્રાસરે,
હીંમત્ય શુ હૈયે ધરેરે, પઇશો ન મળે પાસરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परमपवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते कृष्णाभट पुत्र जीव्हा कष्ट नीवारणो नाम त्रीचत्वारीशमोध्यायः ॥ ४२ ॥

---

## अध्याय ४४ मो.

॥ રાગ ધનાશ્રી ॥

નાભાજી ભણે સાંભળો સ્વાંમી, એક વદના વાળો વીશંમી. ૧
કાયા કષ્ટે કને નહી કોડી, થાકયો બાધાએ દોહશ દોડી ૨
ટેહેલ્ય નાંખવા તે પછી ચાલ્યો, જાતે બ્રાંહ્મણ જોળીયો ઝાલ્યો. ૩
સારાં શેહેરોમાં કરતો પોકાર. હું છુ બ્રાંહ્મણ દુખીયો અપાર ૪
એક યગની તેવડ થાય, માહારૂ જન્મતણું દુખ જાય. ૫
કોઇએ યગ્ન કરયો હોય ભાઈ, આપો દાંન મુને હરખાઇ. ૬
નીતો બહુ જણ થાઇને ભેગા, માહારૂ કષ્ટ કાપો એકીવેળા. ૭
પુરી સાતને તીર્થ તમાંમ, ચાર ધાંમ હું ભટકીયો આંમ. ૮
દેશદેશ હું ભટકીયા જોઇ, મળ્યો યગનો દાતા ન કોઇ. ૯
કોઇ ભીડ આ દીનની ભાગો, પ્રભુ પટે કો દાતાર જાગો. ૧૦
એમ દોહશ કાઢીને હડીયો, લોહ ગ્રામમાં તે આવી પડીયો. ૧૧
ટેહેલ્ય યગ્નની પોતે ઉચારે, ચાલે ચક્ષુમાં આંસુ ચોધારે. ૧૨
ભાગ્ય ઉદય તે દૈવે ભમાવ્યો, ભાંણુદત્તને ભોવીન આવ્યો. ૧૩

જેણે ડગડગ ગાંડયો તે વાળી, જેના યજ્ઞની ગણતી ન ભાળી. ૧૪
બોલ ટેહેલનો અંતર ભાવ્યો, સ્વજાતી જાણી પાસે બોલાવ્યો ૧૫
એક સુતળી ગાંડય તે કાપી, પેલા ટેહેલીયા ભટને તે આપી. ૧૬
જોવા ગાંમ મળ્યું તેણીવાર, ધાડે ધાડાં આવે છે અપાર ૧૭
એક યજ્ઞનુ ફળ હાંની માંહ્ય, ઘોઇ પાણીમાં પીજા તુ આંહ્ય ૧૮
તાં પવાલામાં પાંણી મગાવી, ઘોઇ ઉભો અરૂણ સ્હાંમો આવી. ૧૯
પીધું પાંણી તે આંણીને હેત, પડયો પૃથ્વી તે થઇને અચેત ૨૦
હાહાકાર હવો તેણીવાર, નથી શ્વાસને આશ લગાર ૨૧
આવ્યુ મારગે ચાલતાં આળ, ગામ લોકની ચોટી આ ગાળ ૨૨
રહયો શબવત એ ઘડી ચાર, થયો તાં બીજો એક પ્રકાર. ૨૩
પડયા પુર્ષના અંગથી બળીયા, શાંમ રંગનો સુતો નીકળીયો ૨૪
માહા ભયાનક ભસ્મ ભરેલો, લાલ લોચન ક્રોધા વરેલો ૨૫
દંડ દીર્ઘ તે હાથમાં ઝાલ્યો, ઉડી આકાશ મારગે ચાલ્યો ૨૬
કાળ કાયામાંથી ગયો જ્યારે, થયો ચૈતન ટેલીયો તાહારે. ૨૭
ઉઠી ટેલીયો કાહનો હડીયો, ભાંણુદત્તના ચર્ણમાં પડીયો ૨૮
તમે બ્રાંહ્મણ કે ભગવાંન. મુને અરપીયું જીવતદાંન. ૨૯
બ્રહ્મરાક્ષસ વળગ્યુ ભારી, બાર વર્ષ આ ભટકયો ભીખારી ૩૦
જોઇ વળીયો હું ગૃસ્થો તમાંમ, અટપાયું ના યજ્ઞનું કાંમ. ૩૧
ટોળે બહુ થયા ન બન્યુ તથાપી, કોણ એકલો તે શકે આપી. ૩૨
તમને ગ્રસ્થ ગણું કરી કહેવા, મળ્યા સગર મરૂત બળી જેવા ૩૩
જેના યજ્ઞોની ગણના ન થાય, દેઇ આશીશ પાંમ્યો વીદાય ૩૪
દેવાતણ દીઠું દ્રષ્ટીએ જ્યારે, લોહ ગ્રામ વાસી વધા તાહારે ૩૫

તુકારામનાં સરવે વચંન, સાચાં નીમડયાં લેહે સઉ જન. ૩૬
પગલે પગલે જો રામ રટાય તેટલા યજ્ઞનું તો ફળ થાય. ૩૭
એવું નામનું મહાતમ ધારી, તુકારામે સઉ ત્રષ્ણા વીસારી. ૩૮
ગ્નાન વૈરાગ્ય ભકતી સહાય, દયા દીનતા પ્રેમ ન માય. ૩૯
દીન રાત્રી ભજન માંહયે લીન, જેવું જળમાંહયે મગ્ન રેહે મીન. ૪૦
અશાડી અને કાર્તિકી ઝારે, આવે એકાદશી જેણી વારે ૪૧
યાત્રા પંઢરીનાથની જાય, તેમાં ખંડીત કલ્પે ન થાય. ૪૨
દૈવ યોગે જવા થયા ત્યાર, એક અવસરે કરીને વીચ્યાર ૪૩
પુજાપો સેવા સાહીત્ય સાહાયો, તાવ આંચીંતો અંગે ભરાયો ૪૪
સઉ શકતી હઠી ગઇ હાલ, પડયા પોતે થઇ માલોમાલ ૪૫
કલ્પે ગાય વીના જેવું વત્છ, તલ્પે પાંણી વીના જેવુ મત્છ. ૪૬
ઝુરે ચદ્ર વીનાનું ચકોર, બાજયું કાળ જે કષ્ટ કઠોર ૪૭
ચાલી મારગે જે ના શકાય, એ અમુઝણ અંગમાં થાય ૪૮
હુતા યાત્રાળુ જાવા તમાંમ, થયું ભાગોળે ભેળું તે ગાંમ ૪૯
પેહરયા પોશાક રંગે રૂપાળા; જેમાં ચૌદશે છે ધ્વજાવાળા. ૫૦
તુકારામે પ્રેરયા તેની સંગ, લખી પ્રેમથી ચોવી અભંગ. ૫૧
બોયે બોયે ટટારી તે લાવ્યા, સાથે શંગ વળાવાને આવ્યા ૫૨
પોતે ગદગદ થઇ પછી છેક, લખી અરપીયો કાગળ એક. ૫૩
લખ્યું તેહ્યમાં આંણીને પ્રેમ, મારૂં કરમ કવાયું આ કેમ ૫૪
બેઠો હરી હું તો હીંમત્ય હારી, શકિત કાગળ લખવા ન માહારી ૫૫
શેશ શારદે ગુંણ ના ગવાય, બાપ બાળ ભાળે રાજી થાય. ૫૬
તમો શ્રીપતિ સંકટ હરતા, જડ જંતુના પોષણ કરતા. ૫૭

માહારો શો પડચો વાંક વીશાળ, થયા દરશને દુર દયાળ. ૫૮
પડ્યું પીડયામાં અવીદીત બાળ, કરે મા વીના કોણ સંભાળ ૫૯
મુ ને તરછોડવો હુતો જ્યારે, શીંદ પોતાનો કીધોરે તારે. ૬૦
ધન ક્રૃપણનું કો હરી જાય, તેવી મુઝણ મુજને થાય. ૬૧
હુ છું શરણમાં આપને છેક, પગ ધરવાનું પગથીયું એક. ૬૨
નાનું બાળક ગરબડે જેમ, દંડવર્ત છે માહારા તેમ. ૬૩
તેમ સંગવી આપને કેશે, કરી કયમ દીન સંકટ સેહેશે. ૬૪
કીયા દોષથી વેગળો કાડચો, ઉંચો લેઇને હેઠળ પાડચો. ૬૫
ક્રૃપા આપની હોય જો ખાસ, આવુ ગરબડતો તમો પાસ. ૬૬
કરૂં કીરતન ત્યાં થઇ રાજી, એ સઉ આપના હાથમાં બાજી. ૬૭
તેવો પત્ર લખી તેણે આલ્યો, કહી વીઠુલ શંગ તે ચાલ્યો. ૬૮
તુકારામ વીના સઉ જાય, દીન વદનવાળા દરસાય. ૬૯
આખા શંગમાં ઓછપ લાગે, પગ ઉપડે ના કોનો આગે. ૭૦
શંગ પાછળ્ય હીંમત્ય ધાલે, તુકારામ ધીમા ધીમા ચાલે. ૭૧
ગુણ ગાય છે ગદગદ તારે, ચાલે આંખમાં આંસુ ચોધારે. ૭૨
દોશ દુરબળો શો કરચો ઝાઝો, કે અનાથને દેખીને લાજો. ૭૩
એમ શંગને આગે વીચરતાં, દીઠુ પંઢરપુર એમ કરતાં. ૭૪
દોડચા દરશને આરતી વેળા, નાહ્યા ચંદ્રભાગા થઇ ભેળા. ૭૫
કીધાં દરશન દેવનાં ધાઈ, કરી ક્ષેત્ર પ્રદક્ષીણા જાઇ. ૭૬
નાચે ગાય વગાડે છે તાળી, પાંમે હર્શ ભાળી વનમાળી. ૭૭
તુકારામે તે સંઘવી સંગ, લખી આપ્યા ત્યાં ચોવી અભંગ, ૭૮
બીજો પત્ર લખ્યો તો તે ખાસ, વાંચ્યો વીશ્વપતીતણી પાસ. ૭૯

નમી ગરૂડને મંડપે આવ્યા, રાંમેશ્વર ભટે તે સંભળાવ્યા. ૮૦
બીજા ગાંમ કડુસ રેહેનાર, ગંગાધર તે મવાળ ઉદાર. ૮૧
સતાજી તેલી તે પણ સાથે, પત્ર લાવનારા ગ્રહી હાથે ૮૨
કરજોડી વીનય કરી તાંહ્ય, વાંચી સંભળાવ્યા મંડપ માંહ્ય. ૮૩
તુકારામ દુખી છે શરીરે, આવી ના શકયા ચાલતાં ધીરે. ૮૪
તેમ જાણીને અરપીયો પત્ર, જાણ્યો જગદીશ્વરે સરવત્ર. ૮૫
આ વીયોગ વેઠી કયેમ રેહેવું, સાક્ષી અંતરના તાં શુ કહેવું ૮૬
એવું સાંભળી શ્રી અવીનાશે, તેડી રૂક્ષ્માણીને પ્રભુ પાસે ૮૭
તુકારામને પીડ્યાનો પાસ. ચાલો બે જણાં લેઇએ તલાસ. ૮૮
તારે બોલીયાં રૂક્ષ્મણી તાંહ્ય, આવે મળવા સઉ મંડપ માંહ્ય. ૮૯
રૂપ સગુણ તમારૂં ન ભાળે, ફેરો ફોગટ લહી કટાળે ૯૦
માટયે ગરૂડને મોકલો હાવે, તુકારામને તેડીને લાવે ૯૧
કે ગોવીંદજી ગરૂડને તાંહ્ય, જાઓ દેહુ ગ્રામ છે જાહ્ય. ૯૨
નભ પંથે ઉતાવળા ખેડી, તુકારામને લાવો હેં તેડી ૯૩
પક્ષી પ્રણમી પાળ્યો તેણી વાર, દેહુ ગ્રામે આવ્યો નીરધાર ૯૪
ગાંમ બારણે મારગ માંહ્ય, ઉભા શંગ વળાવીને તાંહ્ય. ૯૫
બ્રહ્મરૂપ સજડ તરૂ જેવો, ભાળ્યો ગરૂડે તુકારાંમ તેવો ૯૬
પાસે જઈ વાંચ્યો પત્ર તે વાર, લખ્યો જે જાતે જગદાધાર. ૯૭
તુ વીના મેં રેહેવાય ન હાવે, તેથી ભોજન તે નવ ભાવે. ૯૮
કાયા કષ્ટીત જાંણી તમારી, માટયે અટકીયા હીમત્ય હારી. ૯૯
વસે કૈલાસ વૈકુંઠ બે જે, ત્યાં સુધી તું ચીરંજીવી રેહેજે. ૧૦૦
તુને રાખ્યો મે હૃદયમાં ધારી, મારા ઐશ્વર્યનો અધીકારી. ૧૦૧

પ્રેરયો ગરૂડને તેડવા પેહેલો, તે પર બેસીને આવ તું વેહેલો ૧૦૨
પત્ર સાંભળીને તેણી વાર, થયા ગદગદ કંઠ અપાર ૧૦૩
તુકારામ કે હરીની કૃપાય, શેશ સારદે ના વરણાય. ૧૦૪
લખ્યુ તેડવાનું વૃજરાય, તે મેં અવટીત કયમ કરી થાય ૧૦૫
વૃજાધીશનું વાહન થાય, તેનાપર પગ મેં ના મુકાય. ૧૦૬
પ્રેમ પુર્ણ તથાપી શુ થાય, જોડા સોનાનો શીર ના ધરાય ૧૦૭
માહારી વીનતી કેજયો ત્યાં વીરા, તુકારામને મુકયા અધીરા ૧૦૮
શીઘ્રે સંદેશો કે હરખાઇ, જગદીશને મોકલો જાઇ. ૧૦૯
સુણી ગરૂડ પળ્યો પ્રભુ પાસ, માંડી સર્વ કહયો ઇતિહાસ. ૧૧૦

॥ વીશ્રાંમ ॥ ઇતીહાસ ગરૂડે કહયોરે, મળવા મન અકળાયરે,
રેવા રસીક તેવટય કરી, શ્રીજી સનમુખ જાયરે ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते भांणदत्त यज्ञ ब्रह्मराक्षस कष्ट नीवारणो नाम चतुर चत्वारींशोध्याय ॥ ४४ ॥

---

## अध्याय ४५ मो

॥ રાગ કેદારો ॥

નાભાજી વદેરે, શ્રવણો વળતી કહુ કથાય,
ગરૂડે ત્યાં કહીરે, માધવ સુણી મળવા મુઝાય ૧
ખગપતી કહે પ્રભુરે, શંત્ર વળાવી ઉભા જાંહ્ય;
ઘેર ગયા નથીરે, તે ઉભા છે ત્યાંના ત્યાંહ્ય. ૨
હેવું સાંભળીરે, કમળાને કહી કેશવે વાત;
ત્યાં મળવા જવુ રે, થાયે આતુર મંન અઘાત. ૩

કમળા કે જશેરે, લોક વેરાઇ જેણી વાર,
આપણ ચાલીશું રે, લાગે નહી વીલંબ લગાર. ૪
એમ દીન ચ્યાર તાંરે, રહીને પુર ગોપાળની માંહ્ય;
સમજી ક્ષેત્ર તેરે, કીરતન કરવા લાગ્યા તાંહ્ય ૫
ત્યાર પછી રજારે, માગી વાટય વળ્યા જે વાર;
કેહે ત્યાં શંધવીરે, રામ તુકાને તમ આધાર ૬
એમ કહી વળ્યારે, ચાલ્યા આવ્યા દેહુ ગ્રામ;
ત્યાં ભાગોળમાંરે, ઉભા શાંમવત તુકારામ ૭
શીર દેઇ હાથ બેરે, પોતે ઉભા ધારી ધ્યાંન;
હાવા ટેકનોરે, ત્યાગી પણ ન મળે કો સ્થાંન ૮
સ્થીરતા બ્રહ્મનીરે, તોહ્ય સગુણના ન ટળે રંગ;
ત્રષ્ણાતીતનેરે, મુદલ નહી માયાનો સંગ. ૯
અધીપે આપવારે, માંડ્યા જાગીર ગાંમ ગરાસ,
કંચન થાળનારે, સાંમુ ભાળી થયા ઉદાસ. ૧૦
ના પોત્યે ગ્રહ્યુંરે, અરપાવ્યુ બ્રાહ્મણને તેહ,
એ ધારયું કેરેરે, જેનો મહા પારસનો દેહ. ૧૧
જેના હાથથીરે, લોહો પાસો કંચન થઇ જાય;
અરભક અંગનારે, પાસે કીડીયું ના દરસાય. ૧૨
ચર્ણ રજે તળેરે, સીધ્ધી અષ્ટ નવે નીધી વાસ;
પણ પત્ની કનેરે, આખુ પટકુળ ન મળે પાસ. ૧૩
એ સ્થીરતા ખરીરે, બીજા કોથી કયેમ રખાય,
આવ્યો શંધ લઈરે, તેને પોતે લાગ્યા પાય ૧૪
વીધા વાદમાંરે, પંડીત રાંમેશ્વર કેવાય,
શીષ્ય તુકાતણારે, તો પણ પોતે લાગે પાય ૧૫

સરવેને મળ્યારે, શંઘવીએ પરસાદી તાંહ્ય,
અરપી હાથમાંરે, વરણી વાત જથારથ માંહ્ય ૧૬
છે હરજી સુખીરે, મુજને અજોળ્ય મુકયો કેમ;
મળવા આવશેરે, ત્રીકમજીએ ધારયું તેમ ૧૭
વીઠ્ઠલ વેગથીરે, આવે હાવે ના રેહેવાય;
એ સુણી શંઘ સઉરે, પોતપોતાને મંદીર જાય ૧૮
ભક્ત ભણે તાંહાંરે, વીઠ્ઠલ કયેમ કરૂં છું વાર;
માહારા પ્રેમનોરે, તુજને થાતો નથી વીચ્યાર. ૧૯
કે કો દીનનુંરે, દુખ હરવાને ધાયો તાંહ્ય;
કે ભાવીકનીરે, ભેટય લેવા ધારી મન માંહ્ય. ૨૦
કે કૈ સંકટેરે, નાંખ્યો ભાવીક ભકતે નાથ;
કે ઉપાડીયોરે, મારે શીરથી જમણો હાથ ૨૧
આંમ ઉચારતાંરે, ગરજી ગરૂડ પાંખ તે વાર;
અવની ઉતર્યારે, ઝળહળરૂપે જગદાધાર. ૨૨
એના તેજથીરે, ઝાંખો અરૂણ થઇને જાય,
દરશી પાસમાંરે, લાગ્યા તુકારામ જઈ પાય. ૨૩
શ્રી સુધ્ધાં કરીરે, ભાવે તુકારામની ભેટય;
કર ઝાલી પળ્યારે, ઘર જોવાને ઠેઠાઠેઠ. ૨૪
શોભા શી કહુંરે, જોતાં માયા મન મુઝાય;
પડીયું ચોમગારે, જ્યાં દોદશના વાયુ વાય. ૨૫
એવામાં જઇરે, જીરણ એક કોથળો ટાટ;
અરપ્યો બેઉનેરે, ભાવીક ભકતે બેઠા માટ. ૨૬
ચપળા ચોમગારે, ભાળી હરીને મરડે મુખ;
તનમન સોંપીયુરે, તેને આ અરપોછો સુખ ૨૭

સુંણીને શ્રીપતેરે, પદમાનો પગ દાબ્યો તાંહ્ય;
ચક્ષુ ફેરવીરે, વાચા બંધ કરી મુખ માંહ્ય ૨૮

કઈ એક વાર થઇરે, ત્રીકમ બોલ્યા તેણી વાર;
તેવડય કંઇ કરોરે, લાગી મુજને ભુખ અપાર. ૨૯

ઉઠી આપ્ય કંઇરે, કાચું પાકુ હોયે જેહ,
ભકતે ભાળીયુંરે, તરૂણી સ્હામું વળતી તેહ. ૩૦

ઉઠી કાઢય કંઇરે, ગીરીવરધારી આવ્યા ઘેર;
રાંધ્ય રસોઈ તુંરે, રાખી આદર અંતર ભેર. ૩૧

ઉઠી અંગનારે, સર્વ તપાસી જોયાં માટ,
વણ કણકી કશુંરે, ઘરમાં ન મળે બીજો ઘાટ ૩૨

તે ઉકાળીયોરે, રાંધી ભાજી વાશી તેહ;
પાતળ પીરશીરે, બંને જણની સાથ્યે એહ. ૩૩

ભોવીન ભાળતાંરે, જંબા બેઠા ઝાલી હાથ,
ત્રપ્તી તાં થયાંરે, બે જણ માધવ માયા સાથ ૩૪

ધ્યાંન ધરી જુવેરે, પડદો પોતાનો ન જણાય;
તેજ અનાથનુંરે, કુધાંન મોઢે માગી ખાય ૩૫

મહામખ જાયનારે, દોશ અનંતો દેખે તાંહ્ય,
દીન દેખી દયારે, રાખે ગીરધારી ઘટ માંહ્ય ૩૬

માગીને મુખેરે, લીધાં જો શબરીનાં બોર,
મેવા મુકીનેરે. ભાજી ખાધો નંદકીશોર. ૩૭

તેમ તુકાતણુંરે ખાધું મુખ માગીને અંન;
ત્યાં મુખવાસમાંરે, અરપી તુળશી જે હરીજન. ૩૮

તે મુખમાં ધરીરે, દીધી અવીનાશે આશીશ,
અંતરધ્યાંન ત્યાંરે, પાંમ્યા જગદંબા જગદીશ. ૩૯

ત્યાર પછી થયું રે, તે સમળાવું આંણી વાર;
ભાવ ધરી સુંણેરે, પ્રાંણી તે પાંમે ભવપાર. ૪૦
બ્રાંહ્મણ જાત્યનોરે, એક ભીખુબા નાંમે કોઇ;
તે વેદાંતનોરે, પાઠી આવ્યો અવસર જોઇ ૪૧
મત અદ્વૈતનોરે, સ્થાપન કરવા ઠારેઠાર;
પાસે રાખીયોરે, વીવેક સીંધુ ગ્રંથ પસાર. ૪૨
કીર્તિ તેમણેરે, શ્રવણી તુકારામની કાંન;
ખંડન દ્વૈતનુંરે, કરીને મરડુ હેનું માન. ૪૩
તમ ધારી પળોરે, દોડ્યો આવ્યો દેહુ ગ્રામ;
ભાળ પછી કરીરે, ક્યાં છે તુકારામનું ધાંમ ૪૪
પુછયું કો કનેરે, તેણયે વરણી કીધી વાત,
ભાગોળે નદીરે, ઇંદ્રાયણી કરી છે વીખ્યાત. ૪૫
તેની તીરમાંરે, બેશી ભજન કરે છે જ્યાંહ્ય;
મળવું હોય તોરે, જાવા તાકીદ કરીને તાંહ્ય ૪૬
બ્રાંહ્મણ તાં પળ્યોરે, જઇને તુકારામની પાસ,
બેઠો તાં મળીરે, કેવા લાગ્યો કંઇ ઇતીહાસ ૪૭
આ વેદાંતનોરે, વીવેક સીંધુ ગ્રંથ વદાય,
ઇશ્વર આપમાંરે, રાંન રઝળવાથી શું થાય. ૪૮
રાય મુકુંદનોરે, રચીયો તે સમળાવા કાજ્ય,
તમને આવીયોરે, બીજા કામ કરીને તાજ્ય ૪૯
તે હું કૌ કથારે, શ્રવણો આદર ધારી આપ;
ભક્તે હા ભણીરે, રહેવા કાજ્યે દીજનુ માપ. ૫૦
પોથી બાંમણેરે, છોડી કરવાને વીસ્તાર,
બેઠા પાસમાંરે, કેવી રીત્ય કરે ઉચ્ચાર. ૫૧

એક પછેડીનેરે, તેપર ગોદડી હોડી એક;
ઢાંકયું અંગ સઉરે, તલભર ઉઘાડુ નૈ છેક. ૫૨
તે જોઇ બોલીયોરે, બ્રાહ્મણ આમ કરો કથમ આપ;
ઉત્તર આપીયોરે, જ્યમ રેહે મોટા કુળનુ માપ. ૫૩
શબ્દો આપનારે, માહારામાંથી ખશી ન જાય;
તમ લહી હોડીયુંરે, બાતલ બોલ ન એકે જાય. ૫૪
કીધો ચાલતોરે, વીપ્ર ગ્રથજ તેણી વાર,
પદ અન્વય કરીરે,વીધ વીધ અર્થ કરે ઉચ્ચાર. ૫૫
શીરપદ ઢાંકીનેરે, બેઠા ન વદે અક્ષર એક;
પ્હોર સવા થયોરે, વીપ્ર વીચ્યારે મનમાં છેક. ૫૬
અક્ષર એકનારે, બોલે તુકારાંમ તે વાર;
પડદો ઉંચકીરે, જોયુ ભીતર કરી વીચ્યાર. ૫૭
આસન મારીનેરે, બેઠા જડવત થઇને તાંહ્ય;
કરે કનીષ્ટીકારે, ઘાલી બે કરણોની માંહ્ય. ૫૮
ચક્ષુ મીંચીનેરે, નામ રટણ કરતા તે જોઇ;
મન માહુ હવુરે, મેતો મેહેનત્ય મીથ્યા ખોઇ ૫૯
દુર વીદેશથીરે, આવી અર્થ કરયા તમ પાસ;
તોલ ન કંઇ કરયોરે, પ્રગટયો અતર મુજને ત્રાસ. ૬૦
તેવું સાંભળીરે, વદીયા તુકારાંમ અભંગ;
આથી નાશીનેરે, વેહું વગડે ધરી ઉમંગ. ૬૧
મેં સરવે તજીરે, રાખ્યો નામ ઉપર વીશ્વાસ;
થૈ નીશ્કાંમતોરે માંનુ અહંબ્રહ્મ તે પાસ. ૬૨
દ્વૈત વીસારીનેરે, બેઠા ઇશ્વર થઇને આપ,
પણ કરતવ્ય તારે, ન બને પ્રોઢો કશો પ્રતાપ. ૬૩

પક્ષ પુઠયે થવુંરે, જાણ્યું તે પોતે ના જાય;
ભાગે ભુખનારે, તો પરનું હીત કયાંથી થાય. ૬૪
બ્રંહ્મ મુખે ભણેરે, સૌમાં દેખે આતમરાંમ;
પણ આપે નહીરે, કોના કરમાં એક બદાંમ. ૬૫
એ શક્તી ધરેરે, તો ના તે પડવા દે કાળ;
હીંસા થાય નારે, ફેડે સોના ઉરની ફાળ. ૬૬
સઉ હોય એકતોરે, ન લડે લેણદેણને કાજ;
ચોરી ખુન તેરે, થાયે તો બોલ્યુ બરબાજ. ૬૭
આ શ્રષ્ટી સઉરે, નીરગુણથી ન કરીએ જાય;
અંગ વીના થકીરે, શી રીતે આકાર રચાય. ૬૮
વણકરતા કશુરે, થયું નથી ને કંઇ નવ થાય;
જો હોયે એકતોરે, સુખ દુખ કયમ જોડું બંધાય. ૬૯
ભાશણ ભકતનાંરે, ઉતરીયાં બ્રાંહ્મણને અંગ;
તવ ભક્તી રૂચીરે, કીરતન શ્રવણે કરી ઉમંગ. ૭૦
તાર પછી તાંહાંરે આવ્યા લોહ ગ્રાંમના જંન;
તે તેડી ગયારે, કરવા નીજ પુરને પાવંન. ૭૧

॥ વીશ્રાંમ ॥ પાવન કરવા પુર સઉરે, કરે બ્રંહ્મ ભોજંનરે;
રેવા રસીકના ગુણ તણાંરે, રાતે હરીકીરતંનરે. ૧

इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकारांम चरीत्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते वेदांतवाद नीवारणो नाम पंचचत्वारीशमोध्यायः ॥ ४५ ॥

———

## अध्याय ४६ मो.

॥ રાગ આશાવરી ॥

અગ્રહાસ કે આગળ વરણ્યા, હરિજન કથા રસાળ,
ત્રપ્ત નથી થાતુ મન શ્રવણી, રંજન રહે દયાળ. ૧
નાભાજી કે સ્વાંમી શ્રવણ્યા, લોહ ગ્રાંમની માંહ્ય,
જળની કષ્ટી જુલમ ભરેલી, પરાપુર્વની તાંહ્ય. ૨
જળ ઝાઝે છેટેથી લાવે, પયના સરખા પાડ;
કીર્તન કરતાં બઉ જણ બોલ્યા, તકનો જોઇને ત્રાડ ૩
ચરણ તમારા ચીંતામણીસમ, કાપે કષ્ટ અપાર;
અર્જ કરો અવીનાશી બાગે, જળ સંકટ આ વાર. ૪
તુકારામ કે વીશાળ વાપી, પુરણ છે જળ તાંહ્ય,
લોક કહે સીંધુના સરખું, ન વસાયે મુખ માંહ્ય. ૫
તુકારામ કે જોઇશ જાઇ, કાલે જઇ તે ઠાર;
પછી સવારે પોત્યે પળીયા, તાં નાહાવા નીરધાર. ૬
કીરતન કરૂણાકરનું ગાયું, પ્રેમ કરી જળ માંહ્ય,
સુધા સમુ જળ તર્ત થયું તે, વાર ન લાગી કયાંહ્ય ૭
હુતાશનીનો તેજ દીવસ છે, મીષ્ટ થયુ જળ જેહ,
કાસારી તે નામ વાપ્યનું, હાલ મીષ્ટ છે એહ. ૮
કેશવની કરૂણાથી થાયે, મહીમા ભક્ત વધારે,
તે દીનથી દુખ જળનુ ભાગ્યુ, ભક્ત દયા થઇ તારે. ૯
તેજ ગાંમમાં ભાવીક બ્રાંહ્મણ, તુકારામપર પ્રેમ;
કીરતન શ્રવણી વીરક્ત મન થઇ, વરને ત્યાગી જેમ. ૧૦
તેની તરૂણી અંતર તપતી, ઝાઝુ મનમાં ઝેર;
રૂપ ગુણ યૌવન મદમાતી, તુકારામશુ વેર. ૧૧

વરનો વીયોગ તે પડવાથી, તપ્યું રહે તન તેનું,
મનમાં ધારે કે જોવું છે, શું દેવાતણુ હેનું. ૧૨
પછી એક દીન પતી તેહ્યનો, ગાંમ ગયો કો વારે;
તુકારામને નોહોતરી આવી, જંબાનુ કહી તાહારે. ૧૩
એક તુમડુ કડવું કાચુ, શાક સમારી કીધું;
પાક અવર કરી તેડયા જંબા, ભાંણું પીરશી દીધુ ૧૪
ભક્ત આવી ભાંણાપર બેઠા, હરી નૈવેદ્ય ધરાવી,
જય વીઠલ કરી જંબા બેઠા, વામા વદી વીચારી ૧૫
શાક તપાસો કેવું છે કે, મીઠું મરચું લાવું;
તુકારામ કે બઉ સારૂ છે, હાલ જમુ છું હાવું ૧૬
સુંદરીયે લાવી સઉ પીરશું, દેવાતણુ દરસાવા;
સમદરશી તે સરવે જમીયા, માગ્યુ બીજું ખાવા. ૧૭
વીહીલુ મુખ ભાળી રહી વળતી, કોપ્યા હરી તે વારે;
બીલા જેવાં બધા અંગમાં, ગડબાં ઘાલ્યાં તારે. ૧૮
પ્રસાદ લેઇ પોત્યા સ્વસ્થાંને, રાતે રોગ વધારયો,
અનંત ઉપચારોએ ન મટે, રોગ ડરે નઇ ડારયો. ૧૯
હરી દ્વેશી સ્વસ્થાન સધારે, હરીજન દ્વેશી નરકે;
સુખ શીતસમ જાય સમાઈ, થાતાં ઉદય અરકે. ૨૦
ત્યાર પછી શીવ શર્મા નાંમે, બ્રાહ્મણ બીજો ભાવી;
સોમપ્રદોશ હતો ઘેર તેને, દે આમંત્રણ આવી ૨૧
તુકારામને જંબાનું કહી, પોતાને ઘેર આવ્યો;
રસોઇ રાતે ત્યાર થઇ તવ, જંબા તેડી લાવ્યો. ૨૨
પત્નીએ પાતળ બે પીરશી, જંબા બેઠા ઝારે,
દીપક ઝાંખો પડવા લાગ્યો, હરીને અરપ્યું તારે. ૨૩

સોમ પસુંદરી સાંહામુ ભાળે, ચીંતા મનમાં લાગી;
ચાર દીવસથી કાંતા કહેતી, ના સમજ્જે નીરભાગી. ૨૪
ભાણાપરથી નવ ઉઠાએ, ટીપું તેલ ન ઘરમાં;
પડોશમાં અંધારૂં આખુ, કોડી ન મળે કરમાં. ૨૫
તુકારામ સમજા તે સઘળુ, સંકટ ધર્મ ઠરાયુ,
આંગળી કરી બતાવ્યું વાસણ, પુરય આ તેલ ભરાયું. ૨૬
એક દેગડો ઉદક ભરીયો, જુવતીએ જઇ ઝાલ્યો;
મહત્પુરૂષનું માપ રાખવ, જઇ તેમાં કર ઘાલ્યો. ૨૭
ચીકાશ લાગી દીપકે પુરયું, પ્રકાશ પુરણ વાપ્યો;
જમી ઉઠીયા મુખ શુદ્ધીનો, તાં મુખવાસજ આપ્યો ૨૮
તુકારામ કે એજ તેલ છે, વાપરજ્યો નહી ખુટે,
ફરી ન લેવું પડે તમારે, સુવાસ સારી છુટે ૨૯
એમ કહી સ્વસ્થાને આવ્યા, દ્વીજને વાયક આલ્યું,
ચાર પેઢીયો સુધી તેને, તેલ દેગડો ચાલ્યું ૩૦
પ્રતાપ એ પ્રેમી પુરૂશોનો, વાયક વ્યર્થ ન જાયે,
ત્યાર પછીથી તેજ નગરની, શ્રવણો કહુ કથાયે. ૩૧
પાટીદારમાં ભાવીક પુરૂષ, ઉત્તમ આંગણું ધારૂ;
શીળા એક પથ્થરની બારણે, રાખી બેઠક સારૂ ૩૨
તુકારામ તેનાપર જાઇ, બેઠક બે ઘડી ધારે;
કો અલમસ્ત ફકીર તાં આવ્યો, ટેહેલ્ય નાંખતો તાહારે ૩૩
એક તુમડુ તેના કરમાં, બોલે કે એ ભરદે,
ખાતે કબુ ન ખુટે ઐસી, રોટી હમકું કરદે. ૩૪
એમ ટેહેલ્ય બે મારો નાંખી, લ્હવાર વસ્તી ઝાઝી;
ઉઘરાંણામાં તોલુ લોઢુ, એ પુંજી તાં બાહાજી. ૩૫

તુકારામ તે શલ્યા ઉપર, બેઠેલા છે જ્યારે;
તેજ પટલને ઘેર આવીગો, ફકીર ફરતો તાહારે. ૩૬

બોલ્યો બાવા દેદો કુછ તુમ, તુકારામ ત્યાં કેછે;
સઉ વસ્તીમાંથી શું મળીયું, ફકીર ઉત્તર દેછે. ૩૭

આ પુંજી અરપી સૌ ગાંમે, લોહોના કડકા કાહાડી;
શલ્યા ઉપર ઢગલી કીધી, સઉની નજરે પાડી. ૩૮

તુકારામ કે સારૂ મળીયું, ફકીર બોલ્યો હાવે;
કર્મ ખુદાએ ઓછું લખીયું, કોણુ વધારે હાવે. ૩૯

તુકારામ કે તેની પાસે, બેઠકમાં પગ ઠારે;
તે ધારે તો કર્મ લેખને, પોતે કંઇક વધારે ૪૦

તેમ કહીને તે લોહો કડકા, શલ્યા ઘશીના જ્યારે;
તર્ત થયું કંચન તે વેળા, હજાર દશાનું તાહારે ૪૧

ફકીર પગમાં પડીયો બોલ્યો, આપ ખુદા મેં ધારયા;
વીસ્મય પાંમ્યા લોક નગરના, સોના ગર્વ ઉતાર્યો. ૪૨

શલ્યા પારસની સૌ સમજ્યા, નીશીયે છાંના આવે,
કોઢી કોદાળા લોહો કડકા, ખુબ ઘસે જ્યમ ફાવે. ૪૩

અડધી શલ્યા ગઇ ઘસારે, રતી થયું ના રાતું;
ત્યારે સરવે સમજી બેઠા, શલ્યાએ ના થાતું. ૪૪

તુકારામની જીભ્હા કે કર, ત્રીજી દ્રષ્ટી ધારી,
એ ત્રૈણેમાં પાકો પારસ, ઠાકોરે મુકયો ઠારી. ૪૫

અદ્યાપી શલ્યા તે ત્યાં છે, તુકારામ જ્યાં બેઠા;
પરમ પ્રતાપ પ્રભુના ભાળી, સૌ વીસ્મયમાં પેઠા. ૪૬

ત્યાર પછી એકવાર અનુપમ, મોગો મંડપ કરીયો;
બે હજાર માણુસ જ્યાં બેસે, તેવો ચક આંતરીયો. ૪૭

ધ્વજા પતાકાઓ ચોપાસે, ફરફર ફરકે જાયે.
બે હજાર મળ્યું મંડળ ત્યાં, ભજન ચાલતું થાયે ૪૮
મૃદંગ તાળની સાથે સંગીત, તુકારામ ગુણ ગાયે;
ત્યાં બ્રાંહ્મણ જોતીર્વિદ બેઠો, પ્રેમી પરમ સહાયે. ૪૯
સંતતીમાં સુત એક તેહને, તે વ્યાધી વશ પડીયો;
તેને ઘરમાં અઘોર મુકી, કીરતને આવી ચડીયો ૫૦
સંધ્યા સમયે સુંદરીએ કહ્યું, સુતને રજની ભા ી,
ત્યારે આપ્યો ઉત્તર તેણે, અંતર માંહે વીચારી ૫૧
થવા કાળ મીથ્યા નહી થાયે, લાભ અલભ્યની છોડું;
એમ કહી કીરતનમાં આવ્યો, સુતનું આયુશ થોડું. ૫૨
પ્રથમ પહોર રજની જાતામાં, અ ત રહયો તાં આવી;
કાંતા કળકળતી કારતનમાં લોથ્ય કુવરની લાવી ૫૩
તુકારાંમનો પાલવ પકડી, ઉભી વચ્ચમાં રોતી;
ડસકાં ભરતી બેત્યે બોલે, પાલવ આંસુ લોહોતી. ૫૪
હરીનો ભક્ત હઉ જો સાચો, તો બાળક કરય બેઠો,
નીકર પેટ ભરો પાખ ડી, ક્યાં તુ પુરમાં પેઠો. ૫૫
આખા ગાંમ તણી ઉરાડી, હુંગ કાંશકાં કુટી;
હુ સ્ત્રી હત્યા દેવા આવી, ભવની આશા છુટી ૫૬
તેં તાહારૂ ઘર તે ઉજાડ્યું, ગાંમ બગાડ્યું ઘેરી;
ઢંગ વનો ધણી ઘરથી તેને, ભુત કરયો ભ ભેરી ૫૭
તે તાળી પાડયા નાં ચોટ ના, તાંથી કુવર કનાયો;
મુવે છુટકો સુતનો જો આ, કર બેઠો હઇ આયો. ૫૮
આ ભગાંણ ભજનમાં પડતાં, સઉ લોકો કળકળીયા,
સાકરમાં સોમલ જમ આવે, તમ અંતર પરજળીયા. ૫૯

જુવતી કહે જીવાડય સુતને, નીકર હત્યા આપુ;
આજ કાઢવા હુ આવી છું, તાહારી ભગતી માપુ. ૬૦
તુકારામના સનમુખ તાહારે, સઉ જણ જોવા લાગ્યા;
મરયો ન જીવે આ કળયુગમાં, ક્યાં વરજોળા જાગ્યા. ૬૧
એન જવા આવી એ ટાંણુ, ધ્યાન તુકાયે ધરીયુ;
અનાથ બંધુ ઇજત જાના, આ ક્યાં કર્મ આહરીયુ. ૬૨
પુરાણ પુર્ષ પ્રતીષ્ટા તાહારી, આ મુજ ભેળી જાશે,
ક્રીરતી આગળ ચાલી આવે, આ ટાંણુ લજવાશે. ૬૩
ગુરૂનો પુત્ર મરેલો લાવ્યા, જગદીશ્વર જીવાડી;
તેમ દ્વારકાં ધ્વીજના પુત્રો, લાવ્યા યમપુર ફાડી. ૬૪
એ રીતે બ્રાંહ્મણનો બાળક, જગધારણ જીવાડો;
આપે એમ બની ન શકે તો, પ્રાંણ માહરા કાહાડો. ૬૫
કારણ કે બળવંતુ બાંનું, જગમાં ઝાંખુ થાશે,
અખુટ ઇજ્જત આપ તણી તે, આ લોકે લજવાશે. ૬૬
સ્તુતી સાંભળી ધ્યાંન વીશે ત્યાં, કરૂણાસાગર કે છે;
ભજનામૃત તારી રસનામાં, પુછો ઉત્તર દે છે. ૬૭
મહામંત્ર ભણી ફેરવ્ય કર શીર, તર્ત એ બેઠા થાશે;
તુકારામ કે નઇ જીવે તો, ઇજ્જત તારી જાશ. ૬૮
તુકારામ કે વીઠ્ઠલ વીઠ્ઠલ, પ્રાંણી સર્વ ઉચારો;
એમ થતામાં આળસ મરડી, ઉઠયા કરી ખંખારો. ૬૯
તર્ત પડયો તે ચરણે જાઇ, માતા હર્ષજ પાંમી,
વીસ્મે સર્વ સભા થઇ તાહારે, ખશી ગઇ સઉ ખાંમી. ૭૦
પ્રાંણ ગયેલો પાછો આંણ્યો, ધન્ય તુકા તપ તાહારૂ,
ક્રીરતી જુગજુગ રેહેશે તાહારી, જીત્યુ જમનુ લાહારૂ. ૭૧

॥ વીશ્રાંમ ॥ જમનું લાહારૂ જીતીયુરે, વીઠ્ઠલ વશ કરી આપરે;
રેવા રસીક રીઝાવીનેરે, ટાળ્યો દ્વીજનો તાપરે ૧

॥ इतिश्री भक्त लीलामृत परमपवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते मृत पुत्र संजीवनो नाम शटचत्वारीशमोध्यायः ॥ ४६ ॥

---

अध्याय ४७ मो.

॥ રાગ ધનાશ્રી ॥

નાભાજી કહે સાંભળો નાથ, તુકારામનો અટકતાં હાથ. ૧
જાણ્યા બ્રાંહ્મણીયે ભગવાંન, આપ્યું આ મુને જીવતદાંન. ૨
નમી વૈષ્ણવ સર્વને જાઇ, ભળી ભકતીમાં તે હરખાઇ. ૩
પાયે જઇ તુકારામને લાગી. માફી માફુ વદી તેની માગી. ૪
પળી પુત્ર લેઇ પછી ઘેર, ચાલ્યુ કીરતન આદર ભેર. ૫
તવે સંન્યાશી બે કોઇ આવી, બેઠા ક્રુરતા કાળજે લાવી ૬
નામ મહીમા વદાય તે વાર, તેમાં જાગી ઉઠે તકરાર. ૭
કાઢયું તત્વ સમસ્તથી દોઈ, હરી નામ જેવું નથી કોઇ. ૮
યજ્ઞ યાગ તીરથ તપ ત્યાગ, નથી નામનો શાસ્ત્રમાં ભાગ. ૯
નામ સકળ સાધનતણો સાર, નામ ભવસાગરનો ઉતાર. ૧૦
જોજો કર્મ પ્રારંભની માંહ્ય, બોલે કેશવ માધવ તાંહ્ય. ૧૧
યજ્ઞ પુર્ણાહુતી થાય જારે, બ્રહ્મ કર્મ કરી ભણે તાહારે. ૧૨
વર કન્યાનું લગ્ન જ્યાં થાય, લક્ષ્મીકાંતનું સ્મરણ કરાય. ૧૩
ગયાદીક પીતૃ શ્રાદ્ધ કરે છે, ત્યાં જનાર્દન રૂપુચરે છે. ૧૪
કથા પુરણ કહી રહે જ્યારે, બોલે અચ્યુતં કેશવં ત્યારે. ૧૫

મોક્ષ મારગે બહુ વાંધ ધાવે, કશું નામની તુલના ન આવે. ૧૬
નામ ગરજના સાંભળી જાંહ્ય, ધીકી ઉઠયા બે સંન્યાશી તાંહ્ય. ૧૭
બે પરસ્પર બોલીયા તાહારે, શુદ્ર વણીક આ તે શું ઉચારે. ૧૮
નામ સ્માર્ગુ હેને મુખે ગાય, તે ના આપણાથી શ્રવણાય. ૧૯
એમ કહીને ઉઠયા બેહુ ચાલી, પુંને જાવાની હીમત ઘાલી, ૨૦
કેવા દુષ્ટ કહુ મતી હાવી,શીખા માથાની જેણે કપાવી. ૨૧
અહ બ્રંહ્મ ભણે મદ ડાખી, જટા હંકારની પોતે રાખી. ૨૨
માથુ મુડન કીધું છે તેણે, મન મુડાવ્યું તે નથી જેણે. ૨૩
ફરે ભકતીનો દ્વેશ કરીને, પડે રૌરવ નરકે મરીને ૨૪
પુરા દ્વેશના બે અભીલાશી, પજ્યા પુંનામાં બે સન્યાશી. ૨૫
દાદુ કોડબા છે અધીકારી, ગયા તે કને મહા મદ ધારી. ૨૬
કરી વારતા રાખીને યાદ ,માંડી તેમને ત્યાં ફરીયાદ. ૨૭
બોલ્યા કે એક છે તુકારામ, કરી ભકતી ભમાવે છે ગામ. ૨૮
નામ મહીમા વધારે છે જોડી, નાંખે વેદાંત વાદ વખોડી. ૨૯
યજ્ઞ યાગને ત્યાગ વખોડે, કર્મકાંડનો મારગ તોડે, ૩૦
પડે બ્રાંહ્મણો શુદ્રને પાય, એ અપાર અધર્મ ગણાય. ૩૧
સજા નૈ કરો તેહેને બોલાવી, પ્રાંણ ત્યાગીશું આ સ્થળે આવી. ૩૨
રટે નામ તે અમને એ આળ, લાગ્યા કુટવા કહીને કપાળ. ૩૩
લાવો તાંણી એ શુદ્રને રોતાં કરો શીક્ષા અમો બેઉ જોતાં ૩૪
આપ્યો ઇશ્વરે આ અધીકાર, કરે કોણ તમો વીના વહાર. ૩૫
હાવુ સાંભળી તે અધીકારી, બોલ્યા સંન્યાશી સાથે વીચ્યારી. ૩૬
કરૂ તેમને તમને હું ભેળા, કરો સંવાદ બે તેણી વેળા. ૩૭

એમાં પાકી પ્રતીજ્ઞા તે કરવી. જે હારે તેને શીક્ષા તે કરવી ૩૮
એ ઠરાવ કરી તેણી વાર, લખી એક હુકમ કરયો ત્યાર. ૩૯
તેમાં દરસાવ્યો દોશ તે ઠાંમે, તુકારાંમ તે છે લોહો ગ્રાંમે. ૪૦
નમે બ્રાંહ્મણો તેમને જોઇ, એ અધર્મની વાત જણાઇ. ૪૧
તેનો દંડ નીમ્યો હમે ખાસ, લેઈ આવો રૂપઇયા પચાસ ૪૨
તુકારાંમને બ્રાંહ્મણો હાથ્યે, રજુ થાજ્યો સવારની સાથ્યે. ૪૩
લેઇ હુકમ સવાર તે ધાયો, લોહ ગ્રામના ચોરામાં આયો ૪૪
તેડ્યું બ્રાંહ્મણ પંચ તમામ, વાંચી હુકમ બતાવ્યો તે ઠાંમ ૪૫
નમો શુદ્રના ચર્ણમાં આપ, તેનું પ્રૌઢુ બેઠું શીર પાપ. ૪૬
છે બે સન્યાશીની ફરીયાદ, માગી તેમણે મુજ કને દાદ. ૪૭
દંડ રૂપઇયા પચાસ સાહાઈ, સર્વ આવજ્યો ભાઈ સમુદાઇ ૪૮
તુકારાંમને લાવજ્યો સાથે, કરવી શાક્ષા તે છે હમો હાથ્યે ૪૯
સુણી ત્રાશીયા વીપ્ર તમાંમ, ગયા સઉ તુકારાંમને ઠાંમ. ૫૦
આવી પડિયો આ ગામમાં ઘોળ, વાળ્યો સન્યાશી બે જણે રોળ ૫૧
તુકારાંમ કે ચીંતા ન ધારો, ચાલો પુને ત્યાં ન્યાય ઉચારો. ૫૨
કે સવારને આવીયે સાથ્યે, દંડ આપીશું જે પડે માથે ૫૩
વળી કંઇક વદે દ્વીજ સ્થાંને, તેડી નાંખશે તે બધીખાંને. ૫૪
બોલ્યો બીજો તે સાંભળી આપ, તુકારાંમનો પ્રૌઢ પ્રતાપ. ૫૫
શીવાજી જેની સેવામાં આવે, એથી કોણ બીજો બળ લાવે ૫૬
એમ કહીને થયા સઉ ત્યાર, દ્વીજ મંડળ સાથે સવાર. ૫૭
તાળ મૃદંગ વીણા ત્યાં વાજે, જેના ઘોશથી વ્યોમ આ ગાજે. ૫૮
ગીત ગાય છે તાળની સાથ્યે, છે પવીત્ર પતાકાઓ હાથ્યે. ૫૯

કરતા ઉછવ પુને તે આવ્યા, નદી સંગમે વાસ ઠરાવ્યા ૬૦
સ્નાંન સધ્યા પુજા કરી તાંહ્ય, બેઠા કીરતન ઉછવ માંહ્ય ૬૧
કરવા દરશન તાં થોકેથોક, પુંના પાસેના ગાંમોના લોક. ૬૨
આવી બેઠા હજારો તે ઠામ, તુકારાંમને કરવા પ્રણાંમ. ૬૩
દીસે સઉ જણ સાથમાં કેવું, ભારી ભુપનું દળ પડયું જેવું. ૬૪
વદે માણસ મેદની ઝાજી, ઉઠયું શબ્દે પુના સઉ ગાજી. ૬૫
તુકારાંમનું સાંભળી નામ, આવ્યું દરશને દોડી તમાંમ. ૬૬
સેવા પુજાનો લેઇ ઉપહાર, ધાયા આવે છે લોક અપાર. ૬૭
હાથ્યે શ્રીફળ કંકુને હાર, તુળસી અબીલ ગુલાલ અપાર. ૬૮
ફળ ઉત્તમ તે લેઇ આવે, તુકારાંમને ચરણે ધરાવે. ૬૯
નદી તીરેના મંડળ માય, ઘણો ઘોશ ન સેહેરે સમાય. ૭૦
દાદુ કોડદેવ અભીલાશી, ચઢયા જોવા ઝાં ઉંચી અગાશી. ૭૧
જાણ્યુ લશકર આ પડયુ કોનુ, પ્રેરયું જોવાને માણસ છાંનુ. ૭૨
આવ્યું તે કરી સર્વ તપાશ, લોહ ગ્રામનો કાપલો ખાસ. ૭૩
તુકારામ છે તેમની માંહ્ય, લોક દરશને આવીયું તાંહ્ય. ૭૪
હેવું સુણીયુ લઇ લોકની હડીયો, દાદુકોડ વીચારમાં પડીયો. ૭૫
છે પ્રતીષ્ટીત આવડા ઝારે, ઘટે પુજન કરવુ એ માહારે. ૭૬
હેવુ ધારી પુજા ઉપહાર, લાવ્યા શ્રીફળ ફોફળ ત્યાર. ૭૭
શાહુકારો અપર અધીકારી, ત્યાં જાવાની કરી સઉ ત્યારી. ૭૮
બોલ્યા સંન્યાસી તાં હેવું ધારી, આ શુ આદરો થઇ અધીકારી. ૭૯
તેના દરશનમાં તમો જાવો, કોનો પક્ષ હમારે બતાવો ૮૦
અધીકારી કે ઝાં થાય હાવું, પડે માહારે જરૂર તાં જાવું. ૮૧

તુકારામને જઇ પડી પાય, સેવા પુજા વીધી સચવાય. ૮૨
પછી લાવીશું પુર માંહયે તેડી, સોંપી દેઇશું મોટેરી મેડી. ૮૩
તેને તમને કરીશુ તાં ભેળા, વાદ આચરજ્યે તેણી વેળા. ૮૪
ધ્યાંન વાદમાં પુર્ણ ધરીશું, હારશે તેની સજા તે કરીશુ. ૮૫
જીત્ય બેઉમાં દેખીશું જેની, થાશે પુર્ણ પ્રતીષ્ટા તેની. ૮૬
ન્યાય નીતી પુર સર થાય, પક્ષપાતની કોની રખાય. ૮૭
એમ કહી પળ્યા માળવાને કામ, નમ્યા જાઇ ઝાં છે તુકારામ. ૮૮
વાદ કરવાને ધારતા કોડે. ગયા સંન્યાસી ગ્રહસ્થોની જોડે ૮૯
બેહુ મંડળ સઉ નમી પાસ, વરતે અંતર સઉને હુલાસ. ૯૦
હાદુકોડદેવ નમી નાંહ્ય, પુજી અરચી નમ્યો પગ માંહ્ય ૯૧
શોભા શી કહું વરણી ન જાઇ, રહયો આનંદ મેઘ છવાઇ. ૯૨
ગીત ગોવીંદજીનાં ગવાય, તેવે એક અંચબો તાં થાય ૯૩
મળ્યું માંનવી પાંચ હજાર, તેના મધ્ય થકી તેણીવાર ૯૪
દીવ્ય દેહ દીગાંબર ધારી, જટા જુટ ભુવાં ભયકારી. ૯૫
પંચ વદનને ભસ્મ શરંગ, છે ત્રીશુળને મુસ્તક ગંગ ૯૬
છે પ્રચંડને પરમ પ્રતાપી, કાળ કંપાવા જેવો તથાપી. ૯૭
તુકારામના ચરણમાં જાઇ, નમી બોલીયો તે હરેખાઇ. ૯૮
ઘણા દુરથી આવીયો આજ. લેવા દરશન આપનાં કાજ ૯૯
એ છે દેવને દુરલભ ધારો, થયો પુરણ મનોરથ માહારો ૧૦૦
વેગ વીધુત સરખો તે ઝાલ્યો, ઉડી આકાશ મારગે ચાલ્યો. ૧૦૧

॥ વીશ્રાંમ ॥ ચાલ્યો પંથ આકાશનેરે, સભા સ્તબ્ધ થઇ તાંહારે:
રેવા રસીક જનનો રહયોરે, આદર અંતર માંહારે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते संन्यासी कुतुहल वर्णनो नाम सप्त चत्वारशं मोध्याय ॥ ४७ ॥

---

## अध्याय ४८ मो

॥ રાગ મારૂ. ॥

અગ્ર દાસ કેરે,આતુર મન સુણવા રહયુ;
ભરયા મદ તણારે, સંન્યાશી તેમનું શુ થયુ. ૧

નાભાજી કહેરે, પ્રકટ દીગાંબર જે થયો;
જોતાં સઉ સભારે, અંત્રીક્ષ મારગે તે ગયો. ૨

તે જોઇ કો કહેરે, શાક્ષાત શંભુ પધારીયા;
બીજો બોલીયોરે, દત્તાત્રી દરશને આવીયા. ૩

તેવુ દેખીનેરે, સંન્યાશી બેહુ સજડ થયા;
મદ રાખતારે, તે હોશ મુખના ઉડી ગયા. ૪

હોઠ હાલ્યાનીરે, કુંઠીત વાચાયો થઇ ગઇ;
બ્રંહ્મ રસસ્રવેરે, ત્યાં સુરતા સઉની રઇ. ૫

ધંન્ય ધંન્ય છેરે, જન્મ તુકાજી તમે ધરયો;
પ્રેમ ભકતીથીરે, વૈકુઠવાસીને વશ કરયો. ૬

એમ કીરતનરે, કરતાં અરૂણ ઉદય થયો;
મંગળારતીરે, કરીને પ્રસાદ વેહેચે રહયો. ૭

તુકારાંમે ત્યાંરે, પ્રસાદી પાત્ર તાં પટ ધરી,
આપી વેહેચવારે, વસ્ત્ર ઉઘેડે મના કરી. ૮

વેહેચે બે જણારે, બાચકામાં માય જેટલુ;
પ્રતીજન લહીરે, દે છે દરેકને તેટલું. ૯

કેળાં સાકરરે; દાડીમ ખજુર વેહેચાયછે;
ચાર વસ્તુવેરે, સોળે તો સઉ સમ થાય છે. ૧૦
ધંન્ય અવસરરે, આજનો સઉ ગણે માંનવી;
પાપ ટાળવારે, પુરમાં પધારી છે જાંનવી. ૧૧
અધીકારી તેરે, દાદુ કોડ દેશ ત્યાં ભણે;
તુકારાંમનેરે, ગોવીંદની તુલના ગણે. ૧૨
કર જોડીનેરે, કરગરીને કરે વીનતી;
પુર પાવનરે, કરવાને આપ કરો ગતી ૧૩
માંન મહતનુરે, રાખવા માહાત્માએ હા ભણી;
તેવુ સાંભળીરે. શોચ થઇ સન્યાશીને ઘણી. ૧૪
ધારયુ આપણું રે, ધુળ્ય મળી સરવે જશે;
જય વાદમાં રે, કાંણુ જાંણે કાંહાંનો થશે. ૧૫
તુકારામનું રે, અનુંચીત ધારીને આપણે;
દોશારોપણરે, બઉ કરયા વ્યર્થ જશે ક્ષણે. ૧૬
કર્મ કુટીયુરે, આપણુ વ્યર્થ સઉ ગયુ;
હતુ તે થકીરે, શરાધા માંન એનુ થયુ. ૧૭
એમ શોચનારે, અંતર બેઉને થાય છે,
તુકારામનેરે, પુંનામાં સઉ લેઇ જાય છે. ૧૮
થાય ઉછવરે, અબીલ ગુલાલ ઉડે ઘણા;
ગાજે વાજતેરે, શોભામાં કાંઇ નથી મણા. ૧૯
પુર મધ્યમાંરે, આપી હવેલી સોહામણી;
શોભા સ્વર્ગનીરે. તકીયા ગાદી બેઠક તણી. ૨૦
તુકારામનીરે, સંગાતે પ્રાંક્ષ સભા હતી;
ત્યાં સઉ ઉતરયારે, આદર માંન પાંમ્યા અતી. ૨૧

સર્વ સાહીત્યરે, આપીને પાક કરાવીયો;
ખીરશી પાતળોરે, ઠાકોર થાળ ધરાવીયો. ૨૨
સઉ શેહેરનારે, શાહુકારો કરે શરભરા;
દ્વીજ શાસ્ત્ર બેરે, ત્રપ્ત કરયા ધરીને ત્વરા. ૨૩
ત્રીજા પોહોરનોરે, પ્રારંભ કીરતનનો કરયો;
કારભારીએરે, સંન્યાશીને પછી આદરયો. ૨૪
વાદ વારતારે, કરવાની હાવે વેળા થઇ;
સજા તે પછીરે, હારે તેને કરવી રઇ. ૨૫
રાશભારૂઢરે, તે કરી સેહેરથી કાહડવો;
ભાળો દુષ્ટ આરે, પુરમાં તે ઢંઢેરો પાડવો. ૨૬
તેવુ સાંભળીરે; સંન્યાશી તે સાવધ થયા;
દ્વેશી બ્રાંહ્મણોરે, સંન્યાશીને પડખે રહ્યા. ૨૭
પક્ષ ત્યાગીનોરે, ધારીને ખળ દંભી હતા;
તે ટોળે થયારે, બેઠા સંન્યાશી પખે જતા. ૨૮
એક વાયશરે, બોલે કે બીજા આવી મળે;
સંપ શ્વાંનનોરે, એક ભસે બીજા ના ખળે. ૨૯
ધાડુદ્વેશનુંરે, દૈવયોગે તે ટોળે થયુ;
પરા પુર્વનુંરે, વૈર એ બે વચમાં રહ્યુ. ૩૦
દશાનન જેવોરે કુંભકરણ મતમાં ભળ્યો,
ક્રુર રાજનારે, સંગે શકુની આવી મળ્યો. ૩૧
એમ એકઠારે, વીષ્ણુ વીમુખ ભેળા થયા;
તુકારામ તોરે, સમદરશી પોતે રહ્યા. ૩૨
તેમ ધારીનેરે, સંન્યાશી આદી દ્વીજો હતા;
તુકારામજીરે, તે સઉને નમીયા જતા ૩૩

ત્યાર પાછળરે, આરંભ કીરતનનો કરયો;
જેના શબ્દમાંરે, બોધ જથારથ છે ભરયો. ૩૪

નર નારીયોરે, સાવધ થઇ હરીને ભજો,
પંચ વીશયનારે, કુચા ચાવ્યામાં નથી મજો. ૩૫

દીનયામનેરે, ઘડીપળ આપણી જાય છે;
તેમ આયુશરે, છે તેમાં ઓછુ એ થાય છે. ૩૬

જેમ ઉંદરરે, દરમાંથી બારણે નીકળે;
રહયો માંઝારરે, ટાંપી તે તર્તજતો ગળે. ૩૭

જેવા મચ્છનેરે, પાંણીમાં ભમતાં ભાળી તકે;
ઝાલી ઝડપલેરે, ચાંચમાં ચાંપી લીધો બકે. ૩૮

તેવી રીત્યનોરે, દ્રષ્ટ પદારથ જે હશે;
એક પલકમાંરે કોળીયો કાળ કરી જશે. ૩૯

કાળ કોઇનેરે, કાંનમાં આવી કેહેતો નથી;
રહયો ટાંપીનેરે, ટીપુ એ બંધાયુ ત્યારથી. ૪૦

જીવ જાંણે નીરે, કાળ વેળા કેઈ ઝાલશે,
પકડયા તકેરે, સંગીમાં કોણ સગુ હશે. ૪૧

મેલ્યુ મુકીયુરે, કાંણુ જાંણે કાંને કર જશે;
દીધુ દીનનુંરે, આપણું તે આગળ થશે. ૪૨

જગદીશનુંરે, સંમૂણ થાય ન ઝાં લગી;
ગર્ભવાસનારે, ત્યાં સુધી જાય ન તે ડગી. ૪૩

યમ યાતનારે, જન્મ મરણ તે મટે નહી;
ભક્તી હરી તણીરે, ઝાં સુધી આ જીવે ના ગ્રહી. ૪૪

દોશ દહન એરે, પારાંગતી અરપે હરી;
અજામેળ જેરે, સંગતી ગુણકાની કરી. ૪૫

તેવો વ્યસનમાંરે, પાપના પરવ તો આદરયા;
ભ્રષ્ટ ભોજનેરે, તમ અપરાધ અમીત કરયા. ૪૬

જેના સ્પર્ષથીરે, ગંગાદી તીર્થ ત્રાશા કરે;
મહા પાતકીરે, યજ્ઞ અયુત કરે ના તરે. ૪૭

તેમ જાંણીનેરે, આવી મહર્ષિ કોને દયા,
તેણે મોક્ષનારે, અક્ષર બે તરવા કહ્યા ૪૮

તારા પુત્રનુંરે, નામ નારાયણ ધારજે;
ત્રાસ ટાંકણેરે, પુત્રને નાંમે પોકારજે. ૪૯

તેવુ કહી મુંનીરે, તીરથાટણ કરવા ગયો;
થોડા દીવસમાંરે કંઠ કાળે આવી સહયો ૫૦

અજામેળ તાંરે, યમકીંકર જોઇને ડરયો;
વાજે નારાણરે, પોકાર પુત્રને તાં કરયો. ૫૧

નીજ નામ લહીરે, વૈમાંન વીષ્ણુએ મોકલી;
તેડી તાં લીધોરે, સાયુજ મુકતી સાંપી ભલી. ૫૨

તેવી રીત્યેજરે, પોપટ ગુંણ્યકા ભણાવતી;
માહા કુમારગીરે, તેમ એ નોહોતી પોતે સતી. ૫૩

પાળ્યો પોપટરે, રામ એ શબ્દ ઉચારતી;
કાળ આવીયોરે, રા એટલુ બોલી હતી; ૫૪

વૃજ વલ્લભેરે, વૈકુંઠવાસ તેનો કરયો;
અર્ધ નામથીરે, આ ભવસાગરને તરયો ૫૫

માંનસર વીશેરે, માતંગને ગ્રાહે ગ્રહયો;
યુદ્ધ બહુ થયુરે, ગ્રાહ તે જળવાશી રહયો. ૫૬

તેણે તાણીનેરે, માતંગ જળમાં બુડાડીયો;
સુંઢય જવ રહીરે, હરી કરી ધાંટો કાહાડીયો ૫૭

ધાયા શ્રી હરીરે, અક્ષર એક ઉચારતાં;
ગ્રાહ મારીનેરે, છોડયો ગજેંદ્રને દેખતાં. ૫૮

તેમ બાળ્યકરે, દેડકીનું જળમાં હતુ,
પેઠુ પાત્રમાંરે, પાંણીના ભેળુ મળી જતુ. ૫૯

તેણે નાહાવાનેરે, પાંણી ઉકાળવા માંડીયુ;
તેની માતાયેરે, રોવામાં ભોજન છાંડીયુ. ૬૦

અવીનાશીનીરે, અર્જ કરી હરીને કહ્યું;
આહુ કાષ્ટથીરે, હુંનુ ઉદક તે ના થયું. ૬૧

તેવુ જોઇનેરે, કો હરીજન તેણે કહ્યુ;
કોઇ જીવ હશેરે, તેથી ના જળ હુંનું થયુ. ૬૨

તેને ગાળતાંરે, દેડકીનું બચ્ચું લહ્યુ;
પાંણી તે પછીરે, મુકતાં તર્ત હુંનુ થયુ. ૬૩

તેને વૈમાંનરે, આવીને તર્ત ઉભુ રહ્યુ,
દીવ્ય દેહ કરીરે, વૈકુંઠવાસમાં તે ગયુ. ૬૪

તેમ બાળ્યકરે, માંજારીનાં નાંહાંનાં અતી
રાખ્યાં જીવતાંરે, કુર કુંભારે નીહીંભાવતી ૬૫

ભાંડ ચોમગારે, અકુવ રાખ્યાં રમાપતી;
એ પ્રતાપજરે, નામનો વરણે છે માહામતી. ૬૬

માટે માહાજનોરે, તારક મંત્ર મોટો હરી;
એ વીના બીજાંરે, સાધનની નથી ખાતરી. ૬૭

તે વીના બીજાંરે, આરાધન અધમો કરે;
શ્રમ વ્યર્થ છેરે, કાળ કળીમાં કો ના તરે. ૬૮

તાળી પાડીનેરે, પોકારીને કહ્યું જેટલે.
બે સન્યાશીઓરે, ચર્ણુંમાં જઇ નમ્યા એટલે. ૬૯

દાદુકોડે તાંરે, સન્યાસીને કહ્યું તે સસે;
આ અનુચીતરે, કેમ અધર્મ કરયો તમે. ૭૦

દોશ વીપ્રનોરે, કાઢતાતા તમો થઇ જતી;
આ નમ્યા તમોરે શાસ્ત્ર કીયાની છે સંમતી. ૭૧

હાવે શીક્ષા હું રે આપને તે કરવા ફરું;
વેશ ધારીનેરે, બોલ્યા પ્રથમથી ન પાધરૂં. ૭૨

બોલ્યા સન્યાશીરે, દોશ અમારા પડ્યા કીયા.
તુકારામનેરે, નારાયણ અમે નીરખિયા. ૭૩

ચત્રભુજ લહારે, ત્યાર પછી ચરણે નમ્યા;
શબ્દ એમનારે, વેદસમા અમને ગમ્યા. ૭૪

અધીકારી તાંરે, ક્રોધ કરી ઉચરયો વળી;
દુષ્ટ હંબીયોરે, વેશધારી ખલકે ખળી. ૭૫

દેવ બ્રાંહમણોરે, તેમને હંડાવા ધારતા;
દોશ ડાખવીરે, બહુશંકરો કરી વારતા. ૭૬

જેને નીંદતારે, તેના ચરણુમાં માથાં ધરો;
સખ્ત શીક્ષાનેરે, પાત્ર છો તે નહીં ડિગરો. ૭૭

બેશો ગર્દભેરે, ગામ ફરી પછી ઉતરો;
દેશ મુકીનેરે, ફાવે તે દેશ મુકી ફરો. ૭૮

એમ બોલીનેરે, ગરધભ બંને મગાવીયા;
ખુંપ ખાસડાંરે, પાંચ પટા શીર કાવીયા. ૭૯

એ ઠરાવનીરે, જાંણી તુકારામે વારતા;
ભુંડું ભ્રષ્ટ એરે, આપનું અહિત ઉચારતા. ૮૦

તુકારામ કેરે, સન્યાસીને હેતું ના ઘટે;
માટે માફી ધોરે, વેદની અર્થાણ અટે. ૮૧

બોલ્યું બીજાનુંરે, આ રીતે ના કાયમ રહે;
બાપ મહંતનુંરે, આગન્યા આપે તે હા કહે. ૮૨

નીતીવંતએરે, દાદુકોડ ગણાય છે;
તેના ન્યાયનીરે, વારતા થઇ વરણાય છે. ૮૩

એક દીવસરે, જંબા બેઠા ઘેર જાહ્યરે,
મીઠું શાકમાંરે, અલ્પ ઓછું લહ્યું તાહ્યરે. ૮૪

લીધું કરવતેરે, નારીની તે નજરે પડયું,
વહી તે તકેરે, દોશનું માંહી બારૂ જડયું. ૮૫

માહારા કાર્યમાંરે, હાથ તમે કેમ ઘાલીયો;
ન્યાય એ કરોરે, મેં ગુનો આપનો ઝાલીયો. ૮૬

એવું સાંભળીરે, સાદ્યો શીપાઈ તે આવીયો,
કાપ્ય કર માહારોરે, મીઠું લીધું તે બતાવીયો. ૮૭

તે વેળા તકેરે, પંડીત પાસે ઉભો હતો;
તેણયે કહી મનારે, કાપો ન ન્યાય બતાવતો. ૮૮

એજ હાથનીરે, બાંહ્ય કાપીને જુદી કરો;
ફરી ધરશોનીરે, દંડ મુકયો થઇ એ ખરો. ૮૯

જન્મ સુધી એરે, બાંહ્ય ન પેરી તે વધ્ર થયો;
ટેક તેહ્યનોરે, એક બાંહયે ઉમર રહયો. ૯૦

એક દીવસરે, દળનારીયે દયણું સહ્યું,
લોટ આપતાંરે, પાશેર તેમાં ઓછું થયુ. ૯૧

દાદુકોડ તાંરે, બોલીયા પરમ ગુનો કરયો;
પાંચશેરમાંરે, પાશેર ઓછો ગણ્યે ઠરયો. ૯૨

મણે બે શેરરે, ઉંમર એમ લીધું હરી;
એ ગુનો ગણીરે સુળીની તેને સજા ઠરી. ૯૩

દળનારી કેરે, મેં નથી ચોરયુ ઘંટી જુવો;
તે તપાસતાંરે, પાશેર લોટ નીચે હુવો. ૯૪
ખીલા નીચેથીરે, નીકળી તે નીચે ગયો;
દંડ સુળીનોરે, તર્ત તે ઘંટીને થયો. ૯૫
હેવો ન્યાયનોરે, નીમ નીરંતર થાય છે;
તુકારામનારે, તે પુરૂષો ગુણ ગાય છે. ૯૬
કથા કીર્તનરે, આરતી આનંદ છે ઘણો;
જેજેકારનોરે દીસે છે શબ્દ સોહ્યાંમણો. ૯૭
ધ્યેયાકારતાંરે, ધ્યાંને તુકારામ થાય છે;
બે સંન્યાશીયોરે, વંદના કરીને પળાય છે. ૯૮
દાદુકોડ તાંરે, પત્ર શીવાજીને મોકલ્યો;
આવ્યા દરશનેરે, આનંદ જાય ઉરે છલ્યો. ૯૯
॥વીશ્રામ॥ છલ્યો ઉરે આનંદ ત્યારે, જે વીશ્વે ના માયરે;
રેવા રસીકને તેડવારે, કેવો અવસર થાયરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परमपवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते दादुकोडदेव नीती नीरुपणो नाम अष्टचत्वारीशमोऽध्यायः ॥ ४८ ॥

---

## अध्याय ४९. मो.

॥ રાગ બીહાગ ॥

બાણે તે બન્ધોને બાંધીયા, એ દેશી ગાવું.

કુટીલ કુતુહળ કોપીયું, કરો વીઠ્ઠલ વહાર;
નીરભય રાખો નરેંદ્રને, ફેડી અસુરને ઠાર. કુટીલ ૧

દાદુકોડદેવ મોકલ્યો, પત્ર વાંચી તે વાર,
આવીયા મળવા તે આદરે, ઉચ્ચ લેઇ ઉપહાર. કુટીલ ૨
આવીને આદરથી નમ્યા, મુકી શેવા તમાંમ;
કર તુકારામે માથે ધરયો, ચાલ્યુ કીરતન કામ કુટીલ ૩
નરનારી વૃંદ અપાર ત્યાં, ઉભાં થઇ તદાકાર;
શબ્દથી વ્યોમ છવઇ રહ્યું, વરસે બ્રહ્મ તુશાર કુટીલ ૪
ઉત્તમ દીન એકાદશી, અતી આનંદ થાય
અણુચીત્યો ઉદઘોશ ઉપન્યો, વીઘ્ન વરણ્યું ન જાય કુટીલ. ૫
ચાકણ દેશનો મહીપતી, મ્લેચ્છ જાતી અસુર;
વેર શીવાજીની સાથ છે, ફરે ખોળમાં પુર. કુટીલ. ૬
ભાળ તેને જડી ભુપની, શીવાજી પુનામાંહ્ય;
મ્લેચ્છ બે શસ્ત્ર પડાંણ્યુ તાં, આવ્યો તેડીને તાંહ્ય, કુટીલ ૭
પાખર ધરી પલાંણીયા, સજ્યાં શસ્ત્ર તમાંમ;
ઘેરો પુના પુડે ઘાલીયો, સાથે ભુપનો ઠાંમ. કુટીલ ૮
પડપુછ્ય વેશ પતરી કરે. ભેટ્ય પાસમાં સાહાઇ;
કીર્તન મંડળે કો કહે, બેઠા આ સમુદાઇ કુટીલ. ૯
વાડો વીશાળ છે તે જગા લાધી ભુપની ભાળ,
મ્લેચ્છ દળે ઘેરો ઘાલીયો, તાં આવી તતકાળ કુટીલ. ૧૦
સંચાર જાંણ્યો શીવાજીએ, માગી આગન્યા તાંહ્ય;
આવી અસુર દળે આંતર્યો હાવે જાવાનું કયાંહ્ય કુટીલ. ૧૧
ઉભી સભા સહુ ખળભળી. ભાળો મ્લેચ્છ સવાર;
રંગમાં ભંગ કરી પડ્યો. બાણે ભક્ત ને ઠાર કુટીલ. ૧૨
ચીંતા ન કરશો વીઠ્ઠુ તમો, બેસો આનંદ ભેર;
ચાર અભંગ પોતે રચ્યા, માગી માધવ મહેર. કુટીલ ૧૩

વીશ્વપતી ચડો વહારમાં, લાજ લોકે ન જાય;
મર્ણુથી માકુરે મુજને, જે આનું લજવાય કુટીલ ૧૪
ભંગ આ ભજન વીરો પડ્યો, માકુ મર્ણુથી એહ,
જોવાશે એ કેમ જાતથી, જીતુ જો પડે દેહ. કુટીલ ૧૫
માયા પ્રબળ કરો માધવા, વીઘ્ન વેરાઇ જાય;
ત્રીકમ કે તુકારામને, સજ્જુ હેનો ઉપાય. કુટીલ. ૧૬
અબદુલ્લા નામનો ઉપરી, છે સેના સરદાર;
તેને વીચાર તકે થયો, કીયા ભુપ આ ઠાર. કુટીલ. ૧૭
જોતાં જણાય ના ને તકે, માયા માધવી ઝાંય;
રૂપમાં સઉ સરખા લહ્યા, બેઠા મંડળ માંહ્ય. કુટીલ. ૧૮
એ જોઇઅસુરે વીચારીયુ, કરૂ સર્વ સંહાર;
જીવનો જાય ન આ જગા પહોંચ્યો આવશે પાર કુટીલ ૧૯
રૂપ રમેશે નૃપાળનુ, શુભ ઘોડે સવાર;
દુષ્ટોને દેખતાં દોડીયા, વળી વાંસે તે વાહાર કુટીલ ૨૦
તે સમે સાદ હેવો હવો, શીવાજી નૃપ જાય,
પરદળ પાછળ દોડીયુ, પુર બાહાર પળાય. કુટીલ. ૨૧
માધવે માયા પ્રગટ કરી, પાસે પલમાં દેખાય,
આંતરે હાથ આવે નહી, કે આ પાસથી જાય કુટીલ. ૨૨
ઝાંઝવાંના જળની લ્હેરે, દેખે ને ઠાલો ઠામ;
દોદશ દળ દોડ્યું જાય છે, ઝાડી આવી તમાંમ કુટીલ. ૨૩
એમ થતાં એક પોહોરમાં, વટીયા કોશ વીશ,
ઝાંખરાં ખાડા ઝાં ટેકરાં, જાય ત્યાં જગદીશ. કુટીલ ૨૪
ઝાંખરે વસ્ત્ર ચીરાય છે, પડે ખાડામાં પાય;
ગરબડી ઘોડા ભુમી પડે, ઝાડે કરમ કુટાય કુટીલ. ૨૫

જે રીતે કૃષ્ણાવતારમાં, કાળ યવન છે કેડય;
મુચકંદ સુતો ગીરી ગુહા, કરયો ભ્રષ્ટને ભેડય. કુટીલ. ૨૬
પીળાં પીતાંબરની પ્રભા, મુકી મુચકંદ માંહ્ય;
જાંણ્યું કે કૃષ્ણ સુતો હઇ, પગ પટકીયો તાંહ્ય. કુટીલ ૨૭
નીદ્રાનો ભંગ કરાવતાં, પ્રાંણ પાંમીયો નાશ,
ઇંદ્રે હેવો વર આપીયો, મરે આપતાં ત્રાશ કુટીલ ૨૮
તમ અવીનાશીયે યવનાંનો, વાળ્યો દાટ તમામ,
અંતરધ્યાંન પોતે થયા, ફરી ભાળેની ઠાંમ કુટીલ ૨૯
અસ્ત થયો શશી એટલે, થયુ અંધારૂં ઘોર,
મારગ મ્લેછો ને ના જડે, ભટકે ચારે કોર કુટીલ ૩૦
ટેકરાં ખાડા માંહ્ય ચડે, પડે ભાગે છે પાય,
જાળાંમાં વસ્ત્ર ઝીંટાય છે, નીજ શસ્ત્ર ઘાચાય કુટીલ ૩૧
અસ્ત વ્યસ્ત થયું દળ સઉ, સભા હરીગુણ ગાય,
વીષ્ણુ કૃષ્ણ ગોવીંદજી, ગાતાં રજની પળાય. કુટીલ ૩૨
અરૂણ ઉગ્યે થઇ આરતી, ત્યાં વેંચાયો પ્રસાદ,
પરચક્ર આવ્યું પાછું પળ્યું, સુણી દેવેશે દાદ કુટીલ ૩૩
શાંત થયે શીવાજી વદે, ધન્ય સાધુનો સંગ,
અંત આવેલો તે ઓતર્યો, રહયો પુરણ રંગ કુટીલ ૩૪
માગ્યો પ્રસાદ તુકા કને, આપી અશ્વની લાદ,
તે લેઇ સીંહ ગડી ચઢયા, શમી સંકટ દાદ કુટીલ ૩૫
જયજયકાર કરી તાંહાં, તુકારામ તે વાર,
બ્રાંહ્મણો સાથ્યે વીદા થયા, લોહો ગ્રાંમને દ્વાર કુટીલ ૩૬
॥ વીશ્રમ ॥ થયા વીદાયે વીજય કરીરે, લોહ ગ્રામ છે જ્યાંહ્યરે;
રેવા રમીકના ગાય ગુણરે તુકારામ રહી તાંહ્યરે ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते शीवाजो संकट नीवारणो नाम एकोनपंचाशतमोध्याय ॥ ४९ ॥

---

## अध्याय ५० मो

॥ રાગ આશાવરી ॥

નાભાજી કહે શ્રવણો સ્વાંમી, તાર પછી શું થાય;
તુકારામના આશ્રીત બ્રાહ્મણ, કોંડોબા કેહેવાય. ૧
દીન દશા પુરણ છે તેની, પઇસા ન મળે પાસ;
માહાયાત્રા કરવાનો તેના, અંતરમાં અભીલાસ ૨
તુકારામને કરગરી નીત્ય કે, એક મનોરથ મનમાં;
મહાયાત્રાનું મનમાં ચીંતવન, તેનુ કારણ ધનમાં; ૩
માટે કંઇ લેખણી કરી આલો, તો કારજ તે થાયે;
નીરધનતા નાંણાની તંગી, પગલુ કયેમ ભરાયે. ૪
ઘણા દીવસ વીત્યા એમ કરતાં, એક દીન ઉરમી આવી,
આસન નીચે હાથ ઘાલતાં, એક મોહોર દરસાવી. ૫
તે લેઇ અરપી કોંડોબાને, વાત કરી સમજાવી;
આ લેઇને યાત્રા કરવા જા, હરીએ ભીંડ્ય ભગાવી. ૬
કોંડોબા કરમાં લેઇ બોલ્યો, બે હજાર ગઉ જાવું,
તે આ નાંણે અર્થ સરે શું, કયમ જઇ પાછો આવું. ૭
તુકારામ કે પુરણ ધન છે, ખરચે ખોટ્ય ન આવે,
વટાવજે નીત્યે આ નાણું, વાપરજે જમ ફાવે. ૮
વટાવમાંથી એકજ પઇસા, તે રાખી રેહેવારો,
તો બીજે દીન તે પઇસાની આખી મોહોરજ થાશે. ૯

નીત્ય રૂપીયા પચીસ વાપરૂં, તોહુયે ખર્ચ ની ખુટે,
આવી પાછી દેજે મુજને, તાહારૂં કાન વછુટે. ૧૦
એમ દીવસમાં તું દશ ફેરા, વટાવજે આ નાણું;
આથી આખા શંગ તણુ તો, સૌ સચવાશે ભાંણુ. ૧૧
દીન દેખીને દાંન આપજે, ભોજન ભુખ્યો તેને,
ઉઘાડાંને અંબર દેજે, પાત્ર ન હોયે એને ૧૨
વાડવે વીચ્યાર વળતી કીધો, પ્રથમ પારખુ જોઉ.
એમ કરી પુરમાંજ વટાવી, સશે મનનો ખોઉ. ૧૩
પચીસ રૂપઇયા ન આવ્યા, ઘી સાકર સૌ લાવ્યો;
ભાવ્યું મન ગમતુ તાં કીધું, પઇસો એક બચાવ્યો ૧૪
મોહોર દરશી બીજે દિવસે, હેયે હીંમત્ય આવી,
તુકારામને ચરણે નમીયો, વાત કહી સમજાવી. ૧૫
રજા માગવા લાગ્યો તારે, તુકારામે તે વારે,
ત્રૈણ અભંગ લખીને આપ્યા, કહ્યું કાનમાં ત્યારે ૧૬
કરીશ વાત ન કોના આગળ, મોહોર તણી તુ ભાઇ;
અર્થ સાધીને આવું તહારે, દેજે પાછી લાઇ ૧૭
ત્રૈણ્ય અભંગ તણાં કહુ કારણ, સાભળજો ચીત આંણી,
વિશ્વેશ્વરને એક અર્પવો, બીજો ગંગારાંણી. ૧૮
ત્રીજો ગયાજીને મોકલીયો, તેમાં લખીયુ હાવું;
વીશ્વેશ્વર હો વીશ્વનાથજી, નામે સર્વ બતાવું. ૧૯
અનંત આપ ચરણમાં રાખો, રંક પડ્યો મહી જાશે,
ચરણ થકી શીર રેહે નવ અળગુ. હું રહુ તે વીશવાશે.૨૦
સ્થાવર જંગમ રૂપ તમારૂ, સઘળે વંદન માહારૂં,
નથી ઇચ્છતો એ વણ બીજુ, ભોજન ત્રપ્તી સારૂ. ૨૧

ભાગીરથીને કે જગપાવની, સકળ તીરથની સ્વાંમી;
તાહારે ચરણે ચીત્ત માહારૂ, દાશ દહની કહુ નાંમી. ૨૨
જે સદભાવે સ્નાન કરે છે, ભુકતી મુકતી પાંમે;
સંત સાધુનુ પોશણુ તુજથી, એમ કહી શીર નાંમે. ૨૩
પુષ્પો વાકય સ્વરૂપી માહારાં, તે અગીંકૃત કરજ્યો,
પછી ગયાજીને તે કે છે, વાચક રૂદયે ધરજો ૨૪
વીષ્ણુ પદ છો માત ગયાજી, જાંણી કહું જતનથી;
માહારા કરના પીંડ મુકીયો, આપ ચરણપર મનથી ૨૫
માહારા વૃધ્ધો આગળ પડીઆ, તે સઉનો ઉદ્ધાર;
નામ તમારાથી મેં માન્યો, તે કરશો ભવપાર. ૨૬
હે હરીહર કહીને તે ટાંણે, ત્રેપુર અભંગો આલ્યા;
કોડોબા બ્રાંહ્મણ તેને લેઇ, સંગની સાથે ચાલ્યા ૨૭
વાટયે મોહોર વટાવે વાપરે, પઇસો સંચી ધારે;
સઉથી ખર્ચ કરે છે ઓહોળો, સાથી સર્વ વીચારે. ૨૮
કોડી કને નથી એ પાસ, દશધા ખર્ચ કરે છે,
ચંદી ચારય બળદ સઉને દે, દીનનાં પેટ ભરે છે. ૨૯
વાપરે પઇસા પાંણી પેઠ, માગે નહીં કોઇ પાસે;
ખાતું ખોટય તણું નવ દીસે, મન રેહે સદા હુલ્લાસે. ૩૦
વેળુ માંહયે જેમ વેહેરડો, અખુટ જળ જમ આવે;
તેમ જણાયે ના બ્રાંહ્મણનું, કયાંથી ખરચી લાવે ૩૧
તમાંમ તીરથે ફરતો ફરતો, વારાણસીમાં આવ્યો;
શંચ ઉતારો ઉત્તમ કરીને, નાહાવા સર્વ સવાવ્યો. ૩૨
લોક હજારો નાહાવા પેઠા, પ્રમ પુરણ ઉર લાવી;
તવ કોડોબા બ્રાંહ્મણે કાગળ, કાઢયો સ્મરતિ આવી ૩૩

કહે કોડોબા પતીત પાવની, સૌ તીરથોની સ્વાંમી,
તુકારામનો પત્ર તમોપર, સમળાવુ શીર નાંમી. ૩૪
મુખે કહ્યું છે મા કર કાઢી, લે તો કાગળ દેજ્યો;
પરને હાથ જવાના પાંમે. બીના થઇ તે કેજ્યો. ૩૫
કડાં સાંકળાં વેઢ વીંટીયો, હીરા રત્ન જડાવ;
અપાર જન જોતા તે લીધો, પુરણ રાખી ભાવ ૩૬
વીસ્મે લોક થયા તે ટાંણે. કે આ શું કેહેવાય;
ગંગા માયે હાથ કાઢીયા, જે આપે તે સાહાય. ૩૭
એમ જોઇને લોકે ધરીયાં, અળંકાર ધનમાલ;
તુશી કંઠી બેરખી પાંહાંચી, અંબર રૂપ રસાળ ૩૮
કોની આગળ કર ના કાહાડયો, ચકીત થયાં સઉ જન;
તે બ્રાંહ્મણને ચરણે લાગ્યા, લહી પરમ પાવંન ૩૯
ગગાએ કરમાં કાગળ લઇ, તે ધરાવીઓ શીશ;
પછી અદરશન પોતે પ્રગટયાં, પરખી પ્રેમ અતીશ. ૪૦
તે કોડોબા કાશી વાશી. ચાર માસ રહી તાંહ્ય,
અભંગ કહે શકરનો કરી, વહીયા ડેહેરા માંહ્ય ૪૧
તરત દીગાંબર ડોલી ઉઠયા, બીલીપત્ર ફુલહાર;
શીશ ઉપરથી હેઠે પડતાં, ભાળે લોક અપાર. ૪૨
અભગ ઉચરે તાં સુધીએ પુષ્પો પડતાં જાય;
યાત્રા વાશી થયા ચકીતના, એ બળ બીજે થાય ૪૩
પછી ગયાજી જઈ તે વાંચ્યો, જય જય પીત્રી થાય;
પેઢી જન ઉદ્ધાર પામીયાં, દાન અમીત અપાય. ૪૪
કોડોબાએ કર ટાઢો કરયો, ભુપતીનાથી ભારી;
તુકારાંમની અખુટ અલખત, શું સમજે સંસારી ૪૫

તીરથ તેમ ફરી કોડોબા, લોહ ગ્રામે આયા;
તુકારામ મળવા ભાગોળે, તે બ્રાંહ્મણને ધાયા. ૪૬
કોડોબા અંતર વીચારે, માહા સીધ્ધી કર માહારે;
અખુટ ધન કલ્પેના ખુટે, એના અરપુ ઝારે. ૪૭
અમૃત રોગીને કર આવે, અંધ ને લોચન જેવુ:
પુસ્તક પાડીને જ્યમ કવિતા, રાજી રેહે મન તેવું. ૪૮
એમ હર્ષ વાધ્યો હૈયામાં, અંતર કપટ ભરાયું;
તુકારાંમને પાછી ના દેઉં, પાકું મનમાં આયું. ૪૯
કદા માગશે એ હું પાસે, કહીશુ ગઇ ખોવાઇ,
નથી લેખ કે શાક્ષી કોઇ, રેશે દ્રગ છોવાઇ. ૫૦
એમ થતાં ભાગોળે ભાળ્યા, તુકારાંમ તાં આવી;
પાસે જઇને પગે લાગીઓ, સઉ વાતો સમજાવી. ૫૧
તુકારાંમને સ્મર્તિ આવી, અરપો મોહોર અમારી;
કોડોબા તાં મુખ ફાડીને, બોલ્યો નીચું ધારી. ૫૨
મોહોર ગઇ ખોવાઈ મારાથી, હાવે કહો કેમ કરીએ;
તુકારાંમ કે ગઈ તે ગઇ છો, હરીએ લીધી હરીએ. ૫૩
કોડોબા હરખાતા ઘરમાં, આવી ભાળી થેલી;
ગાંઠ કશેલી તેની તે પણ મોહોર નથી મહી પેલી. ૫૪
સબળ સોચ અંતરમાં થાયે, હાવે કેમ કેહેવાયે
ગુરૂ દ્રોહના કપટની કરણી, પારવનો પસ્તાયે. ૫૫
પોહોર એક ઉપર મે બાંધી, સજ્જડ કરીને સારી;
લોપ થઇ ગઈ કેવું કાંને, બેઠો શીરકર ધારી. ૫૬
ચોરની મા કોઠીમાં મુખ દેઈ, રૂદન કરે છે છાંને;
હુંનુ ખાતાં માંહામાં દાઝ્યો, તે કહેવાયે કાંહાંને. ૫૭

અડસટ તીરથ કાશી વાશી, ચાર માસ રહી આવ્યો;
કરમ કપટનું તોહ્યન છુટ્યું, ઉપર ઢોંગ બતાવ્યો. ૫૮
તીરથ ભટકે શીર મુંડાવે, કોઇ જટા વધારે;
ઝાડે ઝોળી બાંધે કોઇક, કો મુંગો રહે કયારે. ૫૯
કો પંચાગ્ની કો જળમાં રેહે, કો ચોરાશી તાપે;
કો ફળ ખાયે કોઇ પીયે પય, કો ઉંધે શીર જાપે. ૬૦
કો કર ઉંચા કોઇ સમાધી, કો તાંણે કરમાળા;
અંતર શુદ્ધ થયું ના સુધી, દુનીયાં ઠગવા ચાળા. ૬૧
કો નખ રાખે કાંન ફડાવે કો શીર કેશો તોડે;
કો પાવડીઓ પેહેરી હીંડે, કો ચાલે વણ જોડે. ૬૨
કો અપવાસ કરે વન વાસે, તીલક આડું તાંણે;
કો ઉભું તાંણે કો અરચા, કો ચાંદલીયો જાંણે. ૬૩
એક પગે ઉભો રહે કોઇ, કો મુખ મુગી બાંધે;
કોઇ ભસ્મ શડાંગે ચોળે, કો ઝોલો તરૂ નાંધે. ૬૪
કો ઉગમતાને અરપે છે, કો આથમતો નાંમે;
મનમાં મંત્ર જપે છે કોઇ, કો બુમો દે ઠાંમે. ૬૫
પોતાનું પોશણ કરવા એમ, વાડાવાળી બેઠા;
કંઠી બાંધી કાંન ફુંકાવે, ગાડરી પથે પેઠા. ૬૬
જગદીશ્વરનો મારગ જુદો, એકે મત નહીં જેને;
ત્રગુણાતીત દયા અદ્રોહી, સર્વાત્મા સમ તેને. ૬૭
કોઇ અરણ્ય જઇને બેસે, કો વેદાંત ભણે છે;
કો શન્યાશી દંડ ધરે કો, જોગી યોગ ગણે છે. ૬૮
કોઇ દીગાંબર અઘોરપથી, કો ધોળાં પટ ધારે;
કો ભગવાં પેહેરીને ભમતાં, આશા કોન વીસારે. ૬૯

એ સરવેથી ન્યારા નીરખ્યા, તુકારામ જગ માંહી;
તેને દગો કરયો મેં અરથે, ભુખ ન ભાગી કયાંહી. ૭૦
જેણે શાડ વૈરીને જીત્યા વીશ્વપતી વશ કીધા;
ગાંમ ગરાસ ન અરપ્યો લીધો, પાછા અરપી દીધા. ૭૧
સર્વ સીધ્ધીયો સ્વાધીન છે પણ, તે પરમારથ કરવા;
ઘર મંદીર મેડી ના બાંધી, સુતને હરવા ફરવા. ૭૨
અણચીંતા બેઠેલા ત્યાંથી, ઉઠી ચાલ્યા જાયે;
વૈષ્ણવ ચૌદ સદા સંગત્યમાં, પાછળ તેહ પળાયે. ૭૩
અમર કોશનો જમ ધુમાડો, મૃગમદ હોય ત્યાં જાયે;
તમ તે વૈષ્ણવ તુકારામની પાછળ પગલે ધાયે ૭૪
ગ્રાસે ગ્રાસે રામ રટે છે, રામ રટે ડગ ભરતાં;
નીશીયે કીરતન દીવસે સેવા, હરીહરી હરતાં ફરતાં ૭૫
જાતાં કો પુછે કયાં જાવો, કેહે વૈકુંઠે જઉં છું,
કો બીજુ પુછે તો કે છે, અભંગે ઉત્તર દઉં છું. ૭૬
જીવ્હા નામ રટી રંગાઇ, કાયા બ્રંહ્મ કરી છે;
લોહ ગ્રામે કીરતન કરતાં, દેહેની દશા ફરી છે. ૭૭
તમ શ્રોતા તેવી દેહવત છે, જમ ચીતરીયા સ્થાને;
ટીપુ તેલ ન કો દીપકમાં, બેઠા બકવત ધ્યાંને. ૭૮
હાંડી તકતા ગલાસ ફાનસ, રતી તેલ નહીં એમાં;
પુરનારો તે વીદેહ વત છે, ન મળે સ્મર્તિ તેમાં. ૭૯
તો પણ કીરતન કામ ન અટકે, નાદે બ્રંહ્મ છવાયું;
તુકારામનો પ્રકાશ જાંણે, ભુ ભાનુકુળ આયું. ૮૦
તુકારામના ત્યાં અંતર માંહી, વીઠ્ઠલ મુરતી વાશી;
અનંત અર્ક પ્રભા રહી મુકુટે, બાહ્યર તેજ પ્રકાશી. ૮૧

જમ ફાનસમાં દીપ ધરેલો, મહી બાહાર અજવાળું;
તેમ પ્રકાશ સભામાં લાગે, દેહેની માંહી દયાળુ ૮૨
કરીને કીરતન ત્રણ પોહોર તાં, આરતી હરીની કાધી;
તુકારામ હેઠા બેઠા કે, તીમીરે દેખા દીધી. ૮૩
આવ્યું ભાન સરવને તાહારે, અંધકાર દરસાયો;
પ્રકાશ ક્યાંહ્ય પલાયન પાંમ્યો, એહ અચંબો આયો. ૮૪
પછી તેલ પુરી પ્રગટાવ્યાં, ફાનસ જેણી વારે;
એક બીજાનું પડયું ઓળખણ, સર્વ સભાને તાહારે ૮૫
પુરવા તેલ મગાવેલું તે, સઉ અકબંધ ભરેલું,
તુકારામનો પ્રકાશ પોત્યો, મંડપ તેજ હરેલું. ૮૬
તાંથી એકાએકજ ઉઠી, દેહુ ગ્રામ પધારયા;
બારોબાર ગયા મંદીરમાં, પ્રણમીને ઉચ્ચારયા, ૮૭
ધ્યાંને મુરતી જે ફરશેલી, તે દ્રષ્ટે દેખાયે;
તુકારામ ત્યાં પ્રણમી કે છે, શઉ કારણ સમુદાયે ૮૮
હાવે હરી વીચાર ન બીજો, શરણે રાખો સ્વાંમી;
પડી માંનની બેડી પગમાં, ના ગોઠે બહુ નાંમી. ૮૯
પ્રેમી જન પકવાન કરીને, મુજને નીત્ય જમાડે;
તેથી નીંદ્રા આળસ આવે, હરી ગુણ ગાતાં આડે. ૯૦
માટે એ ઉપાધી માહારી, શ્રી માધવ મુકાવો;
સઘળા સંત તણા સમ તમને, કહુ છું કરીને દાવો. ૯૧
બેઠા બંન્ને પક્ષ લજાવી, ભકતીને ભગવાંન;
શરીરનું સુખ નહીં સેવકને, બીજું ન ગમે માંન. ૯૨
આપ લીધે આવે મુજ પાસે, એ બંને અણ તેડયાં;
સાક્ષી છોએ નથી અજાણ્યું, એ દુખ જોઇએ ફેડયાં. ૯૩

હરીને હસવુ આવ્યું તે તક, લેશ ન ચીંતા ધારે
કાળ તણી છાયા નહી તુજ પર, એજ મનોરથ માહારો ૯૪
॥ વીશ્રાંમ ॥ માહારો એજ મનોરથરે. કરૂં વૈકુંઠે વાસરે,
રેવા રસીક બંધન થયારે. તુકારામની પાસરે. ૧

इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकारांम चरीत्र पाख्याने कविश्री रेवाशंकर वीरचोते कोडांवा यात्रा वीथी वर्णनो नाम पंचाशोध्याय

---

## अध्याय ५१ मो

॥ રાગ ધનાશ્રી ॥

નાભાજી કહે સાંભળો સ્વાંમી, જેની ભકતીમાં ના મળે ખાંમી. ૧
માન મહતા ગમે નહીં લેશ, સમદરશી ન કોપર દ્વેશ ૨
કોને પોતાથી પીડયા ન થાય, એજ રીત્યમાં વરતે સદાય. ૩
એક દીવસ સભા સઉ જોતે, ગયા આલંદી ઉઠીને પોતે ૪
જાય મંડપે દરશન કરવા, પક્ષી બેઠા તરૂ તળે ચરવા ૫
તુકારામને દેખીને તાહારે, ઉડી પક્ષી ગયાં તેણી વારે. ૬
તુકારામ વીચારે તે ઠાર, થયો અંતર શોક અપાર ૭
હોય અંગ અભેદ જો માહારૂ, પક્ષી ત્રાસે ના કલ્પે વિચારૂ ૮
શત્રુ મીત્ર નથી સમ જ્યારે, એ મેં સમજાયુ તે આંણી વારે. ૯
જીત્યા શડ વૈરી વૈષ્ણવ થઇને, આત્મા ધારયુ જગત મુખે ગૈને.૧૦
ત્રાસ પાડયો મેં પક્ષી ઘણાને, માટે વ્યર્થ વીદેહી પણાને. ૧૧
બ્રંહ્મજ્ઞી કરી વાસના બાળી, વાત વ્યર્થ કરી કટાળી. ૧૨

દેહઘટ ફોડયો પ્રભુ પદ માંહી, ટાળ્યું હુ પણું વ્યર્થ ન કયાંહી. ૧૩
કરૂ કીરતન થઇ હરી દાસ, તે સઉ વ્યર્થ કરી મેં તપાસ. ૧૪
એવો ખેદ અપાર ગ્રહીને, ઉભા વૃક્ષની નીચે જઇને. ૧૫
ધરી ધ્યાંન કૃપાળને કે છે, કરો હાવે જે તમને ઘટે છે. ૧૬
અંધ દેખતાંનો કર ઝાલે, દોરે તે મગા આંધળો ચાલે. ૧૭
તેમ પરમારથે મુને જાતાં, પગ વાંકા પડે કદી ધાતાં ૧૮
કદી સ્વારથે મન પળે માહારૂ, કરજ્યો રક્ષણ કહુ તેને સારૂ. ૧૯
અંધ ખાડામાં જો પડી જાશે, દોરનાર તે અંધ ગણાશે. ૨૦
એમ કહી હરીને તે એ ટાંણે, ઉભો તટસ્થ તેજ ઠેકાણે ૨૧
હાલે ચાલે ન પાંપણ વાળ, સુણે દાસનું દીન દયાળ. ૨૨
તુકારામ કે પક્ષીયો આવી, બેસે મુજ પર પ્રેમને લાવી. ૨૩
રહે નીરભય અંતર જ્યારે, થયો માંનુ કૃતારથ ત્યારે ૨૪
એમ થાય ન પક્ષીને ધારૂ, જાણી જીવ્યો તે વ્યર્થ છે માહારૂ ૨૫
એમ શ્વાસ આકરશીને તાંહ્ય, ઘડી ચાર ઉભા તપ માંહ્ય. ૨૬
વીશ્વવ્યાપક પરમ દયાળ, કીધો ભકત અભેદ તે કાળ ૨૭
પરીબ્રંહ્મના પુર્ણ પ્રસંગે, પક્ષી બેડાં તુકાતણા અંગે ૨૮
વપુ વૃક્ષની સાદ્રશ જાંણી, બેડાં અંગ ઉપર સઉ પ્રાંણી. ૨૯
તુકારામ હલાવે છે અંગ, નથી ઉડતું એકે વીહંગ, ૩૦
જેમ વાયુથી વૃક્ષ ચળાય, તોહ્ય પક્ષી ઉડી નવ જાય. ૩૧
રહ્યાં નીરભય પક્ષીયો જ્યારે, રચ્યો એક અભંગ તે વારે. ૩૨
બેસે ચૈતન્યે પક્ષી ઠરીને, નોહોતું જોયું મેં જન્મ ધરીને. ૩૩
કરે બાળનું મા સમાધાંન, માહારૂ તેમ કરયું ભગવાન. ૩૪

હેવુ કહી જ્ઞાંન દેવને જાઇ, કરી વદના ત્યાં હરખાઇ. ૩૫
એ આલંદી વગર કહયે આવ્યા, પેલા ચૌદ તાં ખોળતા ફાવ્યા. ૩૬
પગ ડાબતા આવીયા ત્યાંહ્ય, તુકારાંમ તરૂ તળે ઝાંહ્ય. ૩૭
ઉપર પક્ષીયો બેસે છે આવી, આ નવાઇ ગુરૂવે બતાવી. ૩૮
એમ કહી ગયા પાસમાં ઝારે, નાઠાં પક્ષી ઉડી તેણી વારે ૩૯
દીન આનંદનો જાંણી ત્યાંહ્ય, કરયું કીરતન મંદીર માંહ્ય. ૪૦
સભા સર્વ ભરાઇ તે વારે, વાજે તાળ વીણા સ્વર હારે. ૪૧
બ્રંહ્મ નાદ મચી રહયો જાંહ્ય, સ્તુતી કેશવની કરે તાંહ્ય ૪૨
વીષ્ણુ કૃષ્ણ ગોવીંદ ગોપાળ, જય દેવકી નંદ દયાળ ૪૩
કરજ્યો આયુશ ક્ષીણ આ માહારૂ, સત્તા ક્ષીણ ના કરશો એ ધારૂ ૪૪
ભકતી દેહ છતાં નવ થાય, જીવ્યો વ્યર્થ તમાંમ ગણાય. ૪૫
ન જપાય જો નામ તમારૂ. તેથી વાત બીજો હું ન ધારૂ. ૪૬
શીવે વીશ હળાહળ પીધું, નામે તે રદે શીતળ કીધું. ૪૭
થાય તાળ મૃદંગે આનંદ, જુવે વ્યોમે રહી સુરવૃંદ. ૪૮
પુષ્પ વૃષ્ટી તકોતક થાય, એમ કીરતન આરતી ગાય ૪૯
કરી પારણાં દ્વાદશી માંહ્ય, જ્ઞાંન દેવને વંદીને તાંહ્ય. ૫૦
લીધી આજ્ઞા માગી તે ઠાર, દેહુ ગ્રામ આવ્યા તેણીવાર. ૫૧
તે દીવસ થકી પ્રેમને લાવી, બેસે પક્ષીઓ અંગમાં આવી. ૫૨
વાત વીસ્તરી ગામ તમાંમ, પળી ચીચવડ કેરે મુકાંમ. ૫૩
ચીંતામણને કરણ ગઈ વાત, થયા સાંભળીને રળીયાત. ૫૪
ધારયું હઇ તુકારાંમને તેડું, કરી નીશ્ચે ને સંશય ફેડું. ૫૫
લખી પત્ર તે ચારને આલ્યો, તુકારાંમની પાસ તે ચાલ્યો. ૫૬

કરે કીરતન પ્રેમે અજ્ઞાન, દેવો પત્ર તે વીસરયો વાત ૫૭
બેઠા ભજનમાં આવીને માંહ્ય, ત્રણ દીવસ વીતીયા તાંહ્ય ૫૮
ચીંતામણને થયો ત્યાં વીચાર, પત્ર ના પોચ્યો થઇ વધુ વાર.૫૯
ધરયુ માહારે મળવા ત્યાં જાવું, લાભ દરસનનો લેઇ આવું ૬૦
એમ ધારીને નીકળ્યો ત્યાંય, તુકારાંમ ધારે મન માંહ્ય. ૬૧
આ પલે ઉડીને તાંહાં જાઉં, ચીંતામણને જઇ મળી આવું. ૬૨
ચાલ્યા મળવા વીચારી તે વેળા, મધ્ય મારગે બે થયા ભેળા ૬૩
તુકારાંમને ભેટવા જાય, તેવે આનદ અંગ ન માય. ૬૪
ચીંતામણ કે આ અંતરીયાળ દીધાં દરશન પરમ દયાળ ૬૫
ઘેર બેઠકમાં હોત ખાસ, પાંચ માણસ આવત પાસ ૬૬
એમ વાત થતાં તેણી વાર, આવે પક્ષી ઉડી દશ બાર ૬૭
પાંખો પોતાની પહોળી સમાવી, તુકારાંમ ઉપર બેઠાં આવી. ૬૮
ચીંતામણ કરે મનમાં વાચાર, હાસે તરણુ વાયે કોઇ વાર. ૬૯
પક્ષી તર્ત ઉડી તેથી જાય, તેણુયે ચૈતને કેમ ટકાય. ૭૦
આ દેવાતણ આપમાં ભાળુ, તે શુ સમજીને હું મન વાળુ ૭૧
આપ કાંણ છો મેં ના કળાય, જાતે જોઉં તો સશય જાય ૭૨
તુકારાંમે તાં શસ્ત્ર લગાડી, ઝાંઘ પોતાની તે તકે ફાડી. ૭૩
તેમાં માંસ રૂધીર મેદ અસ્ત, નથી મળાયે પાંચેમાં વસ્ત ૭૪
રૂ કપાસનુ આખુ શરીર, તે દેખીને થયુ મન સ્થીર. ૭૫
જાણ્યું અવતારી મનુષ ન એહ, જક્ત ઉધારવા ધરયો દેહ. ૭૬
ચીતામણ તવ નમીયારે પાય, તુકરાંમ કે અનુચીત થાય. ૭૭
શુદ્ર જાતી હું સતનો દાસ, એમ કહી નમ્યા જાઇને પાસ. ૭૮

કૃષ્ણે માટી ખાધી એકવાર, માયે મુખ જોયું તું તેણ્યે ઠાર. ૭૯
ભાળ્યાં બ્રમાંડ તેમાં અપાર, યશોદા નમ્યાં તાં તેણીવાર. ૮૦
વાંક વીઠ્ઠલનો પડે ઝારે, નમે માને પ્રભુ તેણીવારે. ૮૧
તેમ બ્રાહ્મણ ભકત તે ઠાર, નમે બંને પરસ્પરવાર. ૮૨
એમ ભકતને શ્રીભગવાન, નથી ન્યારા જુવો સઉ સ્થાન ૮૩
કીર્ણ સુર્ય ને ચંચળ વાયુ, જળતરંગ ન ન્યારૂ ગણાયું. ૮૪
ચીંતામણ તુકારામને તેડી, ગયા ચીચવડ્ય ગામની મેડી. ૮૫
દીન ત્રૈણ્ય ત્યાં કીરતન કરીયાં, બ્રહ્મભોજન પુર્ણ આદરીયાં. ૮૬
પુજી પુષ્પના હાર તે ઘાલ્યા, રજા માગી તુકારામ ચાલ્યા. ૮૭
દેહુ ગ્રામ આવ્યા હરખાતા, વીષ્ણુરૂપ થયા ગુણ ગાતા. ૮૮
જક્ત ઉધ્ધારવા મન સાથે, ધરયાં બે રૂપ વીઠ્ઠલનાથે. ૮૯
એક પ્રત્યમાને તુકારામ, બે એ રૂપે છે પુરણ કામ ૯૦
મહીમા જકતના લોક ન જાણે, પોતાને પ્રભુ પોતે વખાણે ૯૧
જેમ દરપણે કો જન ભાળે, છે તેવું બીજું સાહામું નીહાળે ૯૨
તેમ મુકતી ચતુર્વિધ ગાઇ, તુકારામે સાલોકય બતાઇ. ૯૩
સારૂપ્ય, સાયુજને, સામીપ્ય, થવા જેવુ રે રૂપ સુદીપ્ય ૯૪
ઘણા ભકત થયા અને થાશે, તેના ગુણ તે ગ્રંથે લખાશે. ૯૫
શ્રેષ્ટ સૌમાં છે આ તુકારામ, પોત્યા પોતે સ્વદેહે સ્વધામ ૯૬

॥વિશ્રામ॥ સ્વધામ જાય સ્વદેહથીરે. એવો ભકત ન કોઇરે;
રેવા રસીકનું રૂપ એરે, જગે પરીક્ષા જોઇરે ૧

इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरीत्र पाख्याने कविश्री रेवाशंकर वीरचोते कोडोंवा यात्रा वीश्री वर्णनो नाम एकपंचाशोध्याय ॥ ५१ ॥

## અધ્યાય ૫૨ મો.

॥ રાગ કેદારો ॥

નાભાજી વદેરે, શ્રવણો ભકતજનો ધરી ભાવ,
દુર્લભ દેવનેરે, તે આ મળીયો તમને લાહાવ. ૧

ત્યાં ચીંતામણેરે, પુછયું તુકારામનું રૂપ;
તવ તે બોલીયારે, વાચા પોતે પરમઅનુપ. ૨

શરભુત હું નહીંરે, ઇંદ્રી અંતઃકર્ણન તેહ;
નહીં ગુણ ત્રૈણ્ય હું રે, નહી પચવીશ પ્રકર્તિ એહ ૩

અલ્પ અણુંથકીરે, મોહોટો વીરાટ કરતાં તેમ,
ઉર્ધ્વ અધો નથીરે, વાચાપર વરણાયે જેમ. ૪

ભાસે આતનુરે, કરવા પરોપકાર સહાય;
જ્યાં દ્રષ્ટી પડેરે, તે સૌ નાશવંત દરસાય. ૫

ઇચ્છાનૈ અણું રે, ભાસે સુખ દુખ બેઉ સમાન,
લહુસભરે ભરયોરે, ડાહ્યું એવણના કો સ્થાન. ૬

આહાવી વારતારે, સુણીને ચીંતામણ તે ઠાર,
મન વીચારતારે, સુક્રીત આપણાં અપરમપાર. ૭

એમ કહી ગયારે, દેહુ ગ્રામ વીશે તે વાર;
હરી ગુણ ગાય છે રે, નીશ દીન જાપે જગદાધાર. ૮

ભાળી ભુતળેરે, ચત્રુભુજને ચીંતા થાય;
રામ તુકાવીનારે, માધવ કેમે નવ રેહેવાય. ૯

કયમ કરી આણવોરે, તેનો મનમાં કરૂં વીચાર;
છાહ્યા કાળનીરે, હેનાપર ન પડે કોવાર. ૧૦

એ સુણી બોલીયારે, સરવે ભકત જનો તે વાર;
મૃત્યુ લોકથીરે, વીરકત કરવા કરો વીચાર. ૧૧

મંડળમાંનતુરે, ઝારે સંકટમાં સપડાય;
તે સ્થળ ત્યાગવારે, તારે અંતર વ્રત્તી થાય. ૧૨
એમ ઉપદ્રવોરે, કરવા પેટ ન પુર્ણ ભરાય;
તવ કંટાળીનેરે, હઇ આવ્યાની વ્રત્તી થાય. ૧૩
હરીયે હા ભણીરે, જે જીવ સુખમાં પુર્ણ જણાય;
તે દુખમાં પડયોરે, તાહારે ત્યાંથી ખસવું ચાહાય. ૧૪
હેવું ધારીનેરે, લોહ ગ્રામ નીવાસી જન;
બ્રાહ્મણ આદીયેરે, સંગે સુખીયા પુરણ ધન. ૧૫
ભકિતવાનનોરે, કરવો તે વૈકુંઠે વાસ;
મન માયા થકીરે, છુટે તેવો અરપુ ત્રાસ. ૧૬
એમ વીચારીને રે, પ્રેરક બુધ્ધી પરમ દયાળ,
લોહ ગ્રામમાં રે, તેડયા તુકારામકો કાળ. ૧૭
ત્યાં એક માસનાં રે, નીમ કરીને કીરતન ગાય;
નર નારી સઉરે, રાતે કીરતન માંહી ભરાય. ૧૮
કોઇ એક રાજનોરે, આવ્યો ફંટાયો દળ લેઇ;
લોહ ગ્રામમાં રે, પાડી ધાડય દલાસો દેઇ. ૧૯
ઘર સુનાં લહીરે, વસ્ત્રાભુશણ વાસણ અંન;
સઉ લુંટી ગયારે, કીધા સરવેને નીરધન. ૨૦
જાહ્યર જ્યાં થયું રે, કાગારોળ થયો તે વાર;
જ્ઞાની તેમનેરે, ન મળે અંતર્શોક લગાર ૨૧
જડ જીવો ઘણારે, કુટે છાતી શીશ કપાળ;
તે ભગાણથીરે, ટુટી ચાલ્યો કૈયેક તાળ ૨૨
તેવું જોઇનેરે, વદીયા તુકારામ તે વાર;
જે જાનાર તેરે, રાખ્યું રે હે ને કોઇ ઠાર. ૨૩

નીરમ્યુ કોઇથીરે, નીમીત્ત ન ટળે કાળે તેહ;
કરવી શોચનારે, મીથ્યા નાશવતની એહ. ૨૪
આ દેહે આપણેરે, પલમાં નાશ થઇને જાય;
ત્યાં સૌ સંપતીરે, જાણે કાંણ કયાંહાં લુંટાય. ૨૫
જે સમયે મળ્યુંરે, કરવુ ભવતારણને ભેટ;
હાલું ના રહેરે, પરમેશ્વરનુ નીરમ્યુ પેટ. ૨૬
વાસણ વસ્તુવોરે, નાશ થયેલા તેડી પાસ,
ઇશ્વરને સ્તવેરે, હાવે બદલાવો આ વાસ. ૨૭
આ સંસારથીરે, કંટાળો આવે આ જોઇ,
આપ વીના નથીરે, મુજને વીશ્વે વાહાલું કોઇ. ૨૮
તેડી લ્યો મુનેરે, રેહેવું આ સ્થળ ન પડે ગમ;
વાર કરો ધણીરે, તો સઉ હરીભકતોના સમ. ૨૯
એમ ઉદાસ થઇરે, દોડી આવ્યા દેહુ ગ્રાંમ;
પ્રેમી પુરૂશોરે, આવ્યા પાછળ લોક તમામ. ૩૦
ગામે ગામનારે, આવ્યા કીરતન સુણવા કાજ;
તાળ મૃદંગનેરે, વીણા તેના થાય અવાજ. ૩૧
વૈષ્ણવ ચૌદ તાંરે, ગાયે કીરતન લેઇને તાળ,
નીત્ય નવા બનેરે, અભંગ ઉત્તમ પરમ રસાળ. ૩૨
તે વેળા વીશેરે, લક્ષ્મી સાથે જગદાધાર;
તેડી લાવવારે, રામ તુકાને હરે વીચ્યાર ૩૩
તવ લક્ષ્મી વદેરે, કહું છુ તમને એક ઉપાય;
પવિત્ર પુરૂશોરે, વીહંગ પતી લેઇ વસુધા જાય. ૩૪
દીવ્ય કરી દેહેરે, બેસે ગરૂડ તણે વૈમાંન,
તવ વીષ્ણુ વદેરે, આંણુ એકાયે આ સ્થાંન. ૩૫

એજ વીશે કહુંરે, કમળા હું તુજને ઇતિહાસ;
શાપ્યા યાદવોરે, મુની તવ ઉદ્ધવ તેડયો પાસ. ૩૬
કાઢી શ્રાપથીરે, પ્રેરયો બદ્રીકાશ્રમ માંહ્ય,
હું સઉ યાદવોરે, સાથે તનુ તજી આવ્યો આંહ્ય. ૩૭
કાળ બળે થકીરે, અધરમ વાપ્યો જેણી વાર;
ઉદ્ધવ પાસમેરે, સ્થાપન ધર્મ કરયો તે ઠાર. ૩૮
ઉધ્ધવની હતીરે, પ્રીતી સગુણ વીશે નીરધાર;
મેં તેને કહ્યુંરે, લે તું અવનીમાં અવતાર. ૩૯
તવ તે બોલીયોરે, ના જઉ ગરભવાસની માંહ્ય;
મેં યુકતી કરીરે, તે સમળાવુ તુજને આંહ્ય. ૪૦
ઉધ્ધવ તેહ્યનેરે, ધાલ્યો એક છીપમાં તેહ;
ભીમરથી નદીરે, તેમાં મુકયો આંણી નેહ. ૪૧
તે તરતી ફરેરે, છીપ અનુંપમ તેણી વાર;
દરજી જાત્યનોરે, નાંમે દામશેઠની દાર. ૪૨
ગોણાઇ નામનીરે, પતીવૃતાને પરમ દયાળ;
પંઢર પુરમાંરે, દંપતી જપતાં જગના પાળ. ૪૩
હું રાજી થયોરે, તારે સુત માગ્યો તે વાર;
મેં તેને કહ્યુરે, મળશે ઉદ્ધવ સુત નીરધાર. ૪૪
મેં સ્રીને કહ્યુંરે, ચંદ્ર ભગામાં કરવા સ્નાન;
તરતી આવશેરે, એક છીપોલી તેણે સ્થાંન. ૪૫
તેમાં બાળ છેરે, ખોળામાં લેઇ જાજે ઘેર;
સ્વપ્ને સ્વામીનેરે, વાત કરી મેં આદર ભેર. ૪૬
તેણયે સ્રી કનેરે, વરણી પાંની હર્શ અપાર;
તે નાહાવા ગયોરે. તીરે જપતો જગદાધાર. ૪૭

તરતો તે સ્થળેરે, આવ્યો એક છીપોલો તાંહ્ય;
લેઈ ખોળા વીશેરે, આવ્યો પોતાના ઘર માંહ્ય. ૪૮

કાંતાને કહ્યુંરે, સુત સગુણ આપ્યો અવીનાશ;
રાખ્ય ઉછંગમાંરે. પ્રેમ કરીને તાહારી પાશ. ૪૯

ગોરીએ ગ્રહયોરે, ખોળામાં સુત જેણી વાર;
બંને પાસથીરે, છુટી પુરણ પયની ધાર. ૫૦

તે ધવરાવીયોરે, બાર દીવસ વીત્યા તે ઠાંમ;
નીરમ્યુ તેહ્યનુંરે, નામદેવ એ સુતનું નામ. ૫૧

ઉમ્મર તેહ્યનીરે; સાત વરસની થઇ તે વાર;
નીત્ય નાહી કરીરે. જાત્યે અરચે જગદાધાર ૫૨

રીત્ય પીતા તણીરે, રાખે સમજી તે મન માંહ્ય;
ઘેર નથી પીતારે, તેવઠ્ય સુતને કરવી તાંહ્ય ૫૩

સેવા આચરીરે, લેઇ નવેદ્ય પાળ્યો પ્રભુ પાસ,
મુકી થાળ તાંરે, ગીરધારીને ધરીયો ગ્રાસ ૫૪

તે જોઈ તાં પ્રભુરે, પડીયા વીચારમાં તે વાર;
બાળક લે નહીંરે, ભુખ્યા ભાવે જગદાધાર. ૫૫

નાથ જમ્યા નહીંરે, રોવા લાગ્યો તાહારે બાળ;
કેહે મુજ તાતનીરે, નીત્યે ઠાકોર જમતા થાળ. ૫૬

પાકો પ્રેમ લઇરે, થાળા રોગ્યા સુંદીર શામ;
નીત્ય વાતો કરેરે, એ બાળ્યકને પુરણ કાંમ. ૫૭

વશ કીધા હરીરે, સાત વરસની ઉમર માંહ્ય;
નીત્ય બોલાવ્તોરે, મુરતી પાલવ પકડી તાંહ્ય. ૫૮

કોઇ એક ટાંકણેરે, આવ્યા જ્ઞાનદેવ હું પાસ;
માગ્યો બાળ એરે, અંતર માંહ્ય ધરી હુલાસ. ૫૯

તે મેં આપીયોરે, ચાલ્યા તીરથ સાથ્યે લેઇ;
જ્ઞાંનીજી તાંહાંરે, લીધો બાળ્યક આદર દેઇ. ૬૦
વીયોગ માહ્યરોરે, તે ના નામદેવે વેઠાય;
ગદગદ તાં થયોરે, આંખે આંસુ ચોમગ જાય. ૬૧
આગળ્ય આવીયુંરે, વસ્તી વીલાસ એવું ગામ;
સુરભી દ્વીજનીરે, ચરવા ગઇ પુર બાહ્યર ઠાંમ. ૬૨
ખેતર મ્લેચ્છનુંરે, તેમાં પેઠી ,ચરવા તાંહ્ય;
ધાયો ત્યાં ધણીરે, નાઠી ગૈ બ્રાંહ્મણ છે જાંહ્ય. ૬૩
પાપી પુઠય છેરે, નાશ કરી નાંખી તે ગાય,
બાળ્યક વીપ્રનાંરે, દરશી રોતાં મંદીર જાય. ૬૪
દીન દશા તણાંરે, જીવે ગાય વડયે ઘર સાથ;
સૌ ભેળાં થઇરે, કલ્પે મુસ્તક મેલી હાથ. ૬૫
તેવે ટાંકણેરે, નહીં ને નામદેવ ત્યાં જાય;
સૌ રડતાં લહીરે, પુછયુ શુ સંકટ કેવાય. ૬૬
તવ તે બોલીયારે, મારી મ્લેચ્છે દ્વીજની ગાય;
જીવન દીનનુંરે, કયેમ નીભાશે શી ગત્ય થાય. ૬૭
એવું સાંભળીરે, વહીયો નામદેવ તે વાર;
વસ્ત્ર હોરાડીનેરે, લાગ્યો જપવા જગદાધાર. ૬૮
દીન દયા નીધીરે, કરૂણા સાગર ગરીબ નીવાજ;
ઓથ્ય અનાથનીરે, રાખો લક્ષ્મીવર મુજ લાજ. ૬૯
કરગરીને તાંહાંરે, કર ફેરવીયો જેણી વાર;
ગાય ઉભી થઇરે, જોઇને વરત્યો જયજયકાર. ૭૦
સઉ હાબા થયારે, આ બાળ્યક કે છે બળવીર;
કો કળી ના શકેરે, કરતબ્ય કરતા શ્યામ શરીર. ૭૧

જ્ઞાંનીજી તાંહાંરે, આજ્યક સાથ્યે વળીયા જાહ્ય;
બન્ને વાટયમાંરે, તરશાક્રાંત થયા છે તાંહ્ય. ૭૨

તવ જ્ઞાંનીજીયેરે, લુગડાંની વંઘોટી તાંહ્ય;
તે પોતે કરીરે, પેઠા પોતે તેની માંહ્ય, ૭૩

કર ખાડો કરીરે, પાંણી પ્રગટ કરયું તે વાર;
વળતી બોલીયારે, જ્ઞાનીજી ત્યાં કરી વીચાર. ૭૪

નીરજળ સ્થાનમાંરે, લે આ નામા પી જળ ત્યાર;
જોઈ રાજી થયારે, નહીં શકતી નીજને દેહાર. ૭૫

હરી કે તે સમેરે, ઉંડો કુવો એક પતાળ,
તાં નામે કરયુંરે, માહારૂ સમૃણ તેણ્યે કાળ. ૭૬

દ્રષ્ટી કુપમાંરે, કીધી નામદેવે જે વાર,
જળ ઉંચુ ચઢયુંરે, ચાલ્યું ઉભરાઇ તે ઠાર. ૭૭

તે નજરે લહીરે, નમીયા જ્ઞાંનદેવ તતકાળ,
મહતમહાંતઆરે, નોંહયે નામદેવ આ બાળ. ૭૮

અદ્યાપી વહેરે, તે જળ મારવાડની માંહ્ય;
તેજ બતાવીયુંરે, તેવડય રાખીને મેં તાંહ્ય. ૭૯

॥ વીશ્રાંમ ॥ ત્યાં પણ તેવડય મેં કરીરે, કમળાને કહે નાથરે;
રેવા રસીક કે મેં સહયોરે, તેનો ન તજુ હાથરે. ૧

इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकारांम चरीत्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते नाम देवप्रेनुंसंजीवनो नाम द्वी पंचाशोध्याय : ॥ ५२ ॥

## અધ્યાય ૫૩ મો

॥ રાગ આશાવરી ॥

અગ્રદાસ એ શ્રવણી બોલ્યા, નામદેવ મહીમાય;
મર્ણ થયેલી ગાય જીવાડી, જગ જેના જશ ગાય ૧
ત્યાર પછી નીવરણો ભકતી જે શકતી સમુદાય;
નાભાજી કે એક દીવસ તે, શીવને દરશન જાય. ૨
નાગનાથ દક્ષણમાં શંકર, મેળો મહત ભરાય;
તેમાં શીવરાત્રીનો દીવસ, માનવી ત્યાં ના માય. ૩
નામદેવ તે તકમાં ત્યાં છે, કીરતન પોતે ગાય;
ભારી ભીંડય ભરાઇ આગળ, દેવળે ના પેસાય. ૪
બ્રાંહ્મણ સઉ રૂદ્રીયો કરતા, બેઠા મંડપ માંહ્ય;
કીરતન ઘોશે અભ્ર ગાજતો, તાજે કલરવ તાંહ્ય. ૫
કાંન પડયુ સમળાયે કઇ ના, દ્વીજ કોપ્યા તે ઠાર,
કીરતન બંધ કરાવી બોલ્યા, મદમાં તેણી વાર. ૬
કુટો કાંશી દેવળ પાછળ, આગળ નહીં આ થાય;
નાંમદેવ નીરમાંની થઇને, પોત્યો પાછળ જાય. ૭
શ્રોતાઓ સંકટમાં પડીયા, કુમત્યે પાછળ કાહાડયા;
નાગનાથનાં દરશન થાતાં, આભે હેઠા પાડયા. ૮
વીઠ્ઠલ કે મેં ના વેઠાયું, કારણ હાવું કીધું;
પથ્થર દેવળ પાયા સુદ્ધાં, તર્ત ફેરવી દીધું. ૯
તે અદ્યાપી અવળું છે તે, સમય હજુ સંભારે;
નામદેવ તે ભાવીક માહારો, દુખમાં દુલ્યો કયાહારે. ૧૦
ત્રષ્ણાતીત અયાચકર વૃત્તી, કીરતન નીશદીન કરવું;
કોડીનો ઉધમ ના કરવો, ધ્યાંન પલેપલ ધરવું ૧૧

અંન ઓરવા અબળાને નહીં, રાજાઇ કરી નારી;
પરમ દુખી મેં દરશી તાહારે, હુંજ થયો ઉપકારી. ૧૨
ગુંણ્ય ભરી મોહોરો મોકલીયો, નામદેવે તે જાણી;
સઘળા ઘરમાં તે પથરાવી, અબળા પાસે આંણી. ૧૩
તમાંમ બ્રાંહ્મણને તેડુ દેઇ, તે મોહોરો લુંટાવી;
થયુ અકીંચન તે ઘર તાહારે, ઉભો ઘરમાં આવી. ૧૪
એવો ત્યાગ અને દાતારી, ખોળ્યો ન જડે જો તે;
પ્રયુત સન્યાસી પડખે પણ, વધે વજનમાં પોતે ૧૫
એકવાર સઉ સંત સમીપે, નામદેવ કહે વાંણી;
અભગ શતકોટી કરવાનો, નીમ કર્યો મે જાણી. ૧૬
તેથી જાયે જ્યાંહાં જાતરા, દેશાવરમાં ચાલી;
તે ભાશામાં અભંગ કરતો, પુરણ હીંમત્ય ઘાલી. ૧૭
ભાવારથ તેનો ભાળુ તો, સઉમા કીરતી માહારી,
અક્ષર એક અવર નહીં તેમાં, એ ભકતી અધીકારી. ૧૮
પ્રમાણ શત કોટીનું કરીયું, તેમાં વરણ્યા જાંણુ;
ઓગણપચ્ચા લાખની પેહેલા, તે કોટી ચોરાણું. ૧૯
કાળે કરી તેનો દેહ પડીયો, મેં વૈકુંઠે લીધો,
નામદેવનો જન્મ ફરી તે, તુકારામ દેહે કીધો. ૨૦
તેણ્યે અભંગ રહ્યા અધુરા, તે સોધીને લીધા;
પાંચ કોટી ને લાખ એકાવન, પોતે પુરણ કીધા. ૨૧
બે અવતાર કરીને વરણ્યુ, પોતાનું પણ પાળ્યુ,
અભંગ શતકોટી કર્યા પુરા, તે મે નજરે ભાળ્યું. ૨૨
જન્મ અયોની તે ઉધ્ધવનો, છીપ થકી મેં આલ્યો;
ભકતી ભુતળ તેણ્યે સ્થાપી, મુજને કરમાં ઘાલ્યો. ૨૩

તુકારામ તે અંતર માહારૂં, કાયા બ્રંહ્મ કરેલી;
થયો નથી ને થાય ન હેવો, વૃત્તી પરમ ઠરેલી. ૨૪

કાળ તણી છાહ્યા ન પડે તમ, આ સ્થળ હેને લાવું;
કમળાને કેશવે આ કીધું, મેં આદરીયું હાવું. ૨૫

મુકત મંડળી પાસે બેઠી, તે સૌ આદર ભરીયા;
ગરૂડા રૂઢ વીમાંને બેશી, દેહુ ગ્રામ ઉતરીયા ૨૬

શ્રી સંઘાતે ત્રીકમ તેડી, જીવન આવ્યા જ્યારે,
તુકારામને પાસે તેડી, કેહેવા લાગ્યા તાહારે. ૨૭

તારા વીના ગમે નૈ મુજને, અક્ષર ઉજડ લાગે;
અભંગ નૌકાયો તે કીધી, ભવતરવા આ જાગે. ૨૮

સ્વધામ જાવા આજ સ્વદેહે, મહુરત મેં આદરીયું,
ફાગણ સુદી એકાદશીને દીન, જાવું નીશ્ચય કરીયું. ૨૯

તવ કમળા કે સુણો કૃપા કર, એક વીનતી માહારી,
આ ઇંદ્રાયણી નદી કીનારે, શોભા કરવી સારી. ૩૦

ભકત મંડળી સરવે સાથે, તુકારામ હઈ બેસે;
ભાવે રૂચીવત ભોજન લે છે, પછી વીમાંને પેસે. ૩૧

જેવી રીતે ગ્નાંનદેવની, પરમ સમાધી બળથી;
નામદેવે લીલા કરી તેવી, કરો નદીના જળથી. ૩૨

કેહેતાં વિશ્વકર્માને તેડી, અપુર્વ માયા કીધી;
તાં વૈકુંઠ રચાવ્યું ભુતળ, પોતે કરૂણાનીધી. ૩૩

વીચીત્ર રચના નદી કીનારે, મણી હીરામય ધારી;
અષ્ટ સીદ્ધી નવ નીદ્ધી આવી, શોભા કીધી સારી. ૩૪

સ્થંભ મનોહર મેડા મંદીર, બાગ બગીચા કરીયા;
દેવ દુંદુભી ગેબી ગરજે, દીપક દોદશ ધરીયા. ૩૫

તુકારામને પ્રીય લાગવા, શ્રીપતી શોભા કીધી;
દેવ દર્શને આવ્યા દોડી, નૃત્ય કરે નવ નીધી. ૩૬

ગાન તાનને નાદ સાંભળી, છુટી યોગ સમાધી;
તુકારામને ધન્યવાદદે, છોડી સર્વ ઉપાધી. ૩૭

જેના પાર નીગમના પાંમ્યા, તે વીઠ્ઠલ વશ કીધો;
જગ કરતાને જાલ્યો કરમાં, લોહાવ અલોકીક લીધો. ૩૮

શુક સારદ નારદ ને અક્રુર, અંબરીશ સનકાદી;
એ આદે મુની મુકત મંડળી, બેઠા પંગતી આદી. ૩૯

તુકારામ તે મંડળ મધ્યે, બેઠા ભોજન સારૂ;
પુરૂષોતમ પુજન કરે પોતે, ચુવા ચંદન ચારૂ. ૪૦

પુષ્પહાર પેહેરાવ્યા પ્રભુવે, પીરસે કમળા પોતે;
સાધુની સેવામાં ઉભા, જગદીશ્વર સઉ જોતે. ૪૧

માધવે તાં મુખવાસ આપીયો, ત્રપ્ત થયા સઉ જ્યારે;
ઉચ્છવ કીરતન આદર કીધો, તુકારામે તે વારે. ૪૨

એકાદશીથી પાંચ દીવસ લગ, આ આનંદ કરે છે;
તુકારામ તે જાણે પોતે, ભુતળ બ્રંહ્મ ફરે છે. ૪૩

પુરવાસી જાંણે કોઈ રાજા, તેનું મંડળ આવ્યું;
તાર વીના બીજાથી ન બને, સ્વર્ગ સમુ શોભાવ્યું. ૪૪

હુતાસનીનો દીવસ આવ્યો, તર તોફાંન ન થાયે;
સમે શાંત વૃત્તી થઈ સઉની, તુકારામ ગુણ ગાયે. ૪૫

કીરતન સુંણવા ગાંમ ગાંમના, અપાર લોકો આવે;
નરનારીનાં વૃંદ મળીને. પુષ્પે કરી વધાવે. ૪૬

ધન્ય ઇંદ્રાયણી આ નદીનો તટ, ધન્ય દેહુ આ ગ્રામ;
ભકતોની સેવામાં શ્રીપત, તાં છે તીર્થ તમાંમ. ૪૭

તુકારામનો જન્મ થયો જ્યાં પુણ્યક્ષેત્ર એ કાહાવે;
જેનો ભેટો કરવા કાજે, આ જગ કરતા આવે. ૪૮
એમ થતાં ફાગણ વદી પડુવા, તેની રજની આવી;
તુકારાંમને કેશવ કે છે, તાં એકાંત્યે લાવી ૪૯
આજની રજની કરીલે કીરતન, સ્વધામ કાલ્યે જાવું;
એમ કહી ઉર સાથે ચાંપ્યો, હરીએ કહીને હાવું. ૫૦
તુકારાંમ તાહારી સદ કીરતી, જે સાંભળશે ગાશે,
ઘોર પતીત હશે પણ પ્રાંણી, તે પારાંગત થાશે. ૫૧
અનંત જન્મો મેં લીધા ને, ભક્ત અનંતો ભાળ્યા;
બળીદાન દે પ્રાંણ શરીરનું, તું આગળ સઉ ટાળ્યા. ૫૨
કામ ક્રોધને લોભ મોહમદ, માંન અરીષ્યા ત્યાગી;
આત્માપદને અળગું નાંખી, ભક્તી મુજમાં લાગી. ૫૩
તું અવતાર અને અવતારી, પાકો મીત્રજ મારો;
મારી પાસ નથી કંઇ વસ્તુ, બદલો વળવા તારો. ૫૪
રીદ્ધિસિદ્ધિ મુકતી મહતા, તે મુખથી ના માગી;
નીરાપેક્ષ તારા જેવો કો, ભાળ્યો ના વઇરાગી. ૫૫
માટે શરીર સુધ્ધાં કાલે, વૈકુંઠે લેઇ જાવું;
તુકારાંમ તવ ચરણે નમીને, બોલ્યા વાયક હાવું. ૫૬
ત્યાં કેશો એકાંત્ય બેશ હઇ, તેમે નહીં રહેવાયે;
દીવસ રાત્ય કીરતન કરવાનુ, મારા મનને થાયે. ૫૭
માટે છેટે હું નહીં આવું, કહું છું રાજી થઇને;
ભુતળમાં વૈકુંઠ રચ્યું તાં, રહુ પંઢરપુર જઇને. ૫૮
અવીનાશી કે એક વારતાં, આવ્ય સુકીરતી જાંમે;
ત્યાં મારૂં ઐશ્વર્ય બતાવું વ્યાપક થા સઉ ઠાંમે ૫૯

રહે અહી નઇ કીરતી જાએ, મુક્ય દુરાગ્રહ માટે;
તુકારાંમને ગમતુ ગોઠ્યું, હા કીધી શીર સાટે. ૬૦
॥વિશ્રાંમ॥ શીર સાટ તે હા ભણીરે, મચીયો કીરતન માંહ્યરે;
ગાવા લાગ્યો ગુણ હરીરે, તાલ વગાડી ત્યાંયરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कविश्रीरेवाशंकर वीरचीते नामदेव भक्ती प्रताप वर्णनोनाम त्रयपंचाशोध्याय ॥ ५३ ॥

---

## अध्याग ५४ मो

॥ રાગ મેવાડો ॥

નાભાજી કે સુણો નાથજી, હરીને નમીરે;
લાગ્યો કીરતન કરવા ત્યાંગ, વાતો બીજી શમીરે. ૧
વીઠ્ઠલ નામની ગરજના, ઘણી થાય છેરે;
તાલ વીણા મૃદંગને ઘોશે, વ્યોમ છવાય છેરે ૨
પરમ આનદ ઉદે થયો, તેવ ટાંકણેરે;
થયા બ્રહ્મરૂપવતલોક, તે અભ ગો ભણેરે ૩
ત્યાં તુકારાંમ કે માહ્યરે, મન ધારીયું રે.
બ્રંહ્મ જ્ઞાંની પ્રબોધીને નામ, ઉરમાં ઉતારીયુ રે. ૪
સગુણ ઉપાસના સાંપવી, આત્મપદ તજીરે,
બ્રહ્મરૂપ કાયા તેની થાય, ભુધરને ભજીરે ૫
યજ્ઞ યાગ તીરથાટણો, ભ્રમણા ટળેરે.
સ્વર્ગ સુખ લાગે કડવું તમાંમ, ભકતીમાં ભળેરે. ૬
જન્મ મરણનું સુતક સઉ, મહારે તો ગયું રે;
વટીવાસના પડ્ય આ પ્રેત, તે અળગુ થયુ રે. ૭

કર્મ કુટાગ મટી ગયો, દોશ દુર થયારે;
પ્રાંણુ ગોવીંદના ગુણુ માંહ્ય, તે વીંટઇ રહ્યારે. ૮
કાંમ ક્રોધ માયા જેહ્યને, તે રડયા કરેરે,
મેં તીલાંજળી પુર્વક્તે તેને, અરપી સુખે ફરેરે ૯
વાસના ઘટ મેં સ્મશાનમાં, ફોડીને ધરયોરે;
મર્ણુ માહારૂં મેં જોયુ આ જાત્યે, હામ રૂડે ઠરયોરે. ૧૦
અહંકાર આઘો ગયો, છું આનંદમાંરે;
હુંને માહારૂ જતાં ફરૂં નીત્ય, વીઠ્ઠલ વૃંદમાંરે. ૧૧
વાકય સુધા સમ સાંભળી, શ્રોતા જન સઉરે,
પાંમ્યા વીસ્મે સુંણીને વચન, અંતરમાં બઉરે. ૧૨
સૌ સુર બેસી વીમાંનમાં, જોવા જાય છેરે;
મુની કપીલ જે બ્રહ્મનુ રૂપ, તે ગુણુ ગાય છેરે ૧૩
દત્તાત્રી ત્રીગુણુ આવીને, ઉભા તે સ્થળેરે;
કરી આત્મસ્થીતી તેને દુર. કીરતન સાંભળેરે. ૧૪
શંકર આવી શ્રવણુ કરે, યશ ગાયછેરે,
સુખ સ્વર્ગનું ભોગવે તેહ, જોઇ હરખાય છેરે. ૧૫
ઇંદ્ર કે ધન્ય આ અવનીમાં, હાવા જન થયારે,
વશ વીશ્વપતી કરનાર, સ્વર્ગે નથી લહ્યારે. ૧૬
વાયુ વેગે જે ઘુમી વળ્યા, તીરથો સઉરે,
તુકારામના તે ગુણુ ગાય, બ્રહ્મતનું હઉરે. ૧૭
દેવ ઋષી કરે વંદના, ભાળી ભકતનેરે;
પાંમ્યા દર્શયે પુરણુ ભાગ્ય, શોભાવ્યું જકતનેરે. ૧૮
શાસ્ત્ર શ્રુતીના ગૂઢારથો, મથી આંણીયારે;
કરયા હસ્તામળ આંણી વાર, આપણે જાંણીયારે. ૧૯

શ્રોતાઓ સર્વ શડાંગમાં, કાંન ધારતારે;
સાર શો નીકળે મુખમાંથી, તેમ વીચારતારે. ૨૦
એક અભંગ ઉચ્ચારીયો, ભાવારથ ભરયોરે;
મારાં ચક્ષુ જે જોવાનું રૂપ, તેમાં જઇ ઠરયોરે ૨૧
ચીત્ત ચોટયું પ્રભુ ચર્ણમાં લીન તાં થયું રે;
મન માહ્યરૂ માધવ માંહ્ય, તે વીંટઇ ગયું રે. ૨૨
ધરણી ધરના નામનો, ઢગલો ઘણોરે;
વેહેંચી વેગે લ્યો આંણીવાર, સંપીને સઉ જણોરે. ૨૩
પાંડુ રંગ રૂપે થયા, માયા પરહરીરે;
કરયાં કીરતન ચારે પોહોર, આરતી અનુસરીરે. ૨૪
ગોવીંદ નામની ગરજના, કરીને ફરીરે;
પછી શ્રોતાનો થાવા ઉધ્ધાર, યુકતી અનુસરીરે. ૨૫
તરવાનું ભવ તમને કહું, તે ગ્રહણ કરોરે,
કરવો નાસ્તીકનો નવ સંગ, હીંસા પરહરોરે. ૨૬
ગ્રંથ મતાંતર ના તજી, હરીને સ્મરોરે;
દયા દેહ ધારીની જરૂર, અંતરમાં ધરોરો. ૨૭
કરવો દગો ના કોઇને, પ્રીય સઉ ગણેરે,
પરમારથે અરપે પ્રાંણ, કો જીવ ના હણેરે ૨૮
જાગૃતા વસ્થા મે હરી હરી, મુખે ઉચ્ચરેરે;
થાય પ્રાંણી પારાંગત તેહ, ભવસાગર તરેરે. ૨૯
એ ઉપદેશ કર્યા પછી, પ્રભુવે કહ્યું રે,
આવ્યું પુષ્પ વીમાંન તુ કાજ્ય, બાકી નથી રહ્યું રે. ૩૦
ત્યારે તુકારામ બોલીયા, આવે સાથમાંરે;
તેને તેડુ દેઇ કરયુ ત્યાર, દેઇ ફળ હાથમાંરે. ૩૧

મીત્ર મેળાપી સંબંધીયો, સુચના કરીરે;
ચાલો વૈકુંઠ આવ્યું વીમાંન, મોદ મને ધરીરે. ૩૨

કાંતાને કહાવીયું તે પછી, સ્વધામે જવું રે;
આવો ત્યાર થઇ આંણીવાર, વૈકુંઠે સઉ રે. ૩૩

મુક્તામ માણુસ મોકલ્યું, તેણે જઇ કહ્યું રે,
ચાલો વૈકુંઠ જાવાને કાજ્ય, ત્યાં તેડુ થયુ રે. ૩૪

આવલી ઉચરી એ સુંણી, આવી નહીં શકું રે;
છેલ્લા દીવસ જાય છે પેટ, ઘેર તેથી ટકુ રે. ૩૫

બારણે દુઝણી ભેંશ છે, છોરૂ નાંનડાં રે;
તેવું મુકીને મેંની અવાય, નાત્ય વીશે તડાં રે. ૩૬

સંદેશો શાંમાયે કાવીયો, સુંણી તે રહ્યારે;
બીજા હેતુ મેળાપી તમાંમ, ત્યાં ટોળે થયારે. ૩૭

કોઇ કે આવત સાથ્ય હું, આંટી એટલીરે;
ઘરમાં માંદી પડી છે માત, શોચના તેટલીરે. ૩૮

કો કે કુંવારી છે કન્યકા, પીડયા ધન તણીરે;
કંકુ વાળા કર્યા હોત હાથ, હાંસ મુને ઘણીરે. ૩૯

કો કે શ્રીમંત સુતા તણું, માંમેરે જવું રે;
રહ્યા મૌરતના દીન બાર, એ વાંકુ હવું રે. ૪૦

બાલાં હેવાં બતલાવીયાં, સઉવે ના કહીરે.
નથી વનીતાનો વાંક તે માંહ્ય, વાત હાવી થઇ રે. ૪૧

જાતાં તુકારામ બારણે, પુછે કયાં જશોરે;
દેતાં ઉત્તર હું વૈકુંઠ, ભરમ એથી વશ્યોરે. ૪૨

એ બોલે ભુલ્ય ખાધી બધે, સઉએ ના કહીરે;
સભા સર્વને સુચના દેઈ, બોલ્યા ધીમા રહીરે. ૪૩

જાઉએ અમો વૈકુંઠમાં, ફરી નાવીયેરે;
કરજ્યો ભકતી ભજન સઉ સાથ, એજ બતાવીયેરે. ૪૪
મન ક્રમ વચને ગુનો થયો, માફી દ્યો મનેરે,
કેજ્યો વડીલોને માહારા પ્રણામ, જમ જેથી બનેરે; ૪૫
આશા આવ્યાની ન રાખશો, છેલ્લી વીનતીરે;
ઘોશ ગંગાનો સીંધુ સમાય, ના વળે કોવતીરે. ૪૬
નાનાં મોટાંને પ્રણામ છે, છેલ્લા માહ્યરારે;
થયા ગદગદ કંઠ તે વાર, જઉં જગ જાહ્યરારે. ૪૭
મંડળમા થકી નીસર્યા, પોતે જાહ્યરેરે;
આંસુ સર્વને આવ્યાં તે વાર, સોચે સઉ તાહ્યરેરે. ૪૮
લોક વીચારમાં સૌ પડ્યા, કયાંહાં આ જશેરે;
તીર્થ કેદ્દાર કાશી કે પ્રાગ, વૈકુંઠ કયાં હુશેરે ૪૯
કોઇ કે હીમાળામાં જશે, હાડ ગાળવારે,
બદ્રીકાશ્રમમાં કો કે જાય, પંડ્ય પ્રજાળવારે ૫૦
રામેશ્વરને બધા મળી, કે રોકો તમોરે;
બીજાનો નવ માંને એ બોલ, સઉ મથીએ અમોરે. ૫૧
એમ કેતામાં તે આવીયા, નદી તીરમાંરે,
બોલ્યા આવીને બેઉ અભંગ, વકતા વીરમાંરે. ૫૨

॥વિશ્રાંમ॥ વકતાવીર પુરૂશ વીશેરે, ઉચ્ચરીયા એ વારરે;
રેવારસીક ધાર્યો ધણીરે, બોલે જમ કોઇ દારરે ૧

इतिश्री भक्त लीलामृत परम पवीत्र तुकारांम चरीत्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते संसार बोध वर्णनो नाम चतुपंचासमोध्याय ॥ ५४ ॥

---

## અધ્યાય ૫૫ મો.

॥ રાગ કાંનડો ॥

બોલ્યા તુકારામ તેવી ત્હરે જેમ, વંઠેલી વામાના બોલ,
સંસારનું સુખ ભોગવીયું સઉ, તેવો કરયો મેં તોલ;
માયા જાળ નાત્યની તોડી, સંબધીની સગતી છોડી. ૧

કુળ કુટ્ટબની લાજ વીસારી, પરણ્યો પતી સંસાર,
ઉભો મુકી અળગી થઇ નાઠી, ખોળ્યો ભલો ભરથાર;
મુકયો મોહોરૂપી વરેલો, ધારયો ધણી ઠામ ઠરેલો. ૨

નાત્ય ને જાત્યથી નીસરી હું ગઇ, ફાવે તેમ ફરીશ,
ગરભ ધરાયની હેવુ હું ઔશાય, સંતત સેવ્યા કરીશ.
ફાવે તેવી કોહો ભલી ભુંડી, નથી જેવી લોકની રૂડી. ૩

વેવા વટે છે આ વાનો કરવામાં, થાય ફજેતીનું મુળ,
મેં કરયું તેવુ ન કો કરશો તમે. બોળશો બન્યે કુળ,
રખાશોની ધીરજ હાવી, તાંણે ધણી ધાક બતાવી. ૪

સંસાર પુર્શ વરેલાની પીડ્યા, દેહને થાવા ન દેઉ,
ધારયો નવો તેનું કષ્ટ કશું નૈ, શોભતાં હું સુખ લેઉ;
શ્રુતી ગુણ જેહના ગાયે, વીરંચીએ ના વરણાયે ૫

વંઠેલી કેશે મળી મુને વસ્તીઆ, તેની નથી મુને લાજ,
ધીંગો ધણી વરી વીઠ્ઠલ બેઠી, માહારાં સરયાં સઉ કાજ;
મુવાની બીક ન ધારૂ. મુકુ ન મળ્યુ સુખ સારૂ. ૬

આગલે અર્થ સરયો નહીં ત્યારે, વઠી કરયો વ્યભીચાર,
રાત્ય ને દીવસ પાસમાં માહારે, ધણી હૈયાનો હાર,
વીયોગ મેં ના વેઠાયે, ગમે તેમ લોકમાં થાયે. ૭

જોડુ મળ્યું જગદીશનું માહારે, છોડયું ન છુટ્ટુ થાય;

પુરણુનો પકડી પડી પાલવ, લાજ રહે કે જાય;
નથી ખાવી કોની કમાંણી, પુરણુની થઈ પટરાંણી. ૮

કો સાથે કામ કશું નથી માહારે, ઉઘાડો આ વ્યભીચાર,
પીહેર સાસરૂ એક કરયું મે, મુકયું ભરયું ઘરબાર;
ધણી ના હોય ઢંગમાં જ્યારે, દીયેરવટુ કરે તાહારે. ૯

લોક કેતાતા તે સૌ પડ્યું સાચું, સાહયો સબળનો હાથ,
સત્તાઓ હાવે કરીશુ સઉ પર, આભને ભીડી બાથ;
નાનું મોટું કોનૈ માહારે, ન આગળ પાછળ્ય કયારે. ૧૦

એકાંત્યમાં અવીનાશીના સંગમાં, બેશી કરીશું વાત,
પારકાનો પગ જ્યાં ના પડે ત્યાં, રહીશું થઇ રળીયાત;
બેનો જીવ એક થયો છે, ભેદા ભેદ સર્વ ગયો છે. ૧૧

પુર્વે હું કેતી કે જીવન હુંથી, જુદા નથી કો વાર,
તેં મારૂં બોલવું સાબીત રાખ્યું, બંને થયાં એકતાર;
રાજીપો ને રીસમાં રહેવું, હેની સાથે કોને ન કેવું. ૧૨

એકાંત્યમાં રહીશું હરીને હું, સંતત સેવા કરીશ,
કટાળી બેઠી છું સંસારમાંથી, ફાવે તેમ ફરીશ;
સુવાસણીઓ સઉ બાઇ, ન આવશો પાછળ ધાઇ. ૧૩

નીદા તમે જગની ન વેઠાયે, લોક ગમે તેમ ગાય,
હું વળુંધી ગીરધારી ગોવાળશું, તેવું તમે નહીં થાય,
પતીનો પાસ વછોડી, રેહેવું જગદીશમાં જોડી. ૧૪

લોકનું મેહેણું વેઠી વાર કૈયેક, આખર પાંમી આરાંમ,
આજ સુધી ભેળુ બેસવું ઉઠવું, ફેરવ્યો હાવે મુકાંમ;
પીહેર ન સાસરૂ લીધું. મેં તો માહારૂં સુઝતું કીધું. ૧૫

મોહોતથી માડાં મેણાં મેં તો વેઠીને, સાહયો સબળનો સંગ,

બીકણ બાઇઓ ના થશો હું જેવી, ઉડી જશે મુખ રંગ;
સંસારને સળગાવી જાવું, સાંહાંમે મોઢે ચાલતું થાવું. ૧૬

મુકવું ના પગલું પછી પાછું, ના બીહે જગત્‌થી જેહ,
તે કરજો સઉ માહારી પેઠયે, કાળજા કુળાની એહ;
તેના થકી ધારયું ન થાયે, આખર તે અટકી જાયે. ૧૭

હું હાવે માફી બધા થકી માગું, કોઇ ન લ્યો મુજ અંત,
વાટે વળો થાઓ રૂડું તમારૂં, સેવજ્યો સાધુ સંત;
સોંપ્યો સંસાર તમોને, રજા સઉ આપો અમોને. ૧૮

વાટે વળો સરવે જણ સપી, હું જાઉં માહારે પંથ,
જુદી વાટે જઉ પથ પરાયો, કે જ્યાં કમળા કંથ;
ગાજો ગુણ ગોવીંદ કેરા, એમાં છે લાભ ઘણેરા. ૧૯

સંસાર આ સ્વપનાવત સઉ છે, નાશ ક્ષણુંમાં થાય,
ચુકશો ના પરમારથ કોઇ, જે કરયું તે ન કવાય;
જીતી જશો જન્મ ધરીને, જાઓ જેજેકાર કરીને. ૨૦

વ્યોમે વીમાંન સજીસુર આવીયા, આનંદ અંતર થાય,
નારદ તુંબરૂ ગાયન ગાયે, ઉછવ ઉતમ થાય;
આવ્યાં ઉમા ઇશ્વર સાથે, વીધી સાવીત્રી સગાથે. ૨૧

શક્ર શચી સનકાદીક સીદ્ધા, ચારે યુગોના સંત,
પુરણ બ્રંહ્મ સ્વરૂપે જણાયે, જેનો ફરી નહીં અંત;
તુકારાંમ તેમને ભાળે, દયા કરી દેવ દયાળે ૨૨

બોલે બધા યશ તાંહ્ય તુકા તણા, કઠોર આ કળીકાળ,
કીરતન ગાઇ કરયા વશ વીઠ્ઠલ, તોડીને કાળની જાળ;
જે જે કરી પુષ્પ વધાવે, ઘણા યશ ગાંધર્વો ગાવે. ૨૩

પુષ્પ વીમાન પ્રકાશ થકી પડયો, ઝાંખો રવીનો પ્રકાશ,

સઉ પુરવાસી સબંધીયોનાં દ્રગ, મીચાયાં જોઇ આભાસ,
પડે જેમ વીજળી આઇ, આંખો સઉની મીચાઇ    ૨૪
॥વિશ્રાંમ॥ મીચાઇ આંખો ગઇરે, પુષ્પ વીમાન પ્રકાશરે;
વૈમાંને વળતી ચઢયારે, અંઘ્રી નમી અવીનાશરે.   ૧

॥ इतिश्री भक्त लील्लामृत परम पवित्र तुकाराम चरित्र पाख्याने कविश्रीरेवाशंकर वीरचीते उन्मत्त अंगना वाक्य वर्णनोनाम पंचपंचाशोध्याय ॥ ५५ ॥

---

अध्याय ५६ मो

॥ રાગ સીંધું ॥

ભક્તીમાં ભળતાં, કરવો ના કોને ખાળો;
સ્વધામ જાય સ્વદેહે તે આ, તુકારાંમને ભાળો. ભક્તિ૰ટેક ૧
અનંત લોકો આરા ઉપર, દરશન કરવા આવ્યા;
તુકારામ વદન દે તેને, પુરણ મનના ભાવ્યા   ભક્તિ૰ ૨
જયજય વીઠ્ઠલ કરે ગરજના, સઉ જણ જાંણે એવુ;
તુકારાંમ કંઇ જાય જાતરા, મંડળ સાથે તેવું   ભક્તિ૰ ૩
સગા સંબધી પ્રેમી પુરૂશો, રહે સઉ આંખ્યો ભાળી;
વીયોગ વાહાલાંને તે થાતાં, બેઠાં આંસુ ઢાળી.  ભક્તિ૰ ૪
શકતી માફક સરવે ઉચું, ઝાંહાં લગી જોવાયું;
નીરાશ થઇ નીચું નીહાળી, બેઠા સઉ ખોવાયું. ભક્તિ૰ ૫
પ્રકાશ મટીયો તે વીમાંનનો, તવ સઉ સઉને ભાળે;
તુકારાંમ ના ભુતળ ભાળ્યા, શોકે શીશ અફાળે. ભક્તિ૰ ૬
એકાંતીક ઊદ્વેગ પાંમતા, પડયો હૃદયમાં ચીરો;
જાણ્યું કર્મ કવાયે ખોયો, હાથ ચઢેલો હીરો.   ભક્તિ૰ ૭

વીલાપ કરતા વીયોગ લાહયે, પુરમાં લોક પધારયા;
અરભકે વાત કરી આવીજે, સ્વધામ તાતસધારયા. ભક્તિ૦ ૮
સાંભળી શામા પડી શોકમાં, રૂવે રહી ચોધારે,
શીશ કુટતી કેશ તોડતી, ગઇ ઇંદ્રાયણી આરે. ભક્તિ૦ ૯
લાખો લોક મળેલા તે સ્થળ, ગામ તથા પરગાંમી;
તે સઘળાં કલ્પાંત કરે છે, અંતર પીડા પામી ભક્તિ૦ ૧૦
જમ ગોકુળથી ગીરીવરધારી, મથુરાં જાતાં જેવુ;
તે રીતે કલ્પાંત કરે છે, વરણું બીજુ કેવું ભક્તિ૦ ૧૧
આંખો લોહી ઉચું નીહાળે, ના દરસાયે જ્યારે;
કુટે શીર છાતી બે કરથી, શીર ધુણાવે ત્યારે ભક્તિ૦ ૧૨
વાસ કરયો વૈકુંઠે તે શાક, પદર એકાતરમાં;
વદી ફાગણ બીજ સોમવારને, વીરોધી સવત્સરમાં ભ૦ ૧૩
ચાર ઘડી દીન ચઢતાં પોતે, વૈકુંઠે વીચરતા;
તે વેળાના ભાવીક ભકતો, અપાર આંસુ ભરતા ભ૦ ૧૪
મવાળ ગંગાજી એટાંણે, અંત્ય અભંગ ઉચ્ચારે;
વલોપાત વાંચી સઉ કરતા, સદગુણને સંભારે. ભ૦ ૧૫
પડે પ્રેમનાં આંસુ તેણયે; ભુમી તળ ભીજાયું;
શોક શમાયો શ્રષ્ટીમાંના, તીમીરે વ્યોમ છવાયું. ભ૦ ૧૬
વીલાપ કરતી વીધવીધ વનીતા, મારૂં કરમ કવાયું;
માનભેરે તેડુ આવ્યું પણ, પાપણીએ ન જવાયું. ભ૦ ૧૭
જવું અસત્ય મુને લાગ્યાથી, રહી ઘરમાં ગુંથાઇ;
વપુ જવાળ વૈરાગ લાગવે, હું ગઇતી ધીકાઇ ભ૦ ૧૮
મુને રઝળતી મુંકી રાંને, આપ થયા મેવાશી;
જાવાનું જાણું તો વાળુ, છેડે ગાંઠ્ય તપાસી. ભ૦ ૧૯

છેલા દીવસ છોરૂં નાંહાનાં, તમ તેવડ નહીં ઘરમાં;
અરે દૈવ આ ઓથ્ય ઓતળી, કોડી ન મળે કરમાં. ભ૦ ૨૦
પડી મુર્છના ખઇ પ્રથ્વીપર, બે બાળક છે સાથે,
માહાદેવને અન્ય વીંઠોઆ, કુટે મુસ્તક હાથે. ભ૦ ૨૧
હૈયાં હાથ રહ્યાં ના સઉનાં, કળાહોર બહુ થાયે;
વીદેશીયો કે આ કલ્પાંતે, પાછા તરત પળાયે. ભ૦ ૨૨
એમ કહી સઉં ઉચુ ભાળે, તમ ભણકારા વાગે,
ઓ આવ્યા આવ્યા એમ બોલે, જાણે જુવતી જાગે ભ૦ ૨૩
અરે બાપ કે મારગ ચાલ્યા, અજોળ્ય મેલી અમને;
દુઃખ વેળાયે નાવો દોડી, તેવું ન ઘટે તમને ભ૦ ૨૪
આશા અસ્ત અરૂણ થાતા લગ, રાખી પાછા વળીયા;
સમાચાર દેશાંતરમાં તે, પ્રેમી જનથી પળીયા. ભ૦ ૨૫
બે વનીતાએ બાંહયો પકડી, અબળા ઉભી કીધી,
ટીંગાટોળી પેઠ્ય કરીને, લુલે ચરણે લીધી. ભ૦ ૨૬
॥વિશ્રાંમ॥ લીધી લુલા ચરણુથી, મુકી તે ઘર માંહ્યરે;
રેવાંરશીક સંભારતારે, કો ટાંપે તટ જાંહ્યરે. ૧

**ઇતિશ્રી ભક્ત લીલામૃત પરમ પવિત્ર તુકારાંમ ચરીત્ર પાખ્યાને કવિશ્રી રેવાશંકર વીરચીતે વીમાનવાસ વર્ણનો નામ શટ પંચાશોધ્યાય : ॥ ૫૬ ॥**

---

**અધ્યાય ૫૭ મો**

॥ રાગ મલ્લાર ॥

ઓ સંકટના સંગીરેરેરે હો, વેગે વહેલા આવજોરે ટેક
નાભાજી કહે તેવે, જે તુકારાંમનો ભાઇ,

વાત સુણી વણજેથી, તે ત્યાં આવ્યો ગભરાઇ;
શોક કરીને બેઠો, ત્યાં સરીતાને તટ જાઇ  ઓ સં૦ ૧

જાતે જોયું જેણે તે, આવી વાત કરે છે,
જેની ભકિત ભાળી, આ સઉનાં ઉર ઠરે છે;
પ્રેમ પુતળુ જાણે, આ આંખ્યો પાસ ફરે છે  ઓ સં૦ ૨

ચઉદ વઇષ્ણવો તેવા, તે સદા સંગમાં રેહેતા,
જે બોલે મુખમાંથી, તે હાજી હાજી કહેતા,
ફુલને દીઠે તે સઉ ના, મન મુઝાવા દેતા.  ઓ સં૦ ૩

મવાળ ગંગાજીરે, રામેશ્વર પંડીત જાતે,
કોંડોબા બ્રાંહ્મણને, સંતાજી તેલી નાતે;
તુકારાંમનો લહીયો, તે સદા રહે સગાતે.  ઓ સં૦ ૪

લોહ ગામના વીપ્રો એ સઉ બેઠાં પણ પાંકી,
આવી દરશન આપે, તો પ્રાંણ રાખવા ઢાંકી,
નીહીનો અંતાદરવો, એ બેઠા આદર આંકી  ઓ સં૦ ૫

તુકારાંમનો બંધુ, કાહાંનોબા તે કકળે છે,
દો દરશન આવીને, નીતો આ પ્રાંણ પળે છે,
વાર વધુ થાશે તો, આ સઉનો રોળ વળે છે.  ઓ સં૦ ૬

અભંગ એક વદે છે, ત્યાં તુકારાંમનો ભાઇ,
હું દુઃખ દરીએ ડુબ્યો, ને તોડી તમે સગાઈ;
અણભેટે ઉર મારૂં, આ જાશે તરત ચીરાઇ.  ઓ સં૦ ૭

બેઠા તાંથી ઉઠી આ જાવું, ન ઘટે તમને,
દયાવંતને ન ઘટે, આ અજોડ્ય મેલ્યાં અમને;
ત્રાસ તમારો લાગે, જે મહા જોરાવર જમને.  ઓ સં૦ ૮

બાપે બાંહ્ય સહીને, તે તમને સાંપી ચાલ્યા,

કષ્ટ કવેળે પડતાં, ત્યાં હ્રદયે હમને ઘાલ્યા;
કાશદ કાગળ નાવે, તે મોટે મારગ ચાલ્યા. ઓ સં૦ ૯

બોલ બંધુના શ્રવણી, ને તે તરૂવર સુકાયાં,
સમીપ બેઠાં સઉનાં, તાં લોચન તરત ભરાયાં;
દુમો રૂદે ભરાયો, ને દુખનાં વાદળ છાયાં. ઓ સં૦ ૧૦

વીશામ વાત કરયાનો, અવનીમાં ન રહયો હાવે,
ધારણુ ધીગી છુટી પીડશે, પીત્રી સઉ દાવે;
વીર વડા તમ વીના, ફરીયાદ કરી ના ફાવે ઓ સં૦ ૧૧

કરૂણા વચનો શ્રવણી, ધરતી ધુજારો ખાયે,
વાડી વેલ્ય લતાઓ, તે શોક સુણી સુકાયે;
ગાયો ઉભી તેને, ચોધારે આંસુ જાયે. ઓ સં૦ ૧૨

અનાથ સાથે લેતાં, શુ તેવડ નોહોતી તમને,
ગરીબ ગરદન મારયાં, આ અજોડ્ય મુકયાં અમને;
પાછો ના પલટાવે, હરી આપ તણા હુકમને. ઓ સં૦ ૧૩

એકવાર આવીને, ભેટી જા હઇયા સાથે,
અભય કરી જા અમને, ના જઇયે જમરા હાથે;
ત્રીલોકમાં નહીં એવું, જે સગપણ તમ સંગાથે. ઓ સં૦૧૪

રૂદન રોશમાં કરતાં, ડાકોરને ઠબકો દે છે,
તારા સ્વારથ સારૂં, કયાં સઉના પ્રાંણ હરે છે,
ગુના વીના ઘા કરવો, એ અનુંચીત કરમ કરેછે. ઓ સં૦૧૫

રીદ્ધિસીધ્ધીયો તારી, જા વેલો કરય કોરાંણે,
ભુકિત મુકતીના ચહીયે, અડવાયા અવસર આંણ્યે;
મોકલ બંધવ મારો, તો આજે જીવ ઠેકાણે ઓ સં૦ ૧૬

ભારી ભકતી કીધી, તેના તે વૈભવ ટાળ્યા,

કાજગરાને કાઢીને, બહુ તે બદલા વાળ્યા;
માર મેચકે મારી, પગ ઢીંચણમાંથી ઢાળ્યા.એ સં० ૧૭

કુળી કુપથ્ય તોડે, એ આદી જગનો ધારો,
ડાહાપણ ડાટી મુંકી, મેળવને બંધવ મારો;
આપીશ હત્યા તુજને, લીધો તે જગ જીવારો એ સં० ૧૮

પરમ અભાગી હું થી. ના જીવતાં સુખ જોવાયું,
તારી સોબતે મારૂ, ધીંગુ ધન તે ખોવાયુ;
કુટુંબ કચરી નાંખ્યું, દુઃખ આભામંડળ આયું એ સં०૧૯

સમે શોભતી સેવા, મે ના થઇ રહીને પાશે,
પેટ પટારૂ ભરવા, અથડાયો મમતા આશે;
પણ આ મેં નવ જાણ્યું, આચીંતુ કર્મ કવાશે. એ સં० ૨૦

ભેદુ વીઠુબા ઘરનો, હેના બે જઇ પગ ઝાલુ,
કહુ બંધવ મેળવ તું, નીકર હું હત્યા આલુ;
નહીંતો ફજેતી કરવા, તારી હું પ્રવાસ ચાલુ. એ સં० ૨૧

જાવા પ્રાણ જઝુમે, પણ મળવા રાખ્યો વારી,
કાંણ કરે તારા વણ, એ બંધવ મોંઘઇ મારી;
હઇયે હોળી ધીકે, તું જોને ધ્યાંને ધારી. એ સં० ૨૨

સઉ કલ્પાંત કરે છે, એમ ઇંદ્રાયણીને આરે,
ત્રણ દિવસ અપવાસી, કલ્પે છે રહી કીનારે;
દયાંને લક્ષ લગાડી, દોદશ જોવા વીચારે. એ સં० ૨૩

આખડી અંન ઉદકની, નીંદ્રાનો નાશ કીધો,
મળવું નીકર મરવું, એ નીશ્ચય નીમ લીધો;
બાપે બાંહ્ય ઝલાવી, તે દગો દીનને દીધો. એ સં० ૨૪

એમ થતાં ફાગણની, વદ્ય પાંચમ થઇ જે વારે,

મહા કલ્પાંતે પ્રકટયો, તાં એક અંચબો તારે;
તાળ ગોદડી આવ્યાં આકાશ થકી અણધારે ઓ સં૦ ૨૫

પડયો ભરોંસો સઉને, વૈકુંઠે વાસ કરીયો,
સંદેસા દાખલ આ, તે બે વસ્તુ ઉતરીઓ,
ગામે ગામે થઇ વાતો, દરશન મેળા આદરીઓ. ઓ સં૦ ૨૬

તાલ ગોદડી દરશી, વદન કરી લોક જાયે,
પ્રગટ મળ્યાના જેવો, તાં મોદ સરવને થાએ;
કાંહાંનોબા મકલાનો, રામેશ્વર પાસે ધાયે ઓ સં૦ ૨૭

પુછે પાસે જઇને, આ સશે એક મટાડો,
એમની પુણ્ય તીથીનો, તે દીવસ શોધી કાઢો;
રામેશ્વર કે પોલ્યા, તે પુણ્ય તીથીનો દાડો. ઓ સ૦ ૨૮

વદ પાંચમનો દાડો, તે બ્રહ્મ ભોજનો થાયે,
ઉચ્છવ કીરતન કરવાં, તે પણ પાંચમનાં સાથે,
કશું ન કર્તવ્ય એને જે, સ્વદે સ્વધામે જાયે. ઓ સં૦ ૨૯

વદી પાંચમને દીવસે, ત્યાં બ્રાહ્મણ ભોજન કરીયું,
ઉચ્છવ કીરતન કરવાં, તે પણ ત્યાંથી આદરીયુ;
તુકારાંમ જગ જીતી, કીરતીનુ ભાંડ ભરીયુ ઓ સ૦ ૩૦

॥વિશ્રાંમ॥ ભાંડ ભરીયુ બ્રહ્માંડનું રે, કીરતી માંહ્ય ન માયરે,
ઉભરઇ સ્વર્ગ છવઇ ગયું રે, રેવા રસીક ગુણ ગાયરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परमपवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते बंधु वीलाप वर्णनो नाम सप्तपंचाशोध्यायः ॥ ५७ ॥

---

## અધ્યાય ૫૮ મો.

॥ રાગ મારૂ ॥

અગ્રદાસ કેરે, ત્યાર પછી કોહોને કયમ થયું;
એ જગત ગુરૂરે, ધરમનું બીજ એથી રહ્યું. ૧
માહા મહર્શિઓરે, યોગી ત્યાગી મુની શેવડા,
વડા વેદીયારે, પ્રોઢ પ્રતાપીયો જે વડા. ૨
જટા ધારીઓરે, સન્યાસી સાધુ ઘણા થયા;
તે સ્વદેહથીરે, કોઇ સ્વધાંમ નથી ગયા ૩
માહા માયા બળીરે, બાધ કરી ન એને શકે;
એની તુલનારે, ત્યાગમાં કોઇ ન જે ટકે. ૪
રામેશ્વર તણુંરે, વચન સુણી તેમ આદરયું;
વદી પંચમીરે, ત્રણ દીવસ કીરતન કરયુ. ૫
તુકારામનારે, બાળયક બેઉ રૂડા હતા;
માહાદેવનેરે, વીઠોબા નાંમે તે દીપતા ૬
તાહાર પુડયનોરે, ગરભ આવલી ઉદરે રહયો,
તેજ અવતર્યોરે, નારાણય નામનો સુત થયો ૭
તેને જોઇનેરે સંત આનંદ ઘણા થયા;
તેને નીરખવારે, ભુપ શીવાજી પોતે ગયા. ૮
તાંમ્રપટ લખીરે, ચાર ગામ અરપણ કરયાં;
ખાનપાંનનાંરે, કષ્ટ ઘણી વીધે પરહરયાં. ૯
રૂડી આવ્ય કેરે, પરમારથી પોષાય છે,
પછી પુત્રોનેરે, એક વીચાર આ થાય છે. ૧૦
દેહુ ગ્રાંમમાંરે, મંદીર વીઠ્ઠલનું હતું;
તે શીખર બંધરે, પુત્રોયે તર્ત કરયુ જતુ. ૧૧

તાર પુંડળરે, નારાણ્ય પુત્ર મોટો થયો;
ધન સંપદારે, પુરણ થઈ દુખ દીન ગયો. ૧૨

છેલ્લા પુત્રનેરે, વૈરાગ્ય વૃત્તી પ્રગટ થઇ;
મનમાં થકીરે, ત્રષ્ણાની જાળ તુટી ગઇ. ૧૩

આવ્યા બ્રાહ્મણોરે, દ્વાદશીયે તેડુ કાવીયું;
ભરયુ ભાદરૂ રે, ભોવીન પોતે લુંટાવીયું. ૧૪

પુત્ર પત્નીયોરે, ત્યાગ કરી દ્વારીકાં ગયા,
ભ્રાત સાથમાંરે, માહા યાત્રા કરવા વહ્યા. ૧૫

જઇ ગંગોતરીરે, ભરી અણવર પગે ચાલતા;
રાંમેશ્વર જઇરે, ત્યાં અભીશેક ધરાવતા. ૧૬

એજ રીત્યનીરે, એકાદશ કાવડય ભરી;
સેતુબંધ જઇરે, ઇશ્વરને અરપણ કરી. ૧૭

તુકારામનારે, અભંગ પાઠાંતર કરી,
પુત્ર નારણેરે, કીરતન ત્યાં ગાયાં ફરી. ૧૮

વડા વીર બેરે, આજ્ઞા એની અનુંસરે;
મ્હા મહત્તા તેરે, નાંનેરા નારાણુમાં ઠરે. ૧૯

તુકારામમાંરે, પ્રેમ પુરણ હોય જેહ્યને;
દે છે દરશનરે, અદ્યાપી આવીને તેહ્યને. ૨૦

બંધુ કાંહાંનો બારે, કલ્પાંત તે કરતો અતી;
મળ્યા તેહ્યનેરે. પોતે જઇ સ્વપના વતી. ૨૧

કલેશ કરશો નરે, વીષ્ણુની પાસે વસુ ઝાંહાં;
કોક અવસરેરે, તેડાશ હું તમને ત્યાંહાં ૨૨

બીજો કાંહાંનડારે, નામે લીંગાયત વાંણીયો,
રેહે ઉદંબરરે, ગામનો પ્રેમી તે જાંણીયો. ૨૩

તેણ્યે સંસારરે, છોડીને સેવા ઘણી કરી;
તુકારામનીરે, આગન્યા જન્મ અનુસરી ૨૪
બીજો વાંણીયોરે, નાંમે ગબાશેઠ જે હતો;
માહા સુશીળનેરે, શર્ણ તુકારામને જતો. ૨૫
બેહુ વાંણીએરે, પ્રથમ મેળાપે કહ્યું હતું;
અંત ટાંકણેરે, દરશન દેજ્યો આવી છતું. ૨૬
ગમે ત્યાં ગયારે, હો તાંથી તર્ત પધારજ્યે;
સમો જાય નારે, છે તેથી વાહાલ વધારજ્યે ૨૭
તુકારામે તાંરે, પ્રેમને પરખી તે હા ભણી,
તે બે વાંણીયારે, શોચના પુઠે કરે ઘણી. ૨૮
તુકારામ તેરે, વૈકુંઠમાં વાશા વળી;
ભાળે ભુજ દેઇરે, બંને જણા બેઠા કળકળી. ૨૯
આપી વચનનેરે, પોતે તો પેલા વીદા થયા;
અંત આપણેરે, કયાંથી કરે આવીને દયા. ૩૦
હાવી વારતારે, સત સાધુને મુખે કહે;
એમ કરતાં તેરે, કેટલા માસ વીત્યા રહે. ૩૧
અત તેમનોરે, પાસમાં આવીયો જાહરે,
તુકારામનારે, પુત્રોને તેડાવ્યા તાહરે ૩૨
વાંચી પત્રનેરે, તઇયાર ત્રણ જણા થયા;
રામેશ્વર ભટરે. કાંહાંનો બા ભ્રાત લઘુ રહ્યા. ૩૩
પુત્ર નાં નડેરે, નારણ ત્રૈણ્ય તાંથી પળ્યા,
પ્રેમ પુર્વકરે, મંદગી વાળાને જઇ મળ્યા. ૩૪
આપ્યાં આસનરે. પ્રેમ સહીત પુજન કરયું,
નીશા ટાંકણેરે, કીરતન કરવાનું આદરયું. ૩૫

પુત્ર નાં નેંરે, કીરતનમાં કીધું સહ્યું;
પીતા પાળજોરે, આપે વચન જે પોતે કહ્યું ૩૬

આંગે અવસરેરે, આવી જાઓ મળવા મશે,
નીહીંનો આપનારે, જામેલો જશ ઝાંખો થશે. ૩૭

આવું કેહેતામાંરે, અણધારયા તર્ત આવી ચડ્યા;
માંદા પુર્શનીરે, દ્રષ્ટીએ તર્ત પોતે પડ્યા. ૩૮

તેણે ઉઠીનેરે, વંદન વીધીવત તાં કરયું;
પુષ્પ ચંદનરે, આસન આપી અનુસરયુ ૩૯

કર જોડીનેરે, કેવા લાગ્યો તે એ કરગરી,
બોલ પાળવારે, આવ્યા ધણી કરૂણા કરી ૪૦

પીડ્યાતુરનેરે, દ્રષ્ટી પ્રગટ દેખ્યા કરે;
બીજા વીસ્મયરે, પાંમે કાંની સાથે ઉચરે ૪૧

હાર પુષ્પનોરે, માંદાએ જહને પેહેરાવીયો,
રહ્યો અંત્રીક્ષરે, સર્વને જોવામાં આવીયો ૪૨

નીરધાર તેરે, જોહને અચરત પાંમીયા
પછી સઉ જનોરે, પુષ્પના હારને નાંમીયા ૪૩

ઘોશ વીઠલરે, નામનો સઉ વધા જાહ્યરે,
પ્રાંણ મુકીયારે, સરવને દેખતાં તાહ્યરે ૪૪

સઉ મંડળેરે, ધન્યવાદ અરપ્યો ઘણો;
પાંમ્યો સદગતીરે, મેળો થતો હરીજન તણો ૪૫

રામકૃષ્ણાદીરે, અવતાર સગુણ રૂપે થયા,
મળે ભકતોનેરે, સંકટ સમયે કરી દયા ૪૬

એજ રીત્યથીરે, પોતે તુકારામ જાય છે;
પ્રેમી પુર્ણનેરે, અદ્યાપી દરશન થાય છે. ૪૭

નીલોબા નામેરે, ગોસઇ પીપળનેર ગામનો,
બીહીણાંબા બાઇરે, બન્યેને પ્રેમ સ્વધામનો. ૪૮
એવાં બેઉનેરે, સ્વપ્નમાં દરસન આપીયું;
તે તુકારાંમેરે, કષ્ટ મેળાપીનુ કાપીયુ. ૪૯

॥ વિશ્રાંમ ॥ કષ્ટ કાપીયું સંકટેરે, તુકારાંમે તે વારરે;
રેવા રસીક રટના કરીરે, ગયા જીતી સંસારરે. ૧

॥ इतिश्री भक्त लीलामृत परमपवीत्र तुकाराम चरीत्र पाख्याने कवि श्री रेवाशंकर वीरचीते नारायण पुत्र शीवाजी ग्रामार्पण वीधी वर्णनो नाम अष्टपंचाशोध्यायः ॥ ५८ ॥

---

## अध्याय ५९ मो

॥ રાગ ધનાશ્રી ॥

નાભાજી કહે સાંભળો સ્વામી, કીધા વશ જેણે ગરૂડાગાંમી. ૧
કીધાં ભાવીક ભકતોનાં કાંમ, રાખ્યુ અવીચળ અવનીમાં નામ,૨
એકવાર સ્વધાંમે સધારયા, મળવા પ્રેમીને પાછા પધારયા. ૩
હુતા અવની તુકારાંમ જારે, જાય વેપારમાં કોઇ વારે. ૪
ગાડુ ભાડે કરેલો જે જંન, નામે કાશમ જાતી યવંન ૫
પાપ રહીત ને પરમ વીવેકી, ચાલે હીંદુ ધરમ તણી ટેકી. ૬
તે પ્રવાસમાં સંગતે જાય, એક બીજાની તેવડ ચાહાય ૭
જાતી જુદી બે કીધો કરાર, નથી કાયાનો કંઇ નીરધાર ૮
પડે વસ્તી કે વગડામાં જાઇ, અંત વેળાની તેવડ ભાઇ. ૯
તારે કાશમ કે પડી જાય, જાણુ હીંદુની રીત સદાય ૧૦
દેહ નાશ થવા સમો જારે, પીડાતુરને નવરાવે તારે. ૧૧

ગાય ગોબર માટી બે લાવી, જગા સુવાની નાંખે લીંપાવી. ૧૨
વેરે જવ તલ ડાભ પથારી. માથુ ઉત્તર પાસમાં ધારી. ૧૩
પગ દક્ષણ દીશમાં રહે છે, મુખે તુળશીને સોનુ ધરે છે. ૧૪
દાહ અગનીમાં દેવાનો જારે, માથુ દક્ષણ દીશમાં તારે, ૧૫
જાણું હીંદુની રીત હું આવી, શકુ અવસરે સઉને બતાવી. ૧૬
આવી રીતી સનાતન જાંણે, કરે હીંદુનું શબ તે ઠેકાંણે. ૧૭
આવે અવસરે કાંમ કહાવું, તેડું હીંદુની પાસે કરાવું. ૧૮
તુકારાંમ કે તું સગા જેવો, જોઇએ સોબતી વાટમાં એવો. ૧૯
કહે કાશમ છું દુખીયારો, પડે વાટમાં પંડય આ મારો. ૨૦
નથી સગે સંબધીનો મેળો, મુને કરજો ત્યાં ભોંયના ભેળો. ૨૧
તુકારાંમ કે તેના ડરીશ, ભાંય ભેળો હું તુજને કરીશ ૨૨
કીધો કોલ કરાર બે તાંહ્ય, જાતા જોડે વીદેશની માંહ્ય. ૨૩
વીતી વરસ ગયાં દશબાર, કો ના વાત આ જાણે લગાર. ૨૪
જવરે જોર કરયું કોઇ વારે, કાયા કાશમની પડી તાહારે. ૨૫
નાતી જાતીલા સમધી તમામ, થયા સૌ ભેળા મરણને ઠાંમ ૨૬
વીધી વસ્ત્ર પેરાવાની કીધી, નાંખી ચોપગી ઉચકી લીધી. ૨૭
લીધો નામ રટી તેને રાંન, મુંકયો લાવીને કબરસ્થાન. ૨૮
ખોદી કબ્બર શબતાં સુવાડયુ, વસ્ત્ર ઢાંકી વીધી વડયે કહાડયુ.૨૯
માટી નાંખવા લાગીયા જયારે, થયો એક અચંબો તે વારે. ૩૦
નાંખી માટીને જમ ઢંકાવે, તરી તે શબ ઉપર આવે ૩૧
કુટી થાકીયા મોહોલવીમીર, પીર જાદા અમીર ફકીર. ૩૨
આ અચંબો જોવા જેવો ખાસ, એક રડવું ને આ બીજું હાસ.૩૩

માટી નાંખે તે કયાં જાણે જાય, તરે તે શબ ના ઢંકાય. ૩૪
વળગ્યા વાંહાંણેથી ડાટવા તાંહ્ય, આવ્યો અરૂણ તે અસ્તની માંહ્ય ૩૫
કરવા ઠેકાંણે કાંને હું લાવુ, નથી જંદગીમાં જોયું આવું. ૩૬
એમ શોચે યવન તાણો સાથ, બેઠા મુસ્તકે મુકીને હાથ ૩૭
નવ ઢંકાઇ કબર તે વાર, થયું ટેકરૂ તાં ગજ બાર. ૩૮
બેઠા નીશ્વાસ મુકીને જ્યારે, આવ્યો વૃદ્ધ યવન તેણી વારે. ૩૯
તેણ્યે પુછ્યુ હુ ઘેરથી આવ્યો, તમે દીવસ શાંમાં ગમાવ્યો. ૪૦
સદુભાઇ કે શું સમજાય, આ તો તાજુબ જોવાનું થાય ૪૧
માટી જમ જમ કબરે ધરાવે, ઉંચુ તમ તમ આ શબ આવે. ૪૨
ડાટનારા તે દેખી ડરે છે, તુમડા પેઠયે ઉંચુ તરે છે ૪૩
ભાંહ્ય ભેળુ ન આ શબ થાય, સુનુ મુકી ના ઘેર જવાય ૪૪
બોલ્યો વૃદ્ધ કરીને વીચાર, વાત યાદ આવી આણી વાર. ૪૫
મુને મરનારે કહ્યલી તમાંમ, તમને સમળાવું તે આંણ્યે ઠાંમ. ૪૬
કરતો ગાડી તી ભાડાને સારૂ, તુકારામની સઘાતે લ્હારૂ. ૪૭
તુકારામને કહી તેણ્યે વાત, મારી મારગે થઇ જાય ઘાત ૪૮
નથી જાતીલો શોચના આવી, કરશે કોણ દફન મુને આવી. ૪૯
તુકારામ કે તે ના ડરીશ, તુને કબ્બર ભેળો કરીશ. ૫૦
તે આ અવસર આવીયો આંમ, તુકારામ ગયા નીજ ધાંમ ૫૧
બીજા કે બોલ્યું તેમનુ નડીયું, છેટું આભ જમી જેવું પડીયું. ૫૨
ભેદ વાતમાં પડીયો આ ભારે, કયાંથી આવીને કામ સુધારે. ૫૩
• દુખ ભુખથી સૌ ગભરાય, આવે કરવું શું ના કલપાય. ૫૪
બોલ્યો વૃદ્ધ તાંહાં તતખેવ, તુકારાંમનો સંભારો દેવ. ૫૫

શબ્દ સાંભળી કરશે એ ત્યાર, તરત મોકલશે તેણી વાર. ૫૬
થયા બહુના વીચારતાં આવા, લાગ્યા વિઠ્ઠલ વિઠ્ઠલ ગાવા ૫૭
શબ્દ એકથી અધીકો તે કાહાડે, તાંન ટેકમાં તાળીયો પાડે. ૫૮
એમ યામ વીતી ગયો જ્યારે, થઈ ગગનમાં ગરજના તાહારે ૫૯
રહ્યા વીસ્મે થઇ છાંના તમામ, આવી સરસ સુવાસ તે ઠાંમ ૬૦
શબ્દ છેટેથી આવે છે હોરો, જાણે વાગે છે તાળ ટકોરો ૬૧
જોતા જોતામે આવીયો પાસે. ભવ્ય વસ્ત્ર તે ભરીયાં સુવાસે. ૬૨
તાળ કરમાં ને ગોવિંદ ગાતા, દેવ સરખા છે દેહે દીપાતા ૬૩
કરૂણા દીસે લોચન ઠાંમ, વસ્ત્રે અંકીત વિઠલ નાંમ. ૬૪
ગેબા ધુન્ય શરાંગમાં જાગી, રોમે રોમે રટણ એવી લાગી. ૬૫
પગ ઉપડે છે જેના જોરે, ખશા દેખી યવન સૌ કોરે ૬૬
પુછયુ કર હલાવી પછી છાનુ, ઘોરવાડે આ ટેકરૂં શાનું. ૬૭
બોલ્યો બાકર પરણામી પાય, એક મરદુ ન ઘોરયે ડબાય. ૬૮
થાકયા ઝાઝી મજુરી કરીને, આવે ઉપર મરદુ તરીને. ૬૯
જે તે રીતે આ શબ ઢંકાય, એવો જાણો તો કહો કૈ ઉપાય.૭૦
વેળુ ચપટી લેઇ શબપર નાંખી, રહ્યા ત્યાં યવનો સઉ ઝાંખી.૭૧
શબ ઢંકૈ ગયું તેણી વારે, પેઠુ ટેકરૂ અવનીમાં તહારે. ૭૨
આખા દીવસે જે ઉંચુ કરાયું, બાર ગજનું ને પલમાં સમાયું.૭૩
પીર ભાઇયે પુછયું તે ઠાંમ. આપ કાંણ ને કયાં છે મુકામ. ૭૪
આપ્યો ઉત્તર વિશ્વમાં ઠાંમ, મારૂં નામ તો છે તુકારાંમ. ૭૫
તમે યાદ કરયો મુને જારે, આવ્યો આ શબ ઢાંકવા તાહારે. ૭૬
જેમાં સાતશેં લખીયા અભંગ, એવા ગુટ્યકોને માળા બેસંગ.૭૭

મુકયાં તરૂવરે સૌને બતાવી, કેજ્યો નારણ પુત્ર લે આવી. ૭૮
આવી વીઠ્ઠલ તેણયે તે સ્થાન, પોતે થઇ ગયા અંતરધ્યાન. ૭૯
પાંમ્યા યવન અચંબો તે ભાળી, એક આપણે ના સકયા ખાળી૮૦
તેડી જાત જો એમને ઠાંમ, કૈક આપત હીંદુ ઇનામ. ૮૧
ઝાડે ઝોળીમાં મુકયુ તે લૈયે, પછી પુરમાં વધાંમણી ખૈયે ૮૨
એમ ધારી તરૂ ચઢયા લેવા, ડાળ દેખીને જુવે છે જેવા ૮૩
ત્રીજા ડાળે તે દરસાયુ ઝાંહ્ય, એમ ધુમી વળ્યા સઉ તાંહ્ય ૮૪
કોના હાથમાં તે નવ આવે, હોય પાસે ને છેટે જણાવે. ૮૫
ડાળે ડાળે ધુમી વળી હારયા, થાકી ઉતરયા લાજના મારયા ૮૬
એક યવન તે તાંથી સધાવ્યો, તેડી નારણ્ય પુત્રને લાવ્યો. ૮૭
સુત સમજાવ્યો કહી સઉ વાતે, પેલુ ભરવ્યું છે કે તમો તાતે.૮૮
કહે નારણ આપો ઉતારી, નથી ચઢવાની હીંમત મારી ૮૯
બોલ્યા યવનો ધુમ્યા ધણી વારે, પણ આવ્યું ની હાથ હમારે ૯૦
ગતાગમ તે એ ના પાડી અમને, તાહારે આવીયા તેડવા તમને.૯૧
પડી નારણ્ય દૃષ્ટીએ જ્યારે, લાગી નીચી ઉતરવાને તાહારે ૯૨
રહયો નીચો તે હાથ ધરાવી, પડી પોટલી પોશમાં આવી. ૯૩
થયા રાજી જનો તેણી વારે, આવ્યા મદીર લેઇને તહારે. ૯૪
વાત વીસ્તરી પુરમાં તમાંમ, આવ્યું નીરખવાને સઉ ગાંમ.૯૫

॥વિશ્રાંમ ॥ ગામ આવ્યું સઉ નીરખવારે, પ્રણમી લાગે પાય;
રેવારસીકના જન તણારે, યવન નહિ દુ યશ ગાયરે.૧

**इतीश्री भक्त लीलामृत परम पवित्र तुकारांम चरित्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते काशमखां प्रसंग वर्णनो नाम नव पंचाशोध्यायः ॥ ५९ ॥**

## અધ્યાય ૬૦ મો.

॥ રાગ આશાવરી ॥

નાભાજી કહે શ્રવણો સ્વામી, માહા પુરૂશ મહીમાય;
એક મને આ શ્રવણ કરે તો, પાપ ચતુર વીધી જાય. ૧

ગંગા ગયા પ્રયાગ ને કાશી, ગોકુળ મથુરાં ધાંમ,
રામેશ્વર ને બદ્રીનાથજી, જગંનાથનો ઠાંમ. ૨

અપર દ્વારકાંધીશની યાત્રા તેમ એયોદ્ધા જાય,
તુકારાંમનું ચરીત્ર શ્રવણે, તે તુલના ફળ થાય. ૩

યજ્ઞ યાગ ગૌદાન કનકભુ, એવાં અગણીત દાન;
તુકારાંમનુ ચરિત્ર શ્રવણે, સઉ ફળ એક સમાન. ૪

નવધા ભકિત વીરકત વર્તિ, અદ્રોહીને ઉદાર;
શીળ શાંતી સમ દરશી સાધુ, પરમારથ કરનાર. ૫

આ સરવે ગુણ સંપુરણનુ, તુકારામ તે પાત્ર,
શ્રવણે તે પારાંગત થાયે, સંશે નહીં તલ માત્ર. ૬

અધ્યા સાહ્ય અનુપમ નીરમ્યા, ભકિત રસ ભંડાર;
તુકારાંમે મુજ હ્રદયે રહીને, સમજાવ્યો સઉ સાર. ૭

શ્રવણ કથા આકરવા જાતાં, પદપદ ગંગા સ્નાંન;
એક યજ્ઞનું ફળ તે પાંમે, અરપે પુસ્તક દાંન. ૮

શાકે અઢારશે તેતરીના, માહા સુદી દશમી સોમ,
પુરણ ગ્રંથ કરયો તે દીવસે, વાપ્યો યશભુ વ્યોમ ૯

રાગ ત્રયોદશ નીરમ્યા રૂડા, શોભે સમયનું કુળ;
અર્થ અનુપમ યમકપ્રાસ તમ, દીસે મંગળ મુળ. ૧૦

આશાવરી ધનાશ્રી સીંધુ, વેરાડી નટ જેહ;
મલાર મેવાડોને મારૂ, પછી માલકો તેહ. ૧૧

કાફી કાનડોને કેદારો, બીહાગ એ સઉ રાગ,
પ્રતેકની આવરતી વરણું, શ્રવણ કરો માહાભાગ. ૧૨
આશાવરીના અધ્યા પ દર, મારૂના નવ થાય;
તેમ ધનાશ્રી વાર ચતુરદશ, સીધુ ત્રણ ગણાય. ૧૩
સાત વાર કેદારો સરજ્યો, મેવાડો ત્રીવાર;
બીહાગ એને બેઉ કાંનડા, અન્ય રાગ એક તાર ૧૪
એક માલકો મલાર તે એક, કાફી એક ગણાયે;
વેરાડી એકને નટ તે એક, અધ્યા સાઠ ભણાયે ૧૫
ગુણ સાગર ગુજરાતની મધ્યે, ખંભાયતમાં વાસ;
ઉદીચ્ય ટોળકીયાની જ્ઞાતી, અત્રીકુળ અભ્યાસ. ૧૬
વીસાવટ કૃષ્ણાત્રીકુળમાં, જયશંકર પીતુ નામ;
રેવાશંકરે ગ્રંથાવરણ્યો, ગુરજરીગીરા તમાંમ ૧૭
લઘુ ભ્રાત રવીશંકર તેને, કૃષ્ણ કથાપર પ્રેમ;
ગીરીવરધરના ગુણ ઉચરવા, અરપ્યો ધારી એમ. ૧૮
આ અધ્યાય તથા વીશ્રાંમની ટુંકો માપ તમાંમ,
ત્રણશસ્ત્ર નવસેને પચ્ચા, પુરણ થઇ આ ઠાંમ ૧૯
આદીથી તે અંત્ય લગી આ, પુરણ પ્રેમનો પંથ;
તુકારાંમે મુજ રૂદયે રહીને, પુરણ રચાવ્યો ગ્રંથ. ૨૦
॥વિશ્રાંમા॥ ભદ્રપુરીમાં ભાળીયા, ગુરૂ શીવશંકર વ્યાસરે;
ભદ્રી કાળીમાને ભજેરે, પ્રગટ્યો બુદ્ધિ પ્રકાશરે. ૧

इतीश्री भक्त लीलामृत परम पवीत्र तुकाराम चरित्र पाख्याने कविश्री रेवाशंकर वीरचीते अध्याय अनुक्रम ग्रंथ माप वर्णनो नाम शष्टीमोध्यायः ॥ ६० ॥

समाप्त संवत १९६८ शाके १८३३ माहा सुदी १० चंद्र वासरे समाप्त थयो छे. कवि रेवाशंकर जयशंकरनो रचेलो छे.